# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER


JANUARY 1889.

પુસ્તક ૨૮ મું. જાન્યુઆરી. ૧૮૮૯. અંક ૧ લો.


મ'તાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;
કર અતિ મત ક્ષેત્રની, ખરી એતી ધરી હામ.

અનુક્રમણિકા. પૃષ્ટ. CONTENTS.


| અનુક્રમણિકા | પૃષ્ટ | CONTENTS | |
|---|---|---|---|
| આકાર વિષે પાઠ | ૧ | Object-lessons : Form | 1 |
| ગુજરાતનો ઇતિહાસ. | ૪ | Notes of Lessons on the History of Gujarat | 4 |
| આરોગ્યતા વર્ધક સુધારા વિષે ભાષણો | ૬ | Lectures on Sanitary Reform | 6 |
| પ્રાચીન ગ્રીક કેળવણી | ૧૦ | Old Greek Education | 10 |
| પાઠોની નોંધ | ૧૩ | Notes of Lessons | 13 |
| રુચિત પાઠ આપવાના વિષયો | ૧૫ | Subjects for object lessons | 15 |
| પુસ્તકની પહોંચ | ૧૬ | Acknowledgment of a Book | 16 |
| સરકારી જાહેર ખબરો | ૧૭ | Departmental Notifications | 17 |





( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિંટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.


☞ વર્ષનો રૂપિયો એક અગાઉથીજ......પોસ્ટેજ માફ.
છુટક નકલ ૧) ના આના બે........ અર્ધો આનો

# ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૮ મું. જાન્યુઆરી. ૧૮૮૯. અંક ૧ લો.


## આકાર વિષે પાઠો.

### બીજું પગથિયું.

#### પાઠ બીજો. બાજૂઓના જ્ઞાનનો ઉદય કરવા વિષે.

બાળવર્ગની આગળ સ્વચ્છ કપડા ઉપર આકારોની પેટીમાંથી લાકડાના આકારો મૂકી શિક્ષક એક ચોરસ આકાર હાથમાં લેઈ છોકરાંને દેખાડી પૂછવું કે ગયા પાઠમાં આ વિષે શું શીખ્યા? એને શું છે? છોકરાં—એને ખૂણા છે. કોઇને કહેવું, એના ખૂણા બતાવો. તે બતાવ્યા પછી બીજા કોઇને કહેવું કે એના એક ખૂણાથી બીજા ખૂણા સૂધી આંગળી ફેરવો. તેમ કરેથી બીજા કોઈ બાળકને પૂછવું કે આણે ક્યાંથી ક્યાં લગી આંગળી ફેરવી? જવાબ—એક ખૂણાથી બીજા ખૂણા સૂધી. શિક્ષકે—એક ખૂણાથી બીજા ખૂણા સૂધીના ભાગનું નામ કોઈ જાણોછો? જેમ આ ખૂણો કહેવાયછે તેમ (આંગળી ફેરવીને) આ શું કહેવાયછે? એને બાજૂ કહેછે. એને શું કહેછે? બધા જોડે કહો. પછી કોઈ બાળકને પૂછવું કે તમે એની બીજી બાજૂ દેખાડો. તમે ત્રીજી દેખાડો. તમે ચોથી દેખાડો. તો કહો બધા એને કેટલી બાજૂઓ છે? ચાર બાજૂઓ. એક બાળકને—તમે ચારે બાજૂઓ દેખાડો. બીજાને—આ પૂઠા ઉપર એવો આકાર દેખાડો. બીજા કોઇને—તમે આ આકારોમાં ચાર બાજૂઓવાળા જેટલા હોય તે સઘળા શોધી કાઢો. તે આવડેથી બીજા કોઇને પૂછવું કે હવે તમે ત્રણ બાજુઓવાળો આકાર શોધી કહાડો. હવે ત્રણ બાજુઓ-

આમાંથી કાઢો. વારુ જુઓ તો આમાંથી કોઇને પાંચ બાજૂઓ છે? કોઇને છ બાજૂઓ છે? ઇત્યાદિ એજ પ્રયોગ સ્લેટ, કાગળ, વગેરેથી કરવો.

૧ સૂચના. આ પાઠને એકે વખતે આપો ચલાવવો કે એના બે ભાગ કરવા તેનો આધાર વર્ગનાં બાળકોના જ્ઞાન અને શક્તિ ઉપર છે. છોકરાંને થકવી ના નાંખવાં તેમ જોઇએ તેથી ઓછું પણ ન શીખવવું. કાંઈ નવું શીખ્યાં એમ તેમને લાગવું જોઇએ.

૨ સૂચના. એ આકારોને પૂઠાના આકારો જોડે સરખાવી જોવાનું આ પાઠોમાં જારી રાખવું.

૩ સૂચના. આકારની પેટીમાં મૂળાક્ષરોનાં પાનાં રાખવામાં આવેછે તથા મૂળાક્ષરનું પૂઠું પણ જોડે હોયછે. એ શીખવવાને સારુ જુદો વખત રાખવો અને તે પાઠોને મૂળાક્ષરો શીખવવાના પાઠોને સહાયકારી કરવા.

---

## ત્રીજું પગથિયું.

### સીધી અને ગોળ બાજૂઓ વિષે પાઠ ૧ લો.

શિક્ષક છોકરાંને સીધી બાજૂવાળો આકાર—ચોરસ કે ત્રિકોણ—દેખાડી પૂછવું કે આવો આકાર પૂઠા ઉપર દેખાડો. ત્યાર પછી અર્દ્ધ ગોળાકારનું પાટિયું લઈ પૂછવું કે આવો આકાર પૂઠા ઉપર દેખાડો. તે દેખાડેથી પૂછવું કે આની (અર્દ્ધ ગોળની) બાજૂઓમાં કાંઇ ફેર છે? ન આવડે તો તેની નીચેની લીટી દેખાડવી અને ઉપરની વાંકી (ગોળ) લીટી દેખાડી પૂછવું કે આ બેમાં શો ફેર છે? ન આવડે તો કહેવું કે નીચેની સીધી છે ને ઉપરની ગોળ છે. એ જવાબ બધા પાસે જોડે બોલાવવો. એવો બીજો આકાર આમાંથી શોધી કાઢો. તો હવે જેને એકે સીધી બાજૂ નથી એવો આકાર દેખાડો. ન આવડે તો શીખવનારે પૂર્ણ ગોળ પાટિયું હાથમાં લઈ દેખાડવું અને છોકરાંને કહેવું આવો આકાર આ પૂઠાપર છે તે દેખાડો. એવાં બીજાં પાટિયાં શોધી કાઢો.



### પાઠ ૨ જો.

શિક્ષક—હાથમાં ચોરસ પાટિયું લઇને—આને કેટલી બાજૂઓ છે, બાપુ? છોકરાં—ચાર. ઠીક. ત્રિકોણ હાથમાં લઇને, એને કેટલી બાજૂ

એ છે? ત્રણ. અર્ધગોળ હાથમાં લઇને, એને કેટલી બાજૂઓ છે? બે. એ બંને સરખી છે? ના. ત્યારે કેવી છે? એક સીધી અને બીજી ગોળ. હાથમાં પૂર્ણ ગોળ પાટિયું લઇને, આને કેટલી બાજૂઓ છે? જુઓ, આ પૃષ્ઠપર એવો આકાર છે તેને કેટલી બાજૂઓ છે? એક. એ એક કેવી છે? ગોળ. તો આપણે ત્રણ જાતના આકાર જોયા. કયા કયા કહો તો? સીધી બાજૂવાળા; એક સીધી અને એક ગોળ એવી બે બાજૂઓવાળા; અને ગોળ એક બાજૂવાળા. જુઓ આ ચાર બાજૂઓવાળાને કેટલા ખૂણા છે? આ ત્રણ બાજૂઓવાળાને કેટલા ખૂણા છે? આ બે બાજૂઓવાળાને કેટલા ખૂણા છે? તો હવે તમે કહી શકશો કે જેટલી બાજૂઓ તેટલા ખૂણા. સઘળા જોડે બોલો—જેટલી બાજૂઓ તેટલા ખૂણા. પણ એક ગોળ બાજૂવાળાને ખૂણો એકે નહિ. ઠીક. કોઈ બાળકને—તમે ચાર બાજૂઓવાળાં બધાં પાટિયાં આમાંથી વીણી કાઢો. બીજાને—તમે ચાર ખૂણાવાળાં પાટિયાં વીણી કાઢો. ન આવડે તો બીજાને. જેને ચાર બાજૂઓ છે તેનેજ ચાર ખૂણા છે. તમે એકે ખૂણો નહિ એવો આકાર બતાવો. એને કેટલી બાજૂ છે? એક ગોળ બાજૂ છે. તમે પાંચ ખૂણાનો આકાર બતાવો. તમે પાંચ બાજૂઓનો આકાર દેખાડો—ઇત્યાદિ.

વિચાર—આકાર વિષે આ આરંભના પાઠોનો હેતુ એ છે કે બાળકની તર્કશક્તિને ભારે ન પડે એવાં તરેહ તરેહનાં મનોયત્નોથી તેમને આકારનું ખરૂં જ્ઞાન મેળવવાને નિરીક્ષા કરતાં આવડે. જેઓ મોટપણે પોતાના હાથવડે કામ કરી કારીગર કે મજૂર થવાના છે તેઓના હાથને એથી તેઓની આંખો મદદ કરી શકશે; અવલોકન કરવામાં પોતાની બુદ્ધિને લગાડી શકે તેવા કારીગરો અને મજૂરો તેઓ થશે. જેઓ મોટપણે પોતાના મગજવડે અકલ વાપરવાનાં કામ કરવાના છે તેઓને દૃષ્ટાંતને માટે તથા સામાન્ય અનુમાનો તથા નિયમો કાઢવાને માટે સ્પષ્ટ જ્ઞાન મળશે કે તે મેળવવાની રીત સમજાશે. આ વિષે હજી વધારે પાઠો લખવામાં આવશે.

—※—

# ગૂજરાતનો ઇતિહાસ.

### પાઠ ૯ મો. ઈસ્વીસને.

સંક્ષેપ નોંધ. પૂર્ણનોંધ. ૩ જા ધોરણનો વર્ગ. પ્રાકટિસિંગસ્કૂલ અમદાવાદ ટ્રેનિંગકાલેજ.

આરંભ પ્રશ્ન. વિક્રમ સંવત કોને કહેછે તે તમે શીખ્યા. હવે ઇસ્વીસને કોને કહેછે તે જાણોછો!

શ્રીઈસુખ્રિસ્ટના મરણનીસાલથીઈસ્વીસન.

પાઠ—જેમ રાજા વિક્રમના મરણની સાલથી વિક્રમ સંવત ગણાય છે તેમ શ્રી ઈસુખ્રિસ્ટના મરણની સાલથી ઈસ્વીસને ગણાય છે. મેં શું કહ્યું? કોના મરણની સાલથી ઈસ્વીસને ગણાય છે? ઈસુખ્રિસ્ટે શું મોટું કામ કર્યુંછે તે કોઈ જાણોછો? એણે ખ્રિસ્ટી ધર્મ સ્થાપ્યો છે. એણે શું કર્યું છે? એ ધર્મ માનનારા તમે જોયા છે? સાહેબ લોકને તમે જોયા છે? તેઓ એ ધર્મ પાળેછે. આપણી પાડોશમાં પાદરી સાહેબ રહેછે તેઓ એ ધર્મ પાળનારા છે. એ સાહેબના બંગલાની સામી બાજૂએ દેશી

સને અને સંવતમાં ૫૬ વરસનો ફેર છે.

વિશ્વાસી લોકો રહેછે તેઓ એ ધર્મના છે. ઈસ્વીસનની હાલ કઈ સાલ ચાલેછે? ૧૮૮૯. અને વિક્રમ સંવતની કઈ સાલ ચાલેછે? ૧૯૪૫. તો એ બેમાં કેટલો ફેર છે? સંવતના વરસમાંથી સનનાં વરસ બાદ કરીએ તો શું બાકી રહેછે? ૫૬. અથવા ઈસ્વીસનના વરસમાં કેટલા ઉમેરીએ તો સંવતનું વરસ આવે? ૫૬. તો એ બેમાં ફેર કેટલો? ૫૬ વર્ષનો*. બીજા દાખલા લઈ પાકું કરાવી પુનરાવર્તનમાં તપાસવું કે શીખવેલું આવડ્યું કે નહિ.

### પાઠ ૧૦ મો પંચાસરનું રાજ્ય.

સંક્ષેપ નોંધ. પૂર્ણ નોંધ. ૩ જા ધોરણનો વર્ગ. પ્રાકટિસિંગ સ્કૂલ અમદાવાદ ટ્રેનિંગ કાલેજ.

---

* આ પાઠ ૨૫ા ડીસેમ્બર માસમાં શીખવ્યો હોત તો ૫૭ વર્ષનો ફેર આવત. બહુ કઠણ પડે તેમ હોય તો આ ભેદ આગળ બીજા કોઈ પાઠમાં શીખવવો.

આરંભ પ્રશ્ન. વલભીપુરનું રાજ્ય તૂટ્યા પછી કયું રાજ્ય થયું તે તમે જાણોછો ?

પંચાસરનગર. પાઠ. આ નકશાભણી જુઓ. આ ઠેકાણે પંચાસર નામે નગર હતું. શું હતું ?

ઝાલાવાડ. આ ઝાલાવાડ પ્રાંત છે. કયો પ્રાંત છે ? તમે આવીને ઝાલાવાડ પ્રાંત બતાવો.

કચ્છનું રણ. એની ઉત્તરે કચ્છનું રણ છે. શું છે ? રણ કોને કહેછે તે જાણોછો ? જે જમીનપર માટી ન હોતાં રેતી હોય, ઝાડ ઊગે નહિ અને પાણી ન હોય તેને રણ કહેછે. રણ કોને કહેછે ? રણમાં માણસ વશી શકતાં નથી. મેં શું કહ્યું ? એ રણને કાંઠે ઝાલાવાડમાં પંચાસર હતું. શું હતું? રણનો એ કાંઠો બતાવો. એ કાંઠાપર કયું શહેર

ઈ.સ. ૬૯૬. હતું ? ઈસ્વીસનને ૬૯૬ માં એ નગરમાં ચાવડા જાતનો

જયશિખર- રજપૂત રાજા રાજ્ય કરતો હતો. કોણ રાજ્ય કરતું હતું ?

ચાવડો. ક્યાં ? કઈ સાલમાં? એ રાજાનું નામ કોઇએ વાંચ્યું છે ? એનું નામ જયશિખર હતું. એ જયશિખર કઈ જાતનો

સંવત ૭૫૨. રજપૂત હતો ? ઇસ્વીસનની કઈ સાલમાં એ રાજ્ય કરતો હતો ? વિક્રમ સંવતની કઈ સાલ તે વેળા હતી ? એ રાજ્યનો આરંભ ક્યારે થયો તે જણાયું નથી. શું જણાયું નથી ? જયશિખરની પહેલાં કયો રાજા હતો તે પણ જાણવામાં આવ્યું નથી. શું જાણવામાં આવ્યું નથી ? જયશિખર ગાદીએ કઈ સાલમાં બેઠો તે પણ જાણવામાં નથી આવ્યું. એનું મરણ ક્યારે થયું અને રાજ્ય ક્યારે ગયું તે માત્ર જણાવવું છે. શું જણાવવું છે? એ વાત તમે આવતા પાઠમાં શીખશો. (પુનરાવર્તન.)

પાઠ ૧૨ મો. પંચાસરનું રાજ્ય.

સંક્ષેપ નોધ. પૂર્ણ નોધ. ૩ જા ધોરણનો વર્ગ. પ્રાક્ટિસિંગ સ્કૂલ અમદાવાદ ત્રેનિંગકાલેજ.

આરંભ પ્રશ્ન. રાજા જયશિખર રાજ્ય કરતો હતો તેવામાં શું બન્યું તે જાણોછો?

પાઠ. આજલગી આપણે આ ગૂજરાતનો નકશો રાખતા હતા. આજે હું આ બીજો મોટો નકશો લાવ્યોછું. એ શેનો છે તે વાંચો. શું લખ્યું છે ? આ મોટા નકશામાં

કનોજ દેશ. ગૂજરાત ક્યાં છે તે દેખાડો. અહિં ઉપલીમેર કનોજ દેશ

કાનપુર. હતો. કયો દેશ હતો? જુઓ આ કાનપુર (કાનપોર) લખેલું. છે. આવો તમે બતાવો.જોયું બધાએ? શું જોયું? કાનપુર.

કલ્યાણીનગર. એની પાસે પહેલાં કલ્યાણી નામે નગર હતું ? શું હતું? ક્યાં હતું? કયા દેશમાં હતું? આવો તમે કનોજ દેશ દેખાડો. તમે કાનપુર દેખાડો. આગળ ત્યાં કયું નગર હતું ?

ભૂવડ રાજા બળવાન, પરાક્રમી. શંકર કવિ. એ નગરમાં ભૂવડ નામે મોટો બળવાન રાજા રાજ્ય કરતો હતો. કોણ રાજ્ય કરતો હતો ? ક્યાં ? તે કેવો હતો ? વળી પરાક્રમી હતો. પરાક્રમી એટલે? એને મળવાને શંકર નામે ગૂજરાતનો કવિ ગયો.કયો કવિ? કોને મળવા ગયો? શંકર કવિએ ભૂવડની આગળ ગૂજરાત દેશનાં અને જયશિખર રાજાનાં વખાણ કર્યાં. શંકરે કવિએ શું કર્યું ? વખાણ એટલે શું તે જાણોછો ? કોઈનાં વખાણ કરવાં એટલે તેને વિષે સારૂં કહેવું. એ શું કહ્યું? શંકર કવિએ કહ્યું કે ગૂજરાત બહુ સારો દેશ છે. એ શું કહ્યું? એ દેશ આબાદ છે. એ દેશ કેવો છે?

આબાદ. કીર્તિ. જીતવું. લશ્કર. આબાદ એટલે ? તમારી ચોપડીમાં લખ્યું છે કે જયશિખરની કીર્તિ. ચોપડીમાં શું લખ્યું છે? કીર્તિ એટલે ? કવિ શંકરે શું કહ્યું? તેપરથી ભૂવડ રાજાએ ગૂજરાત જીતવાને લશ્કર મોકલ્યું. શું મોકલ્યું ? કોણે મોકલ્યું? શા માટે? જીતવું એટલે શું ? તમે લશ્કર જોયું છે ?

એ પાઠ શીખવી પુનરાવર્તન કરી પાઠ સમાપ્ત કરવો.

---

# आरोग्यता वर्धक सुधारा विषे भाषणो.

## प्रस्तावना.

આ જગત્ ઈશ્વરે ઠરાવેલા નિયમો પ્રમાણે ચાલેછે અને અમુક કારણથી અમુક કાર્ય થાયછે, એ સિદ્ધ થયું છે. રોગો અને મરણો અમુક

કારણોથી થાયછે. એમાંનાં કેટલાંક કારણો વિદ્વાનોના જાણવામાં આવ્યાં છે અને તે કારણોને અટકાવી શકાય છે, અને તેમ કરેથી મંદવાડ અને મૃત્યુ ઓછાં થાયછે એવું સાબિત થયું છે. પ્રજાનું રક્ષણ કરવું, તેમની પીડા બનીશકે તેટલી ઓછી કરવી અને તેમના સુખમાં વધારો કરવો એ રાજ્યકર્તાનો મુખ્ય ધર્મ છે. દેશની આબાદી અને બળનો પાયો તથા વિદ્યા, હુનર, ખેતી, વેપાર, અને રોજગારની અને પ્રજાની સામાન્ય સમૃદ્ધિની વૃદ્ધિનો આધાર ઘણે દરજ્જે લોકની આરોગ્યતાપર છે. એ માટે આપણા રાજ્યકર્તા પ્રજાની આરોગ્યતાની સંભાળ લેવાપર તથા તેને વધારવાપર ઘણું લક્ષ દેછે. આ કામમાં સરકારને અને દરબારને મહેતાજીઓ પુષ્કળ મદદ કરી શકે તેમ છે. કેટલાંક કામ રાજ્યકર્તાના હુકમથી બરોબર થઈ શકેછે, પણ ઘણાંક એવાં છે કે તેમાં લોકની સંમતિ હોય અને તેઓ હોંસથી સહાય કરે તોજ તે પાર પડે. દેશમાં માણસોની અને ઢોરોની આરોગ્યતા જાળવવાનું અને તેમાં વૃદ્ધિ કરવાનું કામ એ પાછલા પ્રકારનું છે. લોકની આરોગ્યતા સુધારવાને સરકાર બહુ આતુર છે અને પ્રયત્ન કરેછે, પણ એ બાબતમાં શહેરો, કસ્બા, અને ગામોમાં વસનારા લોક તથા ઘણાક દેશી અમલદારો, મુખી, પટેલો, તળાટિ વગેરે અજાણ્યા હોવાથી સરકારની શુભ ઇચ્છા પાર પડતી નથી અને કેળવણીખાતાની મદદની ગરજ છે. નિશાળોમાં છઠ્ઠા ધોરણમાં આરોગ્યવિદ્યાનાં મૂલતત્વો શીખવવામાં આવેછે, તથાપિ તે શીખનારા બહુ થોડા છે અને બધી નિશાળોમાં તે વિષય શીખવાતો નથી. મહેતાજીઓએ એ વિષે ભાષણો કરી લોકને સમજાવવા જોઇએ. પરંતુ બધા મહેતાજીઓ ભાષણો આપી શકે તેવા નથી. માટે આ ભાષણો પ્રગટ કરવામાં આવેછે. આ ભાષણોમાં "હિંદમાં આરોગ્યતા વર્ધક સુધારો" એ નામે મી. મંડાકે રચેલા પુસ્તકમાંથી સાર લીધોછે. મહેતાજીઓને અમે ભલામણ કરીએ છીએ કે તેમણે લોકોને ભેળા કરી એ ભાષણો વાંચી સંભળાવવાં. ગામના ચોરા પરલોકને મળવું સહેલું પડેછે. શહેરોના મહેતાજીઓ પણ લોકને એકઠા કરી આ ભાષણો તેમની આગળ વાંચી શકે. ભાષણો ટૂંકાં રાખવામાં આવ્યાંછે કે તે વંચાઈ રહ્યા પછી તે ઉપર ચર્ચા કરવાનો વખત મળે. ભાષણ પછીની ચર્ચા બહુ ફાયદો કરેછે. આ કામ મહેતાજીઓને કરતા જાણી સરકાર અને સરકારી અમ-

લહારો બહુ રાજી થશે, અને નિશાળખાતાના ઉપરીઓ પણ શાબાશી આપશે એમાં શક નથી. એ કામ નિશાળના વખતનીપછી અથવા રજાના દિવસોએ સ્વઇચ્છાએ કરવાનું છે. સરકાર હુકમથી કરાવે તો તેમને અધિકાર છે, તથાપિ આવાં કામ હુકમથી સારાં થતાં નથી. હોંસીલા માણસો પોતાની ખુશીથી કરે તેમાં વધારે ખૂબી છે. નિશાળના કામમાં કાંઈ હરકત ન પડે તે રીતે કરવું. જ્યાં ધર્મ સંબંધી વહેમ વચમાં આવે ત્યાં સંભાળથી બોલવું. સાંભળનારનાં દિલ જેમ ઓછાં દુઃખાય તેમ યુક્તિથી બોલવું. શીતળા અને કોગળિયા વિષે કહેતાં એ બાબત આવે તેવારે તિરસ્કાર ભરેલા શબ્દો ન વાપરતાં ડહાપણથી બોલવું. જો મહેતાજી પોતાની ભાર્યાની મારફતે કે પંડે આ મોટી અગત્યની બાબત ઉપર સ્ત્રીઓને જ્ઞાન આપી શકે તો સરકારની રૂડી મતલબ પાર પાડવામાં વધારે સહાય મળે.

## ભાષણ ૨ જું.

**તંદુરસ્તીની કીમત.**—આપણામાં કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા." એટલે શરીરે સાજા હોવું એ પહેલું સુખ છે. એ કહેવત યથાર્થ છે. આરોગ્યતા વિના બીજું કોઈ સુખ ભોગવી શકાતું નથી. દુનિયામાં રંક અને રાજા, ગરીબ અને ધનવાન, મજૂર, કારીગર અને વેપારી, સ્ત્રી અને પુરૂષ એ સર્વને તંદુરસ્તીના જેવું મોટું સુખ ભાગ્યે કોઇકજ બીજું હશે. માંદા માણસને અન્ન ભાવતું નથી, ફળ અને મેવા પચતા નથી, અને મિષ્ટ તથા સ્વાદિષ્ટ જમણો વિષ જેવાં છે. આપણે તનની અને મનની સંપૂર્ણ તંદુરસ્તી ભોગવતા હોઇએ ત્યારે માત્ર જીવવું આનંદકારી લાગેછે અને સંસારનો લહાવો લઈ શકાય છે તથા પરમેશ્વરની ભક્તિ થઇ શકેછે. આપણે આપણાં કામકાજ કરી શકીએ છીએ, રાત્રે મીઠી ઉંઘ આવેછે, અને સવારમાં શરીરમાં સ્ફુરતા માલૂમ પડેછે, તથા વખત એવા સુખચેનમાં જાયછે કે તે કેમ ગયો તેની આપણને ખબરે પડતી નથી. રમત ગમત, રાગતાન, કામકાજ, મિત્ર મેળાપાદિ આરોગ્ય માણસને માત્ર સુખદાયક છે. મંદવાડના વખતનું ચિત્ર આથી ઉલટું છે. આપણે પંડે દુઃખ પામીએ છીએ અને પોતાનાં કામકાજ બરાબર બજાવી શકતા નથી એટલુંજ નહિ, પણ અન્યને દુઃખરૂપ થઇ પડીએ છીએ.

સખ્ત તાવથી અંગ ધીગતુ હોય અથવા માથું દુખતું હોય કે પેટમાં વેદના થતી હોય કે બીજા રોગથી આપણે પીડાતા હોઇએ ત્યારે પોતાની દશા કોને સુખમય લાગેછે? વિશ્રાંતિ મેળવવાના મિથ્યા પ્રયત્નમાં પથારીમાં આમ તેમ તરફડીઆં મારતા હોઇએ ત્યારે મીઠી ઊંઘ આવવાની તો વાતજ શી! વહાણું વાયછે ત્યારે કહીએ છીએ કે ઓ પ્રભુ! સાંજ ક્યારે પડશે! અને સાંજ પડેછે ત્યારે મનમાં આવેછે કે હવે સવાર ક્યારે થશે. દરદી માણસનો વખત કેમે કર્યો જતો નથી. મોટા મોટા ધનાઢ્ય શેઠીઆઓ, અમીર ઉમરાવો, તથા મહારાજાઓ અને પાદશાહો પણ પોતાની સર્વ સંપત્તિ, અધિકાર, અને બળ છતાં તંદુરસ્તી વિના દુઃખીઆ થઇ જાયછે, તથા હરરોજ મેહેનત મજૂરી કરીને પૈસો કમાનાર માણસો પણ શરીર સારૂં હોય તોજ રોટલો પેદા કરી શકેછે, અને જમીનદારો પણ આરોગ્ય હોય તો દુનિયાની મોજમઝામાં ભાગ લેઈ શકેછે.

રોગીને પોતાને માત્ર મંદવાડ પીડાકારી છે એમ ન જાણવું. ઘરમાં સર્વને મહા વિટંબણા પડેછે. કોઈ કુટુંબમાં નાનાં બચ્ચાંને સખ્ત બિમારી થાયછે તેવારે ઘરમાંનાં સઘળાં સ્ત્રી પુરૂષો મહા ફીકરમાં પડેછે. કુટુંબ ગરીબ હોય તો દાક્તરને બોલાવવાનો તથા ઓસડવેસડનો ખર્ચ ભારે થઇ પડેછે. અનાડી વૈદ્ય કે મૂર્ખ હકીમ મળ્યો તો ભોગ મળ્યા.

ઘરના ધણીઆણી માંદી હોય ત્યારે તો એથી પણ વધારે દુઃખ પડેછે. દરેક સારી સ્ત્રી પોતાના પતિ તથા છોકરાંના સુખને અર્થે સવાર સાંજ ઘરનાં કામકાજમાં મશગુલ રહેછે, પરંતુ મંદવાડમાં બિચારી હાલી ચાલી શકતી ન હોવ ત્યારે પોતાનું કામ તો કયાંથીજ કરે? ઉલટું બીજાં માણસો પાસે પોતાનું કામ કરાવવું પડેછે. ઘરમાં છોકરાં આજારી પડેછે તેવારે સર્વનો જીવ સંતાપ પામેછે.

જ્યારે ઘરનો ધણી જેની કમાણીપર કુટુંબનો ગુજારો ચાલેછે તે બિમાર થાયછે ત્યારે તો દુઃખની પરિસીમાજ થઇ રહેછે. ઘરમાં બેઠા બેઠા રૂપિઆ ચાલ્યા આવે એવાં માણસો જગત્‌માં થોડાંજ હોયછે, ઘણાખરાને તો ચાકરી અને મહેનતમજૂરી કરે ત્યારેજ ખાવા અન્ન મળેછે. મંદવાડમાં ગરીબ બિચારો મજૂર પોતાનો હમેશનો ગુજારો ખુએછે એટલુંજ નહિ, પણ પડ્યા ઉપર પાટું તેની પેઠે ઓસડવેસડ સારૂ તથા દાક્તર ખાતર ઉલટો ખર્ચ કરવો પડેછે. ભરતખંડમાં આ મુજબ દરરોજ

લાખો રૂપિઆની ખુવારી થાયછે. મંદવાડ વખત રળવાકરવાનું બંધ થવાથી ઘણા માણસોને દેવું કરવું પડેછે, તથા તેમનાં કુટુંબો લાંબા વખત સૂધી દુઃખમાં પડેછે. આવી અવસ્થામાં જો ઘરનો ધણી મરણ પામે તો તેના વિધવા તથા નબાપાં છોકરાં તદ્દન નિરાધાર થઇ જાયછે.

જો કદાચ તે માણસ મોતના પંજામાંથી બચે તોપણ તાવ વગેરે લાંબો વખત પહોચતા વ્યાધિથી તેનું શરીર તદ્દન શક્તિહીન થઇ જાયછે તથા ઘણી વખત તો જીવતાં સૂધી કમજોર થઈ લગભગ અપંગાવસ્થામાં આવી પડેછે. શરીરની આવી સ્થિતિમાં કોઈ બીજો રોગ થવાનો તથા મોતના પંજામાં સપડાઇ જવાનો સંભવ વધારે રહેછે.

ગરીબ માણસોજ મંદવાડને લીધે વહેલા મરી જાયછે એમ ન સમજવું. કેટલીક વખત જે માણસો પોતાની બુદ્ધિ તથા ઉદ્યોગવડે ઊંચો દરજ્જો પામ્યા છે તેઓજ પોતાની મહેનતનું ફળ લાંબો કાળ ભોગવ્યા સિવાય નાની ઉમરમાં મરણ પામ્યા છે. ઉપલા વર્ગોના માણસો પણ અકાળ મૃત્યુ પામેછે. રોગ અને મોત પક્ષપાતી નથી. રંક અને રાય, ગરીબ અને તવંગર સર્વને તે સરખા ગણેછે. વળી કેટલાક રોગો એકવાર ઉત્પન્ન થયા પછી વંશપરંપરા ઉતરેછે.

ઉપર જે બિના લખીછે તેપરથી સ્પષ્ટ માલૂમ પડશે કે તંદુરસ્તીની કીમત ખરેખર ઘણીજ મોટી છે.



## प्राचीन ग्रीक केळवणी.

( ગયા અંકના ૨૭૭મા પૃષ્ઠનું સાંધણ. )

છોકરાઓને અંકગણિતમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકાર શીખવતા. ગ્રીક લોકોમાં એકડેએક નહોતા, આંગળીઓએ સૂચવેલા ઊભા કાપાવતી અંકો લખતા. પાંચડો હાથના કઢંગા ચિત્ર V થી દર્શાવતા અને એવાં બે ચિન્હોને જોડી દઈ દશ X લખતા. મોટી સંખ્યાઓ તેમનાં નામોના પહેલા અક્ષરથી લખતા, ઉદાહરણ, લાટિનમાં મિલ (હજાર) નો M અને સેન્ટમ (સો)નો C. "સાધારણ ગણવામાં નાની સંખ્યાઓને હાથનાં આંગળાંના વેઢા આંકાથી લખતા એટલુંજ નહિ, પણ જે પ્રમાણે તેઓને વાળેલાં હોય અથવા મૂકયાં હોય તે પ્રમાણે આં-

ગણીઓ વડે ૫ ના બાજ્ય ગણતા અને તેથી સાધારણ રકમોને માટે આંગળાં બસ હતા.........હજાર લગીની તમામ સંખ્યાઓ બતાવવાને આંગળીઓ બસ હતી એવું કહેછે તે આપણને તો ખરે નવાઈ જેવું લાગેછે...........ગ્રીક નિશાળોમાં જે બખોટાયંત્રનો ઉપયોગ કરતા હતા તેમાં કેટલીક ઊભી ખોભણો હતી તેઓમાં કાંકરા અથવા ડઢા બેસાડેલા હતા અને ડાબીભર એક વિશેષ વિભાગ કરેલો હતો તેમાં દરેક એકમને ૫ ગણતા. એમ ૬૪૮ (DCXLVIII) ને નીચે પ્રમાણે દર્શાવતા:"—

| | | |
|---|---|---|
| | | M |
| o | o | C |
| | oooo | X |
| o | ooo | |
| | | |

ભૂમિતિ, અર્થાત્ યુક્લિડકૃત ભૂમિતિનાં મૂળતત્વો શીખવાને વધારે ભણેલા વિદ્યાર્થીઓ લાયક છે એવું તેઓ ગાનતા.

કેટલાંક સેકાં કડે યૂરોપની સાધુઓની શાળાઓમાં સોટીનો જેટલી છૂટથી અને ક્રૂરતાથી ઉપયોગ કરવામાં આવતો તેટલી છૂટથી અને ક્રૂરતાથી બહુધા ઉપયોગ થતો નહિ, તથાપિ બંદોબસ્ત રાખવામાં શારીરશિક્ષાને અગત્યનો ભાગ ગણતા. આ બાબતમાં ગ્રીક મહેતાજી આપણા ગામડી મહેતાજીના જેવોજ હતો. આપણા દેશમાં મહેતાજી બહુ આબરદાર ગણાતો નહિ તેમ ગ્રીસમાં પણ મહેતાજી "સાધારણ રીતે બહુ આબરૂદાર ગણાતો નહિ." "તે વાસ્તવિક રીતે સાક્ષર હોય તો તેનાપર મિથ્યા પાંડિત્યનો આરોપ આવતો અને ઉત્સાહી હોય અથવા વિદ્યાર્થીઓનું આળસ સાંખી ન શકે તો તેનાપર ખરાબ સ્વભાવનો દોષ મૂકતા". ગ્રીક ગામઠી નિશાળની વ્યવસ્થા પણ આપણી ગામઠી નિશાળની વ્યવસ્થાના જેવીજ હોવી જોઇએ એવું સંભવેછે. એ શાળાંમાં એક મદદનીશ

શિક્ષક નહોતો. એક મહેતાજીને બધા વિષયો શીખવવા પડતા. કસરતશાળાને. રાજ્ય તરફથી. કશો આશ્રય મળતો નહિ તેમ વિદ્યાશાળાને પણ મળતો નહિ.

મોટાં નગરોમાં નિશાળોનાં મકાન સારાં હતાં તે સિવાય બીજે કોઈ ઠેકાણે સારાં મકાનો નહોતાં. ઘણાંક સ્થળોમાં "ખુલ્લા મેદાનમાં પણ શીખવતાં." "જેમ જિમ્નેશિયામાં અને પાલીસ્ટ્રામાં સરસ્વતી દેવીનું અથવા બુધગ્રહનું મંદિર હતું અને તેનો મુખ્ય શિક્ષક તે મંદિરનો પૂજારી ગણાતો તેમ વિદ્યાશાળાઓમાં (સારાં શહેરોમાંની સુસ્થાપિત શાળાઓમાં) રક્ષક દેવોનાં પૂતળાં અને વીરપુરૂષોનાં તથા બીજા વિખ્યાત પુરૂષોનાં બાવલાં શોભા દાખલ અને વિદ્યાર્થીઓને સ્મરણ રહે તેટલા માટે મૂકેલાં હતાં. એ મંદિરમાં બલિ અપાતાં." મહેતાજી "ઊંચા બાજઠપર બેશીને ભણાવતો; છોકરાઓ ભોંયપર બેસતા, અથવા ઊભા રહેતા, કિંવા તેની આસપાસ પાટલીઓપર બેસતા." ટેબલો અથવા ઢળતી મેજો નહોતી. આપણી ગામડી નિશાળોમાં વાંચતી અથવા લખતી વખતે પોતાના ઘુંટણ ઉપર ચોપડી અથવા કાગળ રાખેછે તેમ ગ્રીસમાં "વાંચતી અથવા લખતી વખતે ઘુંટણ ઉપર ચોપડી અથવા કાગળ રાખવાનો સાધારણ રિવાજ હતો." "છોકરાઓ તરસથી હેરાન ન થાય તેટલા માટે પીવાનેસારૂ ઘડમાં પાણી ભરી રાખતા હતા."

ગ્રીક નિશાળીઓ કસરતશાળામાં અને વિદ્યાશાળામાં પોતાનો અભ્યાસ આશરે પંદર વર્ષની ઉમરે પૂરો કરતો. હાલમાં ઈંગ્લાંડમાં અથવા ભરતખંડમાં એટલીજ ઉમરના નિશાળીઆને જેટલું જ્ઞાન હોયછે તેની જોડે સરખાવતાં તેનું જ્ઞાન ખરેખર ઘણુંજ થોડું હતું. તે સ્વભાષા વાંચી અને લખી શકતો, તથા સરવાળા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકાર કરી શકતો. પરંતુ તેને ભૂગોળવિદ્યા, ઇતિહાસ, બીજી ભાષા (બહુધા એ કાંઈ તેનામાં ખામી નહોતી), ભૂમિતિ, અને અક્ષરગણિતનું જરાએ જ્ઞાન નહોતું. તથાપિ હાલના ભરતખંડવાસી આર્ય વિદ્યાર્થીના શરીર કરતાં તેનું શરીર વધારે ખીલેલું હોવું જોઇએ. વળી તેના સમયમાં જે સંગીતશાસ્ત્ર હતું તે તેને આવડતું અને તે પ્રમાણે તે ગાઈ વગાડી શકતો. હાલમાં હિંદનો વિદ્યાર્થી એ શાસ્ત્રના જ્ઞાનનો ફાંકો ધરાવી શકશે નહિ. ગ્રીક નિશાળીઆને આરિસ્ટોટલ નામે તત્વવેત્તાના સમયથી ચિત્રવિદ્યા

પણ શીખવતા એવું બાસેછે. એ વિષયનું મહત્વ આપણી નિશાળોમાં હજુ વહીવટમાં માન્ય થયું નથી. આ ઓગણીસમી સદીમાં બુદ્ધિના કેળવણીનો જેવો ખપ છે તેવો તે સમયમાં નહોતો એ યાદ રાખી આપણા તરુણોને જેવી કેળવણી હમણા મળેછે તેનાથી વધારે સારી નહિ તો તેના જેવીજ સારી કેળવણી શ્રીક વિદ્યાર્થીને પોતાની ઉત્તરાવસ્થાનાં કર્તવ્યો કરવાને મળતી એવું આપણે બહુધા કહીશું.

# પાઠની નોંધ.

પાઠની નોંધ રચવા વિષે મત ભેદ છે. એક મત નીચે પ્રમાણે છેઃ—

પહેલથી પાઠ તૈયાર કરી રાખવો અવશ્યનો છે એ સત્ય સર્વમાન્ય છે.નોંધના રૂપમાં રૂપરેખા કરી રાખ્યાથી પાઠ તૈયાર કરવામાં સહાય મળેછે. કેટલાક શિક્ષકો એવી નોંધમાં શિક્ષણના મોટા વિષયો માત્ર લખેછે; પરંતુ બીજા કેટલાક શિક્ષકો પાઠ આપતી વખતે જે બાબતો વિષે કાંઈ મુશ્કેલી આવવાનો સંભવ હોયછે તે બાબતો સંબંધી પણ કેટલાક પ્રશ્નો એ નોંધમાં લખેછે. પહેલી રીત સામે અમારો વાંધો એ છે કે અતિ સામાન્ય રૂપરેખાથી ધારેલો હેતુ પાર પડશે નહિ; અને બીજી રીત સામે એ છે કે એમ પહેલથી ઠરાવી રાખેલો પાઠ સફળ થશે નહિ. જે શિક્ષક પહેલથી મુશ્કેલીઓનો નિશ્ચય કરી તેમનો ખુલાસો કરી રાખેછે તેનામાં શીખવતી વખતે જે વિચારો સૂઝે તે બંધ બેસાડવાની શક્તિ સફળ શિક્ષણમાં અતિ અવશ્ય છે એ મોટો ગુણ નથી એવું અમારું મત છે. એક શિક્ષણશાસ્ત્રી કહેછે કે "એ નોંધમાં જે મુખ્ય વિષયો સંબંધી કહેવાનું હોય તેઓને શીખવવાંના ક્રમમાં તથા ઝટ જડી આવે એવી રીતે ગોઠવવા જોઇએ અને પ્રત્યેક વિષય સંબંધી જે દૃષ્ટાંતો આપવાનાં હોય તે પણ લખવાં જોઇએ." એમાં આપણે આટલું ઉમેરીએ કે શિક્ષકે પાઠ આપવાની તરેહ વિષે પહેલથી મનન કરવું જોઇએ, કારણ કે એથી તેને ઘણી સહાય મળશે. શિક્ષણ એ ટેવ હોઈ માણસની જોડે વૃદ્ધિ પામવી જોઇએ તેથી શીખવવાની કુશળતા અમુક પાઠોને માટે સંપાદન થઈ શકે નહિ; અને માત્ર પહેલથી વિચાર કરી રાખવાથી વિદ્યાર્થીઓને આસ્તે આસ્તે આગળ દોરવાની શક્તિ શિક્ષકમાં આવશે નહિ, તે ન સમજાય એવી

બાબતોનો ખુલાસો ખબડદારીથી કરી શકશે નહિ, કસ જણાય એવા અને સૂચક પ્રશ્નો પૂછીને સત્ય કહાડી શકશે નહિ, અમુક બાબતને કેટલી મહત્વની ગણવી તેની તુલના કરી શકશે નહિ, વર્ગના છોકરાઓને રસ લગાડી તેમનું લક્ષ ટકાવી રાખી શકશે નહિ, ઇત્યાદિ, ઇત્યાદિ. ઘણાક શિક્ષકોને પાઠ આપતી વખતે પોતાના હાથમાં નોંધ રાખવાની માઠી ટેવ હોયછે તે વિષે અમારે આના સંબંધમાં કહેવું જોઇએ. આ ટેવ ઘણીજ દૂષિત છે, કારણ કે વારે વારે નોંધ જોયાથી ખચીત મનમાં ટચુપચુ થવું જોઇએ તથા પાઠમાં ખલેલ પહોચવી જોઇએ અને તેથી વિદ્યાર્થીઓનું સતત લક્ષ રહે એવું કરી શકવામાં અવરોધ થવો જોઇએ. એવી સહાયતાને માટે શિક્ષક પોતાની પાસેના કાગળીઆપર જેટલો વિશ્વાસ રાખે તેના કરતાં તેણે પોતાની સ્મરણશક્તિપર વધારે વિશ્વાસ રાખવો જોઇએ. અને એમ કરવાથી પંડના મનની તથા પોતાના વર્ગના છોકરાઓના મનની ક્રિયા વચ્ચે કાંઇપણ નડતર આવશે નહિ.

પ્રત્યેક શિક્ષકને આખી નિશાળમાં એકજ વિષય શીખવવાનું સોંપવાની યોજના જેટલી સારી છે તેટલી તેને એકજ વર્ગના બધા વિષયો શીખવવાનું સોંપવાની યોજના સારી નથી એવું અમારૂં મત છે. મહેનત લેવાની ઇચ્છા નહિ રાખનારાને જુવાન માણસોને આપણાં છોકરાંઓને કેળવણી આપવાનું કામ સોંપવાની આપણને કમનસીબે ફરજ પડેછે. તેઓને પહેલેથી પાઠ તૈયાર કરી રાખવા પડે એ ઘણું દુર્ઘટ લાગેછે. પાઠોની નોંધ કરી રાખવામાં ધારા કરતાં વિશેષ શ્રમ પડેછે; પરંતુ યાદ રાખવું જોઇએ કે જે શિક્ષક એ શ્રમ લેછે તેની બુદ્ધિ સંગીન અને ઉન્નત થાયછે એટલુંજ નહિ, પણ તેને પુષ્કળ બદલાએ મળેછે. શ્રમ લીધાથી મારૂં શિક્ષણ રસિક અને ઉપયોગી થાયછે એવું તે જાણતો હોય તો જેઓના હિતની ખાતર તેણે શ્રમ લીધો હોય તેઓની તરફથી બદલો મળવાની આશા રાખવાનો તેનો હક્ક છે. વિદ્યાર્થીઓને માટે મેં જે તૈયાર કર્યું છે તે વિષે તેમની બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ એવું તે ઇચ્છેછે અને એ રીતે જ્ઞાન ઉપર તેમના પ્રેમને તે જાગૃત કરી શકેછે. કોઈ આકસ્મિક ઉત્તરપરથી મનમાં એક પછી એક વિચાર ઉત્પન્ન થાયછે તેવારે શિક્ષકને કેટલો અનહદ આનંદ ઉપજેછે!

(સ્કૂલ માસ્તરમાંથી.)

# कथित पाठ आपवाना विषयो.

## બાળકને,

૧ ઊનાળો અને શીઆળો એ ઋતુઓમાં ભેદ.
૨ છોકરાંના માબાપ પ્રત્યે ધર્મો.
૩ રાત અને દિવસનો ભેદ.
૪ પૈ અને પૈસો.
૫ છોકરાંના વાંક.
૬ ઉદ્યોગી મધમાખી.
૭ મધ.
૮ મીણ.
૯ જૂઠું બોલવામાં પાપ.
૧૦ નળીઆં, કે નેવાં.
૧૧ ઈંટ.
૧૨ કાચ.
૧૩ કાલાં, રૂ, સૂતર, લૂગડું.
૧૪ પાણી કાઢવાનું દોરડું.
૧૫ સૂતળી.
૧૬ દૂધ, દહીં, છાશ, ઘી.
૧૭ રમતો.
૧૮ કરોળ.
૧૯ અનાજ.
૨૦ કળી, ફૂલ, ફળ.
૨૧ ચોરી.
૨૨ કઇ વસ્તુઓનો રંગ બદલાયછે—વાળ, ફળો, લાકડાં.
૨૩ મોર અને ફૂલનો ભેદ.
૨૪ ઊંટ.
૨૫ સૂરજ.
૨૬ ચંદ્ર (ચાંદો).
૨૭ ઘંટી.
૨૮ સાંબેલું.
૨૯ સાવરણી.
૩૦ ધાતુઓ.
૩૧ છોકરાએ માંહોમાંહે કેમ વર્તવું.
૩૨ પરમેશ્વર શાથી પ્રસન્ન થાય.
૩૩ વાડી.

## મોટાને,

૧ મીણબત્તી.
૨ છોકરાંના માબાપ પ્રત્યે ધર્મો.
૩ ગરમ કપડાં.
૪ બરફ.
૫ ઘડીઆળ (કલાક.)
૬ છોકરાંના અપરાધ.
૭ મધપૂડો.
૮ સત્ય બોલવું.
૯ મીની ચલાણું.
૧૦ કાચનો પ્યાલો, અને ત્રાંબાનો વાડકો.
૧૧ દીવો.
૧૨ દિવસનો ઉપયોગ સારો ક્યારે કર્યો કહેવાય.
૧૩ ખેતી, અને ખેતી કરનારા.
૧૪ નાણાંનો ખરો ઉપયોગ.
૧૫ રેતી.
૧૬ કસરત.
૧૭ વનસ્પતિ.
૧૮ ચોરી.
૧૯ ઋતુઓના ભેદનાં પરિણામ.
૨૦ પક્ષીઓ.
૨૧ ખાતરો.
૨૨ બાળલગ્ન.
૨૩ ચૂનો.
૨૪ ખનિજ પદાર્થ.
૨૫ ખનિજ કોયલા.
૨૬ દયા.
૨૭ ક્રોધ.
૨૮ ક્ષમા.
૨૯ ઉદારતા.
૩૦ પતિધર્મ.
૩૧ પત્નીધર્મ.
૩૨ સાસુ વહુની વર્તણુક.
૩૩ વરસાદ.

૩૪ વરસાદ.
૩૫ હાથ અને પગમાં ફેર.
૩૬ છોડ.
૩૭ ઝાડ.
૩૮ સ્વચ્છતા.
૩૯ ચોટલો (છોકરીઓને માટે પાઠ).
૪૦ નહાવું.

૩૪ નાડીઓ, મગજ, જઠર, કાળજું, હૃદય.
૩૫ વાદળી.
૩૬ ઇંદ્ર ધનુષ્ય.
૩૭ ચામડી.
૩૮ ઇંદ્રિયોને વશ રાખવી.
૩૯ સ્વચ્છતા.



# પુસ્તકની પહોંચ.

"હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિ," (The System of Government in India.) આ નામનાં ઇંગ્રેજી અને ગૂજરાતી લઘુ પુસ્તકો તેના કર્તા મિ. મલ્હાર ભિકાજી બોલસરે તરફથી અમને ભેટ મળ્યાંછે, તે અમે આદર પૂર્વક સ્વીકારીએ છીએ. મૂળ પુસ્તક ઇંગ્રેજીમાં રચ્યું છે; અને તેના આધારે ગૂજરાતી તૈયાર કર્યું છે. આ વિષયની અગતને માટે ગ્રંથકર્તાએ નીચે પ્રમાણે લખ્યું છે. "દેશની રાજ્યપદ્ધતિ વિષે સામાન્ય માહીતી બધા કેળવાએલા માણસોને હોવી જોઇએ. આવી માહીતી ન હોય, તો સરકાર આપાણું ભલું કરવા સારૂ જે દયાળુ દૃષ્ટિથી ઇલાજ લેછે, તેની કીમત સમજાની તથાં તેથી આપણા ફાયદા કરી લેવા, તે આપણાથી બને નહીં, તેમજ તે બાબતના સરકારના ઘણા યત્ન નિષ્ફળ જવાની બીક રહે છે. વળી, જે સરકારી નોકરીમાં છે, અથવા સરકારી નોકરી મેળવવા ઇચ્છેછે, તેઓને તો રાજ્યપદ્ધતિનું સામાન્ય જ્ઞાન અવશ્ય હોવું જોઇએ." એમ આ પ્રસંગે આ પુસ્તકોના ગુણદોષ વિષે કાંઇ લખતા નથી, પરંતુ હાલ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની પરીક્ષાઓમાં આ વિષય દાખલ કરવામાં આવ્યો છે, અને ઇંગ્રેજીમાં તથા ગૂજરાતીમાં તે પરીક્ષા આપનારા ઉમેદવારોને સારૂ આ પુસ્તકો રચ્યાં છે માટે એમાં શું લખ્યું છે તે જણાવવાને તેના કર્તાના શબ્દો પ્રગટ કરીએ છીએ. એમાં જે બાબતો વિષે લખાણ છે તે સર્વને જાણવાજોગ અને કામ લાગે તેવી છે. આ પુસ્તકમાં હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિનું વર્ણન ૧૧ પ્રકરણોમાં કર્યું છે. (૧) ઇંગ્લાંડનું રાજ્ય બંધારણ, (૨) હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિ, (૩) હિંદુસ્થાનની કોન્સિલો, (૪) મુલકી કારભાર તથા કાયદાનો અમલ કરવાની

સત્તા, (૫) રેવન્યુ, (૬) ન્યાયનો વહિવટ, (૭) ખ્રિસ્તિ ધર્મનું ખાતું, (૮) મુલકી તથા દરયાઈ લશ્કર, (૯) સાર્વજનિક કેળવણી, (૧૦) લોકોપયોગી ખાતાં, (૧૧) મુંબઈ ઈલાકાની રાજ્યપદ્ધતિ. આ મથાળાં જોતાં વાંચનારને ઇંતેજારી થશે કે, આ પુસ્તકોનાં પ્રકરણોમાં કેટલી અવશ્ય જાણવા યોગ્ય માહીતી આપી હશે ? અને અમે ભલામણ કરીએછીએ કે, આ પુસ્તક વાંચ્યો તો કાંઈ નવી અને ઉપયોગી માહીતી મેળવ્યા વિના રહે નહિ. કીમત આઠ આના રાખી છે, તેથી આ પુસ્તકો જેટલા લોકોએ વાંચવાં જોઇએ, તેટલા બધા આનો ઉપયોગ કરી શકે નહિ તે દિલગીરીની વાત છે. પણ વિષય નવો છે, દેશી ભાષાઓમાં તો એવું પુસ્તક અત્યાર સુધી પ્રસિદ્ધ થયુંજ નથી; તેથી ગ્રંથકર્તાને વધારે શ્રમ પડ્યો છે, અને તેના પ્રમાણમાં આઠ આના કીમત બહુ નથી. તોપણ ઓછી કીમત હોત, તો જેઓને આ પુસ્તક ઉપયોગી છે તેઓમાંના વધારે વાંચી શકત.



## જાહેરખબર.

સરક્યુલર.

જા. નં. ૯૪ સને ૧૮૮૮-૮૯

અમદાવાદ ટ્રેનિંગ કોલેજના સ્કૉલર. કુબેરદાસ કાળીદાસ તથા લક્ષ્મીરામ હરજીવન અને વિશ્વનાથ દલપતરામ એ ત્રણે જણે વાર્ષિક પરીક્ષા વખતે એક બીજામાં કોપી કરવાના કારણથી ઉત્તર પ્રાંતના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ પોતાના અંગ્રેજી કાગળ નંબર ૪૯૩૮ તા. ૨૮ મી નવેમ્બર સન ૧૮૮૮ થી ફરમાવે છે કે તેમને આ ખાતામાં નોકરી આપવામાં નહીં આવે તા. ૬ માહે ડિસેમ્બર સન ૧૮૮૮

MAHIPATRAM RUPRAM Nilkanth,

પ્રિન્સિપાલ ટ્રે. કોલેજ અમદાવાદ.



(૩) ફ્રેન્ચ—લામર્ટેન કૃત "ફિલોસોફી કોલીમ્બ."

બીજો દરજ્જો. (પરિશિષ્ટ अ).

૧ લી યોજના.

(૨) ઇંગ્રેજી—મકૉલેકૃત "ક્લાઇવ," અથવા વૉશિંગ્ટન ઇર્વિંગકૃત "સ્કેચબુક" અને "મિલ્ટનકૃત પારેડાઇઝ લૉસ્ટ," પુસ્તક ૧ લું, અથવા કાઉપરકૃત "ટાસ્ક," પુસ્તક ૧ લું.

(૩) ઉર્દુ—"બાધ-ઓ-બહાર"-બીજો દર્વેશ.

૨ જી યોજના.

(૨) ઇંગ્રેજી—"વિકાર આવ્ વેઇકફીલ્ડ," પ્રકરણ ૧ થી ૨૦ પૂરાં, અથવા રૉબિન્સનક્રૂસો (લૉરીની આવૃત્તિ) પહેલો અર્દ્ધભાગ, અને ગોલ્ડસ્મિથકૃત "ટ્રાવેલર," અથવા મકૉલેકૃત "હોરેશિયસ," ૪૦૦ લીટીઓ.

(૩) ગૂજરાતી—"નર્મગદ્ય" (ચોથી આવૃત્તિ સને ૧૮૮૮ ની), પૃષ્ઠ ૧ થી ૨૦૦ સૂધી.

(૩) ઉર્દુ—"અખલાક-ઇ-કાશી."

ત્રીજો દરજ્જો. (પરિશિષ્ટ ब).

૧ લી યોજના.

(૨) ઇંગ્રેજી—"રૉબિન્સનક્રૂસો" અથવા બનિઅનકૃત "પિલ્ગ્રિમ્સપ્રોગ્રેસ," અને સ્કૉટકૃત "માર્મિઓન."

૨ જી યોજના.

(૨) ગૂજરાતી—સરકારી વાંચનમાળાની "સાતમી ચોપડી."

(૨) ઉર્દુ—"અખલાક-ઇ-કાશી."

ટીપ—સને ૧૮૮૮ ના નવેંબર માસની તા. ૨૯ મીના સરકારી ગેઝેટના બીજા ભાગને ૧૨૩૭ મે પાને મધ્યભાગને માટે જે પુસ્તકોની જાહેરખબર આપી છે તે પુસ્તકો થાણાના મધ્યસ્થળે પરીક્ષા આપનારા ઉમેદવારોને માટે ઠરાવ્યાં છે.

અમદાવાદ.
તા. ૮ મી ડીસેંબર સને ૧૮૮૮.

ઈ. જાઈલ્સ,
એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, ઉત્તરભાગ.







—:o:—

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER.

FEBRUARY 1889.

પુસ્તક ૨૮ મું. ફેબ્રુઆરી, ૧૮૮૯. અંક ૨ જો.

મેંતાજી બહુ મોટું બીજ, નામ તેમ છે કામ;
કર ખંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ટ. | CONTENTS. | |
|---|---|---|---|
| આકાર વિષે પાઠો... ............ | ૨૫ | Object-lessons : Form ............ | 25 |
| ગુજરાતના ઇતિહાસના પાઠો... | ૨૭ | Notes of Lessons on the History of Gujarat. ............ | 27. |
| સુનીતિ વિષે પાઠો ............ | ૨૯ | Moral Lessons ... ... | 29 |
| હિંદની બ્રિટિશ રાજ્યપદ્ધતિ..... | ૩૩ | British Administration of India | 33 |
| આરોગ્યતા વર્ધક સુધારા વિષે ભાષણો ............ | ૩૮ | Lectures on Sanitary Reform .. | 38 |
| વિવિધ વિષયો............ | ૪૧ | Miscellaneous ... ... | 41 |
| જાહેરખબરો. ............ | ૪૨ | Departmental Notifications ..... | 42 |



( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિંટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

☞ વર્ષનો રૂપિયો એક અગાઉથીજ......પોસ્ટેજ માફ.
છૂટક નકલ ૧) ના આના બે..... ... ,, અર્ધો આનો.

# ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૮ મું. ફેબ્રુઆરી. ૧૮૮૯. અંક ૨ જો.


## આકાર વિષે પાઠો.

### ચોથું પગથિયું.

ભાગ ૧ લો. આકારના વિચારને ખિલવવા વિષે. ૧ ગોળો. નળાકાર વગેરે. જેમ રંગો બાળકનું લક્ષ વહેલું આકર્ષે છે તેમ આકારો પણ કરે-છે. આકાર વિષે કાંઇક અનિશ્ચિત વિચારો એમ તેમના મનમાં ઉત્પન્ન થાયછે તેઓને ખિલવવા એ બાળકેળવણીમાં અગત્યનું છે.

શિક્ષકે કેટલીક નિયમિત આકૃતિની એક રંગની કે અનેક રંગોની (ભિન્ન ભિન્ન રંગોની હોય તો વધારે સારૂં) વસ્તુઓ બાળ વર્ગની આગળ ભેળસેળ કરીને મૂકવી. એમાં કેટલાક ગોળા, કેટલાક નળાકાર, કોઈ શંકુ આકાર, કોઈ ચપટા સમચોરસ, ચપટા લંબચોરસ, ચપટા ગોળ, ચપટા ત્રિકોણાદિ રાખવા. એમાંથી એક ગોળો (હરકોઈ બીજો આકાર લઇએ તોએ ચાલે) શિક્ષકે પોતાના હાથમાં લઈ છોકરાંમાંથી કોઇને તે આકા-રની બીજી વસ્તુઓ શોધવાને ફરમાવવું. એક બાળકે એક ગોળો લેઇ શિક્ષકને આપ્યો એટલે બીજા કોઇને કહેવું કે હવે તમે એવો બીજો હોય તો ખોળી કાઢો. ખરો ખોળ્યો કે ખોટો તેનો નિશ્ચય બીજા છોકરા પાસે કરાવવો.

પછી શિક્ષકે આખા વર્ગને કહેવું આ મારા હાથમાં એમણે આપ્યા તે બધા ગોળા છે. એ શું છે ? એનો આકાર કેવો છે ? છો-કરાં—ગોળ.

શિક્ષકે ચપટો ગોળાકાર હાથમાં લઇને તેની જોડે એક ગોળો

રાખી બેને સરખાવી એનો ભેદ શીખવવો. એક ચપટો ગોળ છે, બીજો બધીગમથી ગોળ છે.

શિક્ષક—કહો છોકરાં બધીમરથી ગોળ એવું કયું રમકડું છે ? લખોટો.

શિક્ષક—લખોટાનું બીજુ નામ કોઈ જાણોછો ?-કોઈ જવાબ ન દે તો કહેવું મંજો. બીજી કોઈ રમવાની ગોળ વસ્તુનું નામ જાણોછો ? દડી કે દડો. જેમની કને મંજા અને દડીઓ હોય તે કાલે લેતા આવજો કે તમોને આ લાકડાના ગોળા સાથે સરખાવી જોઇએ: દડીઓ અને દડા શાના બનેછે તે કોઈ જાણોછો ? લૂગડાના કે ચામડાના. આપણી નિશાળમાં આંક શીખવવામાં કંઈ ગોળ વસ્તુઓ વાપરીએ છીએ ? લાકડાના લખોટા. બીજી કોઈ ગોળ ચીજ તમે જોઇછે ? લીંબુ. એમ જે જે ગોળ વસ્તુઓ છોકરાના જાણવામાં હોય કે તેમને દેખાડી શકાય તે કહેવડાવવી અને દેખાડવી. (પાઠને અંતે પુનરાવર્તન કરવા ભૂલવું નહિ.) છોકરાંને લખતાં આવડતું હોય તો તેનો લાભ લેવો અને કાળા પાટીઆનો ઉપયોગ કરવો તથા જોડણી શીખવવી.

ગોળાનો વિચાર પાકો થયા પછી બીજે દિવસે નળાકાર હાથમાં લઈ છોકરાંને દેખાડી પૂછવું કે આ આકાર કેવો છે ? એનું નામ શું ? એવી બીજી કંઇ વસ્તુઓ તમારા જોવામાં આવી છે ? ઉદાહરણોથી અને દેખાડવાથી વિષય પાકો કરાવવો. પછી ત્રીજા પાઠમાં છોકરાંને કહેવું કે તમે આ બે (ગોળો અને નળાકાર) વિષે શીખ્યા. એ બે આકારોની વસ્તુઓ ખોળી જુદી મૂકી. તેમ કર્યા પછી આખા વર્ગને કહેવું કે તમે આ બાકીના આકારોમાંથી હરકોઈ એકલો એક છોકરા પાસે એમ લેવડાવી તે વિષે પાઠ ઉપર પ્રમાણે આપવો. પેટીમાં જેટલા આકાર હોય તેટલા શીખવવા.

ઘણીક વસ્તુઓને એક સરખો આકાર નહોતાં મિશ્રાકાર હોય છે. એવી કોઈ વસ્તુ લઈ તે વિષે પાઠ આપવો, અને તેનો કયો ભાગ કયા આકારનો તે દેખાડીને શીખવવું. એમાં જેમ છોકરાં પાસે વધારે કહેવડાવાય તેમ વધારે સારૂં.

પ્રત્યેક પાઠને અંતે પુનરાવર્તન કરવા ઉપરાંત બીજે દિવસે તેની જુદી પરીક્ષા કરવી, અને વખતે વખતે પાછળ શીખી ગયા હોય તેની પણ કરવી.

# ગૂજરાતના ઇતિહાસના પાઠો.

## પાઠ ૧૨ મો. પંચાસરનું રાજ્ય.

**સંક્ષેપ નોંધ.** પૂર્ણ નોંધ. ૩જા ધોરણનો વર્ગ. પ્રાક્ટિસિંગ સ્કૂલ, અમદાવાદ ટ્રેનિંગકાલેજ.

આરંભ પ્રશ્ન—ભૂવડ રાજાનું લશ્કર આવ્યું ત્યારે શું બન્યું?

**મીર.** પાઠ—એ લશ્કરનો ઉપરી કોણ હતો? મીર નામે સામંત.

**સામંત.** મેં શું કહ્યું? સામંતનો અર્થ જાણોછો? લશ્કરને માટે ચોપડીમાં એક બીજો શબ્દ લખ્યો છે.

**સેના. લશ્કર.** સેના એટલે લશ્કર. મેં શું કહ્યું? સેનાપતિનો અર્થ જાણોછો

**ગુર્જરસેનાપતિ.** સેનાનો ઉપરી. હવે ગુર્જર સેનાપતિ એટલે ગૂજરાતની સેનાનો ઉપરી. સેના તમે જોઇછે? વારુ લશ્કર જોયુંછે અમદાવાદની પાસે કામ્પ છે ત્યાં તમે કોઈ ગયાછો? ગયા હો તો કોઈ જોઈ જજો. દિલ્હી દરવાજેથી (ઇદડીયે દરવાજેથી) સીધી સડકે જતાં બેએક મૈલપર આવેછે તેમ સરકારનું લશ્કર રહે છે. જૂના વખતના લશ્કર હાલના લશ્કર જેવાં ન હતાં. મેં શું કહ્યું? એનો ફેર બીજા કોઈ પાઠમાં સમજાવવામાં આવશે.* મેં શું કહ્યું? શત્રુનું લશ્કર આવેછે ત્યારે દેશમાં તે શું કરેછે તે જાણોછો? ગૂજરાતના

**સુરપાળ.** લશ્કરનો ઉપરી સુરપાળ હતો. મેં શું કહ્યું? બે લશ્કરો લડ્યા

**મીરની હાર.** મેં શું કહ્યું? એવી લડાઇમાં શું થતું હશે? લડાઇમાં મીરની સેના હારી. કોની સેના હારી? જીતી કોની? હારવું એટલે

**હારવું. જીતવું.** શું? જીતવું એટલે શું? મીર પાછો પોતાને દેશ ગયો. કયો? શા માટે પાછો ગયો? શા માટે આવ્યો હતો? કોણે મોકલ્યો હતો? જોડે કોઇ હતું કે એકલો આવ્યો હતો? લશ્કરમાંના જે બચ્યા તે પણ પાછા ગયા. કોણ પાછા ગયા? ક્યાં ગયા? ઇત્યાદિ. (પાઠ પૂરો થયે પુનરાવર્તન.)

---

* હાલનાં હથિઆરો અને જૂના વખતનાં હથિઆરોમાં મોટા ફેર છે તે વિષે સહાયકારી પાઠ જુદો આપવો. ક્યારે આપવો તેનો આધાર શીખનારની શક્તિ અને જ્ઞાન ઉપર છે.

પાઠ ૨૩મો. પંચાસરપર ભૂવડનો ઘેરો.

સંક્ષેપ નોધ. પૂર્ણ નોધ. ૩જા ધોરણનો વર્ગ. પ્રાક્ટિસિંગ સ્કૂલ, અમદાવાદ ત્રેનિંગકાલેજ.

આરંભ પ્રશ્ન—મીર હારીને પાછો ગયો ત્યાર પછી શું થયું તે જાણતાહો તે હાથ ઊંચા કરો. એકજણે જાણે હાથ ઉંચા કર્યાં તો બીજાને કહેવું કે આ છોકરા કહે તે સાંભળો.

ભૂવડની ચડાઇ. પાઠ.—હાથ ઊંચા કરનારામાંથી એકને કહેવું કે તમે કહો. નિશાળીઓ—ભૂવડ પેંડે ચડી આવ્યો. શીખવનાર—ક્યાં ચડી આવ્યો? ભુવડ કોણ હતો? ચડી આવ્યો એટલે શું કર્યું? ભૂવડ કેઈ જાતનો રેજપૂત હતો? મેં શું કહ્યું? તે

સોલંકી કે ચૌલુક્ય. સોલંકી રજપૂત હતો. તે કયો રજપૂત હતો? સોલંકીની જોડણી કરો. સોલંકીનું બીજું નામ ચૌલુક્ય હતું. સોલંકી જાતનું બીજુ નામ શું હતું? ચૌલુક્યની જોડણી કરો. ભૂવડની જોડણી કરો. એ રાજા બહુ જબરો હતો. મેં શું

બળવાન. કહ્યું? જબરો એટલે કેવો હશે? એની પાસે ઘણી જબરી ફોજ હતી. તેને તાબે શું હતું? તે ક્યાં ચડી આવ્યો? ગૂજરાત ઉપર. એ વેળા ગૂજરાતની રાજધાનીનું નગર કહ્યું હતું? ત્યાં રાજા કોણ હતો? જયશિખરને તેણે પંચા-

ઘેરો. સરમાં ઘેર્યો? ક્યાં ઘેર્યો? કોને ઘેર્યો? ઘેર્યો એટલે શું કર્યું હશે? એ ઘેરો કેટલા દિવસ ચાલ્યો તે કોઇ જાણોછો?

૫૨ દિવસો. ૫૨ બાવન દિવસો ઘેરો ચાલ્યો ત્યારે શું થતું હતું? લડાઇમાં અંતે જયશિખર હાર્યો. શું થયું? શાથી હાર્યો?- તેના લડનારા ખૂટ્યા. શું થયું? શાથી ખૂટ્યા? કતલ થયા એટલે છેલ્લે જયશિખર રણમાં પડ્યો. શું થયું? રણમાં પડ્યો એટલે?

પુનરાવર્તન—મીર ગયા પછી કોણ આવ્યું? ઇત્યાદિ.

પાઠ ૨૪મો. પંચાસરના રાજ્યનો અંત.

સંક્ષેપ નોધ. પૂર્ણનોધ. ૩જું ધોરણ. પ્રા. સ્કૂલ, અમદાવાદ ત્રેનિંગકૉલેજ.

આરંભ પ્રશ્ન—રાજા જયશિખરના મરણ પછી શું થયું તે કોઈ જાણોછો?

પાઠ.—ભૂવડે પંચાસરમાં પેશી તેનો કબજો કર્યો. ભૂવડે
શું કર્યું ? હાલ અમદાવાદ શહેર કોને કબજે છે ? ઇંગ્રે-
ભૂવડનું રાજ. જ સરકારને. તેમ પંચાસર શહેર ભૂવડને કબજે થયું.
ગૂજરાતમાં થયું. શું થયું? હાલ અમદાવાદમાં કોનું રાજ છે ? ઇંગ્રેજ સર-
કારનું. તેમ પંચાસરમાં કોનું થયું ? કેઈ સાલમાં ? ઇ. સ.
ઇ. સ. ૬૯૬. ૬૯૬માં. આજથી કેટલાં વરસોપર? ઇ. સ. ૬૯૬માં વિક્રમ
સંવતની કેઈ સાલ હશે ? પંચાસર શહેર કયા દેશની
રાજધાની હતું ? એ નગર ભૂવડને હાથ આવ્યા પછી
સોરઠપ્રાંત. ગૂજરાતમાં તેનો અમલ બેઠો. પંચાસરથી તે સોરઠ ગયો.
સોરઠ પ્રાંત નકશામાં બતાવો. એ સોરઠના રાજાને તાબે
કચ્છ દેશ. કરી ભૂવડ કચ્છ દેશમાં ગયો. ક્યાં ગયો ? કોણ ? કચ્છ
દેશ નકશામાં દેખાડો. કચ્છ દેશ પણ તેણે જીત્યો. તેણે
જીતવું. શું કર્યું ? જીત્યો એટલે શું કર્યું ? ત્યાંનો રાજા તાબે થયો.
મંડળિક રાજા. ગૂજરાતમાં ઘણાક મંડળિક રાજાઓ હતા. કોણ હતા? મંડળિક
કોને જાણવા. રાજા કોને કહેતા હશે? (મંડળિક રાજાનો અર્થ સમજાવી ઉદા-
હરણોથી પાકો કરાવવો.) હાલ ઇંગ્રેજ સરકારને તાબે
મંડળિક રાજાઓ છે ? ભૂવડે તે વખતના મંડળિક રાજા-
ખંડણીનો અર્થ. ઓ પાસે ખંડણી લેવી ઠરાવી. મેં શું કહ્યું ? ખંડણી
એટલે શું ? પછી ભૂવડે શું કર્યું તે કોઈ જાણોછો ? ગૂજ-
વહીવટ કરનાર. રાતના રાજ્યનો વહીવટ કરનાર પ્રધાન ઠરાવ્યો. શું કર્યું ?
પ્રધાન. ઇંગ્રેજ સરકાર તરફથી આપણા દેશનો રાજ વહીવટ કોણ
ગવર્નર. કરેછે તે જાણોછો ? ગવર્નર સાહેબ. તેમ ગૂજરાતનો
ગવર્નર ઠરાવી ભૂવડ સ્વદેશ ગયો. એનો દેશ ક્યાં હતો ?
ઇત્યાદિ. નવા શબ્દોની જોડણી પણ શીખવવી.

પુનરાવર્તન.—જયશિખર પછી ગૂજરાતમાં કોનું રાજ્ય થયું ?
ઇત્યાદિ.

## સુનીતિ વિષે પાઠો.

### પ્રસ્તાવના.

માણસ માત્રમાં બે સ્વભાવિક જાતો છે—૧ પુરૂષ અને ૨ સ્ત્રી.

એ બંનેના ઘણાક નીતિ ધર્મો સામાન્ય છે અને પ્રત્યેકના ઘણાક વિશેષ છે. વળી એ બેહુના બવમાં ત્રણ સામાન્ય અવસ્થા છે,-૧ બાલ્યાવસ્થા, ૨ જુવાની. ૩ ઘડપણ. બાલ્યાવસ્થામાં બંનેના નીતિધર્મ બહુધા સામાન્ય છે તેથી એ અવસ્થામાં પાળવાની સુનીતિના પાઠો બેહુને લાગુ પડે છે. મહેતાજી અને મહેતીજી એ બંનેએ પોત પોતાની નિશાળોમાં શીખવવા. જુવાનીમાં અને ઘડપણમાં પાળવાના ઘણાક નીતિધર્મો બેહુને સામાન્ય છે તે બંનેએ પોત પોતાની નિશાળોમાં શીખવવા. અને જેઓ વિશેષ છે, એટલે જેઓ એકલા પુરૂષોને લાગુ પડેછે તેઓ મહેતાજીએ શીખવવા અને એકલી સ્ત્રીઓનેજ લાગુ પડેછે તેઓ મહેતીજીએ શીખવવા. સામાન્ય કયા છે અને વિશેષ કયા છે તેઓ પાઠને મથાળે જણાવવામાં આવશે. નીચલાં ધોરણોથી પાઠોનો ક્રમ રાખ્યો છે. પ્રથમ બીજાથી ચોથા ધોરણો સુધીના વર્ગોને ભેગા બેસાડી આપી શકાય તેવા; પછી પાંચમા અને છઠ્ઠા ધોરણોના વર્ગોને જોડે આપી શકાય તેવા. ધોરણ બહારના અને પહેલું ધોરણ ભણનારાને ભેગા બેસાડી આપવાના થોડાક પાઠો પણ પ્રગટ કરવામાં આવશે. આ પાઠો શીખનારની યોગ્યતા પ્રમાણે રચવામાં આવશે. નીચલાં ધોરણોમાં આવી ગયેલા કેટલાક વિષયો ઉપલા ધોરણમાં ફરીને વધારે વિસ્તારથી તથા વધારે કઠણ રૂપમાં લખવામાં આવશે, તથા બીજા નવા નિયમો ઉમેરવામાં આવશે. જુદાં જુદાં ધોરણો ભણનારાઓને ભેગા બેસાડી આ પાઠો શીખવવાથી કેટલાએકને એકવાર શીખી ગયલા પાઠ બીજે વરસે ફરી શીખવવામાં આવશે. આ ગોઠવણ જાણીજોઇને રાખવામાં આવીછે, અને તેનો હેતુ એ છે કે સુનીતિના નિયમો નિશાળીઆના મનમાં ખૂબ ઠશે અને નિશાળ છોડ્યા પછી પણ તેમને યાદ રહે. કથિત પાઠને માટે જે વખત વખતપત્રકમાં રાખ્યો હોય તે વેળા આ પાઠો શીખવવા. અઠવાડીઆમાં બે કે ત્રણ વાર એ પાઠો શીખવવા.

## स्वच्छता. पाठ १ लो.

### ઘાતણુ કરવા વિષે.

સંક્ષેપ નોંધ. પૂર્ણબોધ. બીજા ત્રીજા અને ચોથા ધોરણો ભણનારા છોકરા અને છોકરીઓને સારૂ.

આરંભ પ્રશ્ન—સ્વચ્છતા કોને કહેછે તે તમે જાણોછો ?

સ્વચ્છતા. પાઠ— આજ તમને સ્વચ્છતા વિષે શીખવવું છે. શા વિષે શીખવવું છે? બધા જોડે બોલો "સ્વચ્છતા વિષે." જુઓ પાટીઆ ઉપર હું સ્વચ્છતા શબ્દ લખુંછું. તમે ત્રીજી ચોપડી ભણોછો તેથી એની જોડણી કરી શકશો. વાંચો. બધા તમારી સ્લેટોપર એ શબ્દ લખો. તમે એની જોડણી કરો. સવારે ઊઠીને બધા માણસો પોતાનું મ્હો સ્વચ્છ કરેછે. શું કરેછે ? તમે તમારૂં મ્હો દેખાડો. બીજા શાને મ્હો કહેછે? સવારમાં મ્હો સાફ કરેછે તેને શું

દાતણ કરવું. કહેછે તે જાણોછો ? તમે કહો. જવાબ.—દાતણ કરવું. ખરો જવાબ છે. તમે બાપુ, તમારા દાંત દેખાડો. એ દાંતને નિત્ય ધોવા જોઇએ. શું કરવું જોઇએ ?

દાતણ. નિત્યની જોડણી કરો ? તમે આજે દાતણ કર્યું હતું કે ? શાથી કર્યું હતું ? જુઓ આ દાતણ છે. એ દાતણનો એક છેડાને કૂચો કરી તે વડે દાંત સ્વચ્છ કરીએછીએ. શાથી કરીએછીએ ? એ એકલા કૂચાથી દાંત બરોબર સાફ થતા નથી. મેં શું કહ્યું ?

દાંત માંજવાનો ભૂકો થાયછે તે ઘસવાથી વધારે ચોખા થાયછે. મેં શું કહ્યું ?

ભૂકો. જુઓ આ મારી પાસે એ ભૂકો છે. આ શું છે? એ શાનો બનાવેલોછે ? સાંભળો હું કહુંછું, ચાક, કોયલા, કાથો, અને કપૂર એ ચારને વાટીને એ બનાવેલો છે. એ શાનો બનાવેલો છે ? જુઓ એ ચાર વસ્તુઓ હું તમને દેખાડુંછું. તમે એમાંથી ચાક બતાવો. તમે કોયલો બતાવો...તમે કાથો બતાવો. તમે કપૂર બતાવો. એ ચારેને વાટીને ભૂકો કર્યોછે.

ચાક; કોયલા, કાથો અને કપૂર.

અથવા માટી. શું કર્યુંછે ? એવો ભૂકો ન હોય તો માટીથી પણ ચાલે. મેં શું કહ્યું ? દાતણને કૂચે વતી કે આંગળીઓ વતી એને દાંતે લગાડી દાંતને ઘસવા અને પછી પાણીના કોગળા કરવા. શું કરવું ? એમ ચોખા ના કરીએ તો દાંત ગંદા રહેછે. કેવા રહેછે ? અને ગંધાય છે, ઇત્યાદિ.

પુનરાવર્તન—સ્વચ્છતાનો અર્થ અને જોડણી. દાતણ શા વડે કરવું? તેથી શું થાયછે? દાંત સાફ ન કરીએ તો શું થાયછે?

## સ્વચ્છતા.

### પાઠ ૨ જો. દાતણ કરવા વિષે.

સંક્ષેપ નોધ. પૂર્ણ નોધ. બીજા ત્રીજા અને ચોથા ધોરણવાળાને ભેગા બેસાડીને શીખવવા.

આરંભ પ્રશ્ન—દાતણ કરવામાં એકલા દાંતજ ચોખા કરોછો?

ઓલ ઉતારવી. પાઠ.—દાંત સાફ કર્યા પછી જીભને સાફ કરીએછીએ. શું કરીએછીએ? જીભને શાથી સાફ કરીએછીએ? જવાબ—દાતણની ચીરી વડે. ઠીક. એને ઓલ ઉતારવી કહેછે. એને શું કહેછે? પછી શું કરીએછીએ તે જાણોછો? પાણીના કોગળા કરીએછીએ, ત્યાર પછી શું

નાકને ધોવું. કરીએછીએ તે જાણોછો? નાક અને આંખોને ધોઇએછીએ. મેં શું કહ્યું? નાક વડે આપણે શ્વાસ લઇએછીએ માટે તેને માંહેથી પણ ચોખું રાખવું જોઇએ. મેં શું

આંખોને ધોવી. કહ્યું? આંખોને નિત્ય સવારે મસ ધોવાની જરૂર છે. શું કરવાની જરૂર છે? ચીપડા બાઝ્યા હોયતેને ધોઇ નાંખવા. શું કરવું? ચીપડા ન બાઝ્યા હોય તોપણ આંખોને ધોવી જોઇએ. મેં શું કહ્યું? આંખો ગંદી રેહેવાથી ઘણીક-

આખું મુખ ધોવું. વાર દુખવા આવેછે. મેં શું કહ્યું? કાજળ કે મેસથી આંજવા કરતાં સારી પેઠે. ધોવાથી વધારે ગુણ છે. મેં શું કહ્યું? આંખો ધોયા પછી કપાળ અને ગાલ ધોવા. મેં શું

પરમેશ્વરનું ભજન. કહ્યું? એમ મુખને સ્વચ્છ કરી પરમેશ્વરનું ભજન કરવું. મેં શું કહ્યું! તમે કોઇએ ઊગતો સૂરજ જોયોછે? તે વેળા તે કેવો સુંદર દેખાય છે! એ જોઈ આપણને એને બનાવનાર પરમેશ્વર યાદ આવેછે. મેં શું કહ્યું? મળસકામાં ઊઠી ગામ બહાર જોઇએછીએ તો બધો દેખાવ ખુશકારક લાગેછે. મેં શું કહ્યું? ઝાડોમાં પક્ષીઓ કલોલ કરેછે. મેં શું કહ્યું? એ સર્વે આપણું લક્ષ પરમેશ્વર બણી

*વહેલા ઊઠવું.* ખેંચેછે. મેં શું કહ્યું? વાહાણે વાયે વહેલા ઊઠીએ તો એ જોવામાં આવે. સારા માણસો વહેલા ઊઠી દાતણ કરી પરમેશ્વ-
*દાતણ કરવું.* રનું સ્મરણ કરે છે. મેં શું કહ્યું! આપણી નિશાળમાં ભણનારા બધાએ એમ કરવું. શું કરવું! સવારે વહેલાં ઊઠવું. મેં શું કહ્યું? આ જે કહ્યું તેમ દાતણ કરવું. શું કરવું!
*ભજન કરવું.* પછી શું કરવું! એમ મોઢું સ્વચ્છ કરી પરમેશ્વરનું ભજન કરવું. મેં શું કહ્યું? આ ત્રણ સદ્‌ગુણ યાદ રાખવા.

પુનરાવર્તન.—દાતણ કરવામાં શાને સાફ કરીએછીએ? જીભને શાથી સાફ કરીએછીએ? ઓલ ઉતારવી એટલે શું? નાકનાં નસકોરાં સાફ કરવાનું કારણ શું? આંખોને શા માટે ખૂબ ધોવી જોઇએ? મુખ ધોયા પછી શું કરવું? ક્યારે ઊઠવું? ઊઠીને શું કરવું? પરમેશ્વર શું જોયાથી યાદ આવેછે? કયા ત્રણ સદ્‌ગુણ યાદ રાખવા?

—❧—

# હિંદની ઇંગ્રેજી રાજ્યપદ્ધતિ.

હલકા દરજાની સરકારી નોકરીમાં દાખલ થનારા ઉમેદવારોની પરીક્ષાનું નવું ધોરણ સરકારે હાલમાં ઠરાવ્યું છે તેમાં હિંદની ઇંગ્રેજી રાજ્યપદ્ધતિના જ્ઞાનનો વિષય દાખલ કર્યો છે. શાળાઓની વાંચનમાળામાં એ વિષય સંબંધી કાંઇપણ હકીકત આપી નથી તેથી તેઓના ઉપયોગને માટે એ વિષે થોડી થોડી હકીકત આ પત્રમાં આપવાનો અમારો વિચાર છે. એ કારણથી થોડી હકીકત હેઠળ આપીએછીએઃ—

*ઇંગ્લાંડમાં હિંદપર સત્તા.* સને ૧૮૫૮ના જે કાયદાની રૂએ હિંદનો અધિકાર કંપનીના હાથમાંથી જઇ રાજ્યગાદીને હાથ આવ્યો તે કાયદામાં હિંદની રાજ્યપદ્ધતિ પણ ઠરાવી હતી.
*કંપનીના તાબામાં.* કંપનીના તાબામાં હિંદ હતો તેવારે ગવર્નર-જનરલને હાથ કુલ અધિકાર હતો. દૂર ઇંગ્લાંડમાં ડિરેક્ટરોની કોર્ટ હતી તેને માત્ર તે જવાબદાર હતો. ડિરેક્ટરોની કોર્ટ એક તરફથી ભાગીદારોને અથવા માલિકોની કોર્ટને, અને બીજી તરફથી
*રાજ્યગાદીના તાબામાં.* કંટ્રોલની બોર્ડ મારફત ગાદીપતિને અને પાર્લમેન્ટને જવા-

ખદાર હતી. અને ૧૮૫૮ના કાયદાની રૂઇએ ગવર્નર-જનરલની અને બ્રિટિશ મંત્રીમંડળની વચ્ચેના એ મધ્યસ્થો નીકળી ગયાં. ડિરેક્ટરોની કોર્ટ, માલિકોની કોર્ટ, તથા કંટ્રોલની બોર્ડને ઠામે એ કાયદાને અન્વયે ગાદીપતિએ સ્ટેટ સેક્રેટરી નીમી તેને મદદ કરનારી કૌન્સિલ ઠરાવી.

સ્ટેટ સેક્રેટરી. હિંદ ખાતાનો સ્ટેટ સેક્રેટરી ઇંગ્લાંડના મંત્રીમંડળનો સભાસદ છે અને મંત્રીમંડળના બીજા સભાસદો અધિકારપર આવેછે અને અધિકાર છોડેછે તેવારે તે અધિકારપર આવેછે અને અધિકાર છોડેછે. એની કૌન્સિલના સભાસદો પ્રથમ જીવન પર્યંત નીમાતા. હવે માત્ર દશ વર્ષ લગી નીમાય છે; પરંતુ વિશેષ કારણોને લીધે બીજાં પાંચ વર્ષ લગી તેમને ફરીને નીમી શકાય. સ્ટેટ સેક્રેટરી તમામ સાધારણ બાબતોમાં પોતાની કૌન્સિલના વધારે સભાસદોના મત પ્રમાણે ઠરાવ કરેછે. પરંતુ તાકીદ કરવાનાં કામોમાં અને રાજકીય પત્રવ્યવહાર સુદ્ધાં ગુપ્ત (સીક્રેટ) ખાતાને લગતી બાબતોમાં તેને પોતાની કૌન્સિલની સલાહ પૂછવી પડતી નથી.

ઇંગ્લાંડમાં તેની કૌન્સિલ.

વાઇસરાયનો ઓહો. વાઇસરાય અથવા ગવર્નર-જનરલની નીમણુક ગાદીપતિ કરેછે. અને તે હિંદમાં રહેછે. તેના ઓહાની સાધારણ મુદત પાંચ વર્ષની છે.

હિંદની રાજ્યપદ્ધતિ. ગવર્નર-જનરલ-ઇન-કૌન્સિલ. પાર્લમેન્ટના કેટલાક કાયદાઓની રૂઇએ વાઇસરાય અથવા ગવર્નર-જનરલ-ઇન-કૌન્સિલને હિંદમાં સર્વોપરિ સત્તા મળેલીછે અને તે ઇંગ્લાંડ માંહેલા સ્ટેટ સેક્રેટરીની સત્તાને આધીન છે. કાયદા પ્રમાણે અમલ કરવાની દરેક આજ્ઞા અને દરેક કાયદો ગવર્નર-જનરલ-ઇન-કૌન્સિલને નામે નીકળેછે; પરંતુ અમુક [1]બાબતોમાં સ્વતંત્રપણે વર્તવાની

[1] અતિ અગત્યની બાબતોમાં અને વિશેષે કરીને લોકોના હિત અને આબાદીની બાબતોમાં; જે કૃત્યથી હિંદ માંહેલા ઈંગ્રેજ તાબાના મુલકોની સલામતી, શાંતિ, અથવા હિતને વિશેષે કરીને હાનિ થાય એવું ગવર્નર-જનરલના ધ્યાનમાં આવે તેવારે; અગત્યના આકસ્મિક બનાવો અને તે વેળા.

સત્તા વાઇસરાયને આપીછે. ગવર્નર-જનરલની કૌન્સિલનું લક્ષણ બે પ્રકારનું છે.

**કાયદા અમલ-માં લાવનારી કૌન્સિલ.**

પહેલું, સાધારણ અથવા કાયદા અમલમાં લાવનારી એટલે રાજ્યવહીવટ કરનારી કૌન્સિલ[1]. એમાં ઘણું કરીને વાઇસરાય સિવાય બીજા આશરે છ સરકારી મેમ્બરો હોયછે. જે દેશમાં રાજ્યબંધારણના કાયદા પ્રમાણે રાજ્યનો વહીવટ ચલાવવામાં આવેછે તે દેશનાં પ્રધાનમંડળ જોડે આ સભાનો મુકાબલો કરી શકાય. એ સભા થોડા દિવસને અંતરે, બહુધા અઠવાડીઆંમાં એક વાર, નિયમસર મળેછે અને પરરાજ્યો જોડે વર્તવાની રીતિ તથા દેશની અંદરના કારભારને લગતી બાબતો વિષે ચર્ચા કરી તેઓનો નિર્ણય કરેછે, અને કાયદા બાંધનારી કૌન્સિલને કરવાનાં કામો તૈયાર કરેછે. એના મેમ્બરો પરરાજ્યો જોડેનાં કામકાજોનું ખાતું, વસુલાત ખાતું, વિગ્રહ ખાતું, જાહેર બાંધકામોનું ખાતું, ઇત્યાદિ રાજ્યનાં મુખ્ય ખાતાંઓ માંહોમાંહે વહેંચી લેછે. કાયદા પ્રમાણે રાજ્ય ચલાવનાર ભૂપતિ અને તેનો મુખ્ય દિવાન એ બેનું કામ વાઇસરાય પંડે કરેછે; અને તેના હવાલામાં ઘણું કરીને પરરાજ્ય ખાતું હોયછે. પરરાજ્યો અને માંડળિક રાજ્યો જોડેનાં કામકાજોને લગતા વિષયો વાઇસરાય પંડે કૌન્સિલમાં મૂકેછે.

બીજું, કાયદા બાંધનારી કૌન્સિલ[2]. ઉપલી કૌન્સિલમાં જે મેમ્બરો હોયછે તેજ એમાં હોયછે, તથા તે ઉપરાંત જે

---

૧ કંપનીના પ્રધાનોની સંઘગે સ્થપાયલી મૂળ કૌન્સિલથી એ વંશપરંપરા ઉતરતી આવેલી છે; પાર્લીમેન્ટની મંજુરીથી સને ૧૭૭૩ માં એ પહેલ વહેલી સ્થપાઈ હતી.

૨ મૂળમાં એ અને કાયદા અમલમાં લાવનારી કૌન્સિલ એકજ હતી અને તેને કાયદા બાંધવાની સત્તા આપી હતી. એ બંને કૌન્સિલો વચ્ચેનો ભેદ ચોથા મેમ્બરની નીમણુક થવાથી પહેલ વહેલા જાણવામાં આવ્યો હતો.

પ્રાંતમાં એ સભા મળે તે પ્રાંતનો ગવર્નર; મુંબાઈ, મદ્રાસ, બંગાળા અથવા બીજા પ્રાંતોમાંથી ગવર્નર-જનરલે પસંદ કરેલા અમુક સરકારી કામદારો; અને સરકારી નોકરો ન હોય એવા દેશી અને યૂરોપી લોકોના પ્રતિનિધિ દાખલ નીમેલા મેમ્બરો હોયછે. એ રીતે કાયદા બાંધનારી કૌન્સિલમાં નીમેલા વધારાના સરકારી મેમ્બરોની સંખ્યા સરકારી નોકરો ન હોય એવા મેમ્બરોની સંખ્યાથી વધારે થવી ન જોઇએ અને એ વધારાના મેમ્બરોની કુલ સંખ્યા બારથી વધારે થવી ન જોઇએ. કાયદા બાંધનારી કૌન્સિલને જ્યારે બોલાવવામાં આવે ત્યારે, બહુધા અઠવાડીઆમાં એક વાર, તે મળેછે. એ બેઠકોમાં જોવા જવાની લોકોને છૂટ છે; અને નવા કાયદાઓના ખરડાઓ ગેઝેટમાં અમુક વેળા છપાવા જોઇએ એવો નિયમ ઠરાવ્યો છે તેને લીધે તેઓની વધારે ખાતરી લાયક પ્રસિદ્ધિ થાયછે. એવો વહીવટ રાખ્યો છે કે એ કાયદાઓના ખરડાઓ બહુધા કેટલાક ઇલાકાની સરકારો પર વિવેચનને માટે પ્રથમ મોકલવામાં આવેછે. મુંબઈ તથા મદ્રાસ ઇલાકાને માટે તથા બંગાળા પ્રાંતને માટે પણ કાયદા બાંધનારી પ્રાંતિક કૌન્સિલો ઠરાવેલી છે. મુંબાઈ અને મદ્રાસની કૌન્સિલોના મેમ્બરોને એ ઇલાકાઓના ગવર્નરો નીમેછે અને બંગાળાની કૌન્સિલના મેમ્બરોને એ પ્રાંતનો લેફ્ટેનંટ ગવર્નર નીમેછે, પરંતુ તે નીમણુકોને માટે ગવર્નર-જનરલની મંજૂરી લેવી પડેછે. એ કાયદા બાંધનારી પ્રાંતિક કૌન્સિલો પોતપોતાના પ્રાંતોને લગતી બાબતો વિષે માત્ર કાયદાઓ કરી શકે અને તેઓને માટે ગવર્નર-જનરલની મંજૂરી લેવી પડેછે.

કાયદા બાંધનારી કૌન્સિલ.

ન્યાયની હાઈ કોર્ટો.

મુંબાઈ, મદ્રાસ, બંગાળા, અને વાયવ્ય પ્રાંતોમાં એકેક હાઈ કોર્ટ[1] છે તેની સત્તા દીવાની અને ફોજદારી કામમાં

[1] એ હાઈ કોર્ટો સને ૧૮૬૧ માં સુપ્રીમ કોર્ટો તથા સદર અદાલતોને ઠામે સ્થપાઈ.

સર્વોપરી છે, પરંતુ તેના ચુકાદાપર ઈંગ્લાંડમાંની પ્રિવિ કૌન્સિલની જ્યુડિશિઅલ કમિટીને છેવટની અપીલ થય શકેછે. નાના પ્રાંતોમાંના પંજાબ પ્રાંતમાં મુખ્ય કોર્ટ છે તેમાં પણ જડજો એટલે ન્યાયાધીશો બેસેછે; અને મધ્ય પ્રાંતો તથા અયોધ્યા પ્રાંત એ દરેકમાં એક જ્યુડિશિઅલ કમિશનર છે તે એકલો બેસેછે. બ્રિટિશ બ્રહ્મદેશમાં એક જ્યુડિશિઅલ કમિશનર અને એક રીકોર્ડર છે. એ પ્રાંતમાં (યૂરોપી બ્રિટિશ પ્રજાની બાબતમાં રીકોર્ડરને હાઇકોર્ટના જેટલો અધિકાર છે તે સિવાય) જ્યુડિશિઅલ કમિશનરને રંગુનની બહારના મૂલકપર સત્તા છે. રંગુન શહેરમાં અને બ્રહ્મદેશના જે કોઈ ભાગમાં યૂરોપી બ્રિટિશ પ્રજાપર આરોપ આવેછે તે ભાગમાં તમામ ફોજદારી કામો ચલાવવાનો અધિકાર રીકોર્ડરને છે. અમુક કામોને માટે જ્યુડિશિઅલ કમિશનર અને રંગુનના રીકોર્ડરે ચૂકવેલા દીવાની કોર્ટના દાવાપર કલકત્તાની હાઇકોર્ટને અપીલ થાયછે. રંગુનની વિશેષ કોર્ટના મેમ્બરોનાં સરખાં મત પડેછે તેવારે તે કોર્ટ જે કામ હાઇકોર્ટ તરફ મોકલેછે તેનો પણ તે ચૂકાદો કરેછે. ગારો, ખાશી અને જેન્ટિઆ, તથા નાગા એ ત્રણ ડુંગરી મૂલકો સિવાય આસામને માટે ન્યાયની બાબતમાં કલકત્તાની હાઇકોર્ટની સત્તા સર્વોપરી છે. એ મૂલકોમાં આસામનો મુખ્ય કમિશનર દીવાની તથા ફોજદારી કામો ચૂકવેછે અને તેના ચૂકાદાપર અપીલ નથી. ભુતાનની સરહદપર આવેલા દ્વાર પરગણાંને માટે વિશેષ નિયમો ઠરાવ્યા છે.

**બ્રિટિશ હિંદનો કાયદો.** હિંદની ન્યાયની અદાલતોમાં જે કાયદાઓ પ્રમાણે ઇન્સાફ કરવામાં આવેછે તે મુખ્યત્વે ત્રણ પ્રકારના છે, (૧) ઉપર કહેલી હિંદની કાયદા બાંધનારી (વરિષ્ઠ અને પ્રાંતિક) કૌન્સિલોએ અને તેમની પહેલાંની સભાઓએ કરેલા કાયદા; (૨) હિંદને લાગુ પડતા બ્રિટિશ પાર્લમેન્ટના કાયદા; (૩) હિંદુ અને મુસલમાનોને લગતી બાબતોમાં તેમના

વારસાના અને સંસારી કાયદા; (૪) અમુક જાત અને માતના લોકોને લગતા શિરસ્તાઓનો કાયદો. હિંદના કેટલાક વિશેષ કાયદાઓને દ્રઢ કરવાને ઘણો પ્રયત્ન કર્યોછે અને એવા પ્રયત્નનાં સ્મરણીય દૃષ્ટાંતો હિંદનો ફોજદારી કાયદો તથા દીવાની અને ફોજદારી વહીવટના કાયદા છે.

(અપૂર્ણ.)



# आरोग्यता वर्धक सुधारा विषे भाषणो.

## भाषण २ जुं.

ભરતખંડમાં થતા રોગો તથા મોતની સંખ્યા.—સુધરેલા દેશોમાં જન્મમરણની નોધ રાખવામાં આવેછે. આમ કરવાથી ઘણા ફાયદા થાયછે. આ દેશના કેટલાક ભોળા લોકો એમ ધારેછે કે દેશમાં થતા જન્મ નોધી સરકાર માથાદીઠ અથવા કોઇ બીજી રીતનો વેરો નાંખશે. પણ આ વિચાર કેવળ ખોટો છે. વસ્તીના પ્રમાણમાં અમુક સંખ્યા કરતાં ઓછાં છોકરાં જન્મે, અથવા અમુક હદ કરતાં વધારે મોત થાય તો લોક આરોગ્ય નથી એવું એ નોધ દેખાડે છે. એ જાણી તેમ થવાનાં કારણોની સરકાર તપાસ કરેછે તથા મંદવાડ અને મોત ઓછાં થાય તેવા ઉપાય યોજેછે.

બીજા સુધરેલા દેશોની માફક ઇંગ્રેજ સરકારે હિંદુસ્તાનમાં જન્મ તથા મરણની નોધ રાખવાનો હુકમ કર્યોછે, પણ આ નોધ બરોબર રાખવામાં આવતી નથી એમ માલૂમ પડ્યું છે. પ્રજા આ બાબતમાં અજાણ હોવાથી અને મૂર્ખાઇ ભરેલા વહેમ તથા ભયને લીધે તથા નોધ લેનારાની બેફીકરાઇએ કરીને ઘણાંક જન્મો તથા મરણો નોધાતાં નથી. આ બાબતની શોધ કરનારાઓનો અભિપ્રાય એવો છે કે સરાસરી હિસાબ કહાડતાં જ્યાં ખરેખરાં ૨૧૮ છોકરાં જન્મે છે ત્યાં ફક્ત તેમાંનાં ૧૦૦ નોજ જન્મ નોધાય છે, અને ખરેખરાં ૧૮૦ મોત થાયછે તેમાંનાં ફક્ત ૧૦૦ નોધાય છે.

સને ૧૮૮૫ માં થયેલાં કુલ મોતની સંખ્યા તથા કયા વ્યાધિઓથી તે મોત થયાં તેઃ—

| | |
|---|---|
| તાવ | ૩૨,૯૬,૨૩૯ |
| કોગળિયું (કોલેરા) | ૩,૮૫,૯૨૮ |
| અતિસાર, મરડો, વગેરે આંતરડાંના રોગો | ૨,૯૩,૬૩૮ |
| શીતળા | ૨,૮૦,૬૨૦ |
| અકસ્માત, વાગવા વગેરેની ઈજાથી | ૮૩,૨૬૨ |
| બીજાં કારણો | ૭,૩૭,૯૦૩ |
| | ૫૩,૭૭,૬૦૦ |

આ તો ફક્ત કેટલાં માણસો મરણ પામ્યાં તેની ગણતરી થઈ. પણ આપણે તો કેટલાં માણસ કુલ માંદાં પડ્યાં હશે અને તેમાંથી આટલાંનાં મોત નીપજ્યાં તેનો વિચાર કરવાનો છે. કલકત્તાની હાઈકોર્ટના જડજ કનિંગહામ સાહેબ લખેછે કે દેશની સ્થિતિ, તથા તેમાં થતા રોગો, જન્મ-મરણ વગેરેની તજવીજ કરનારાઓના મત પ્રમાણે સરેરાશ ૨૦ માણસને સખ્ત બિમારી થાય તેમાંથી ૧ માણસ મરણ પામેછે. તો બ્રિટિશ હિંદમાં નોંધાયલી ઉપર બતાવેલી મોતની સંખ્યા ઉપરથી આ હિસાબે દશ કરોડ પંચોતેર લાખ બાવન હજાર માણસો ૧૮૮૫ ની સાલમાં માંદાં પડ્યાં હશે એવી ગણતરી થાયછે.

જુદાં જુદાં શહેરો અને દેશમાં થતી મરણની સંખ્યાનો મુકાબલો ત્યાં દર વરસે વસ્તીના દર હજારે માણસે સરાસરી કેટલાં મુવાં તે ઉપરથી કરવામાં આવેછે. મુંબાઈની મરણ સંખ્યા ૨૫ છે એમ કહેવાનો અર્થ એવો કે દર વરસે મુંબાઈમાં વસનારા એક હજાર માણસોમાંથી ૨૫ માણસ મરેછે. સમસ્ત દેશ અથવા તેના કોઈ પ્રાંતની મરણસંખ્યાનો આંકડો પણ એવીજ રીતે કાઢવામાં આવેછે.

સને ૧૮૮૫ માં ભરતખંડના કેટલાક મુખ્ય પ્રાંતોની મરણસંખ્યા નીચે આપીછે. આ ઠેકાણે માત્ર પૂર્ણાંક લખ્યા છે; સમજણ પડવાને સારૂ અપૂર્ણાંક છોડી દીધાછે.

| | |
|---|---|
| મ્હૈસૂર | ૧૬ |
| બ્રહ્મદેશ | ૨૦ |
| મદ્રાસ ઇલાકો | ૨૨ |
| બંગાળા ઇલાકો | ૨૩ |

મુંબાઇ ઇલાકો............................૨૯
વાયવ્ય પ્રાંતો તથા અયોધ્યા............૩૨
મધ્ય હિંદ......................... .. ...૨૪

કનિંગહામ સાહેબ કહેછે કે એકંદર રીતે આપણે એટલું તો કહી-શકીએ કે આ આંકડા કોઇપણ ઠેકાણેની ખરેખરી મરણસંખ્યાને બદલે અધિક મરણસંખ્યા દર્શાવેછે એ વાત તો તદન અસંભવિત છે; અને એમ પણ લગભગ નિશ્ચયાત્મકપણે કહીશકાય કે કેટલાક પ્રાંતો, મુખ્યત્વે બેંગાળા, મદ્રાસ, બ્રહ્મદેશ, અને મ્હેસુર, એમાં તો આ આંકડાઓ પરથી આપણે ધારીએ તેના કરતાં ખરી મરણસંખ્યા ઘણી વધારે છે. આ પ્રાંતોમાં તો ઉપર દર્શાવીછે તેના કરતાં લગભગ બમણી મરણસંખ્યા છે. સમસ્ત ભરતખંડની મરણસંખ્યાની ખરેખરી યાદી કહાડીશું તો માલૂમ પડશે કે દરવરસે આ દેશમાં પચાસ લાખને બદલે લગભગ સીતેર યા એંશી લાખ માણસો મરેછે.

મદ્રાસ શહેર ઇલાકાની રાજ્યધાની હોવાથી ત્યાં જન્મમરણની નોંધ નાનાં ગામો કરતાં વધારે ચોકસાઇ તથા કાળજીથી થાયછે. "ડિકશનરી આવ્ સ્ટેટિસ્ટિક્સ" નામે પુસ્તકનો કર્તા મલ્હાલ એ પુસ્તકમાં મદ્રાસ શહેરની મરણસંખ્યા દરહજારે ૩૯ લખેછે અને ઇંગ્લાંડમાં આવેલા બર્મિંગહામ નામે શહેરની દરહજારે ૨૦ આપેછે. આ બંને શહેરોની વસ્તી લગભગ ચાર લાખ છે. મદ્રાસમાં દરવરસે કુલ ૧૫,૬૦૦ માણસો મરેછે, અને બર્મિંગહામમાં દરવરસે ૮,૦૦૦ માણસો મરેછે, એટલે બંને શહેરની વસ્તી સરખી હોવાછતાં મદ્રાસમાં બર્મિંગહામના કરતાં બમણા માણસો મરેછે. બર્મિંગહામ શહેર ઘણું તંદુરસ્ત છે, અર્થાત્ ત્યાંનાં હવા-પાણી ઘણાં સારાં છે; એ વાત સાચી છે, પણ ઇંગ્લાંડમાં બીજાં ઘણાં સ્થળોની મરણસંખ્યા પ્રમાણમાં એના જેટલીજ છે. દરવીસ માંદા માણ-સોમાંથી એક મરણ પામેછે એવો અડસટ્ટો ઉપર બતાવ્યો છે તે પ્રમાણે મદ્રાસ શહેરમાં ૩,૧૨,૦૦૦ માણસો દરવરસ સખ્ત મંદવાડ ભોગ-વતા હશે.

—❧—

# વિવિધ વિષયો.

પૂર્વ આફ્રિકાના રાજાને સારૂ ગ્લાસગો શહેરમાં એક જગાએ મોટી છત્રી બનાવીછે તેનો ઘેર એકત્રીસ ફુટ છે. વચના દાંડાની ઉંચાઈ પણ એટલીજ છે. આપણી સાદી છત્રીની પેઠે તે ઉઘાડ દે કરી શકાય છે.

દુનિઆમાં સૌથી મોટું પુસ્તકાલય પારિસ શહેરમાં છે. તેમાં ૨ લાખ પુસ્તકો છે. એનાથી ઉતરતું લંડન શહેરમાંનું બ્રિટિશ સંગ્રહસ્થાન છે તેમાં દોઢ લાખ પુસ્તકો છે.

એક દાકતરે કોસરા (ખોગળિયા) પર સહેલું અને સુખકર ઓસડ શોધી કહાડ્યું છે. ચાર ઔંસ આકને છ ઔંસ પાણીમાં ભેળવી તેનો એકેક ચમચો ઝાડો બંધ થતાં સુધી અડધે કલાકે પીવો.

રૂશિઆમાં લશ્કરી લોકોને દારૂનું વ્યસન છોડાવવાની યુક્તિ ઘણી ચમત્કારી છે. જેને દારૂ પીવાની ટેવ હોયછે તેને કોટડીમાં પૂરી રાખેછે અને તેને જે દારૂ પર ભાવ હોયછે તે જાતના દારૂમાં રાંધેલું અન્ન તેને ખાવા આપેછે. એની સ્થિતિમાં કેટલેક દહાડે તે માંદો પડેછે. પછી તે દારૂપર તેને એટલી તો છીટ આવેછે કે તે પછી કોઇ દહાડો તેને અડકતો નથી.

મિસિસ લાંગ્ટ્રી નામે અમેરિકાની એક સ્ત્રીએ નાટકનો ધંધો કરીને શુમારે પચાસ લાખ રૂપિઆ મેળવ્યા છે.

કાંગો પ્રાંતમાં જેટલું લોઢું છે તેટલું દુનિઆમાં બીજે કોઈ સ્થળે નથી. બધાં ઠેકાણાંમાંની ખાણો ખપી જશે તેવારે એ એકજ દેશ કેટલાંક વરસ લગી દુનિયાને લોઢું પૂરૂં પાડશે એવું કહેવાય છે.

અમેરિકાની વેધશાળા જેટલી ઉંચી છે તેટલી દુનિઆમાં બીજે કોઈ ઠેકાણે નથી. યૂરોપમાંની વેધશાળા ૧૧,૦૦૦ ફુટ ઉંચી છે, પરંતુ અમેરિકાની વેધશાળા ૧૪,૦૦૦ ફુટ ઉંચી છે.

લંડન શહેરની વસ્તીમાં દર વરસે ૮૦,૦૦૦ નો વધારો થાયછે.

વીજળીના દીવાના કારખાનામાં જે યંત્રમાંથી વીજળી ઉત્પન થાયછે તે યંત્રની થડમાં ઉભા રહેવાથી આમ વાયુ (જૂનો સંધિવા) મટી જાયછે એવું કહેછે.

—❧❧—

૨ વળી જે કોઇ મુસલમાન વિદ્યાર્થી ગુજરાતી અથવા ઉર્દુ ચોથા ધોરણમાં પાસ થઇને ઉપરની રીતે ઇંગ્રેજી શીખવા માંડશે, તેને દર મહીને આઠ આનાની સ્કાલરશિપ પણ આપવામાં આવશે,—ઇંગ્રેજી પહેલું ધોરણ શીખવા માંડે ત્યારથી તે વાર્ષિક પરીક્ષા થાય ત્યાં સુધી.—ચોથા ધોરણમાંથી ઉપર લીધેલા વિદ્યાર્થીઓને એનાથી નીમે ભાગે એટલે ચાર આનાની સ્કાલરશિપ આપવામાં આવશે.

૩. ઉપરની રીતે દાખલ થયલા મુસલમાન વિદ્યાર્થીઓમાંથી જે કોઇ ઇંગ્રેજી પહેલા ધોરણમાં પાસ થશે, તેને બીજું ધોરણ શીખવા માંડે ત્યારથી તે વાર્ષિક પરીક્ષા સુધી દર મહીને બાર આનાની સ્કાલરશિપ આપવામાં આવશે, તેમજ બીજા ધોરણમાં પાસ થઇને ત્રીજું શીખશે, તેને ત્રીજું ધોરણ શીખવા માંડે ત્યારથી તે ત્રીજા ધોરણની વાર્ષિક પરીક્ષા થાય ત્યાંસુધી દર મહીને રૂપીઆ એકની સ્કાલરશિપ આપવામાં આવશે. જો પાસ ન થાય, પણ ઉપર લેવામાં આવે, તો એનાથી નીમે ભાગે, એટલે બીજા ધોરણમાં આના છ, અને ત્રીજામાં આના આઠની સ્કાલરશિપ આપવામાં આવશે.

૪. જેમના પોતાના ગામમાં ઇંગ્રેજી નિશાળ અથવા વર્ગ ન હોય તેમને બીજા ગામમાં ઇંગ્રેજી ભણવા જવાને બની શકે, તેટલા માટે બીજી અને ત્રીજી કલમમાં જણાવેલી સ્કાલરશિપથી બમણી સ્કાલરશિપ આપવામાં આવશે.

૫. દરેક સ્કાલરે છ માસિક અથવા ટર્મિનલ પરીક્ષામાં પાસ થવું જોઇએ. પરંતુ એક બાબતમાં કોઇ નાપાસ થશે, અને તેના હેડમાસ્તરની ભલામણ હશે, તો તેની સ્કાલરશિપ પૂરેપૂરી ચાલુ રહેશે,—હેડમાસ્તરની ભલામણ નહીં હશે, અથવા એક કરતાં વધારે બાબતોમાં નાપાસ થયો હશે. તો સ્કાલરશિપ અરધો અરધ ઘટાડવામાં આવશે.—જો કોઇ સ્કાલર વીશે એવું જણાશે કે તે તદન બેદરકાર છે, તો તેની આખી સ્કાલરશિપ બંધ કરવામાં આવશે.—અને તેમજ ઉપર લીધેલા કોઇ સ્કાલરને પાછો ઉતારી મુકવામાં આવે તો તેની સ્કાલરશિપ આખી બંધ કરવામાં આવશે.

૬. દરેક સ્કાલરે સારી હાજરી રાખવી જોઇએ. જે કોઇ સ્કાલર એક મહીનામાં ચારથી વધારે દહાડા ગેરહાજર હશે,—બીમારી, ખાનગી કામ, અથવા કોઇપણ કારણથી,—તેને ચારથી વિશેષ દહાડાની ગેરહાજ-

રીના દરેક દહાડાને માટે પહેલા ધોરણમાં આનો એક, બીજામાં આનો દોઢ, અને ત્રીજામાં આના બે પ્રમાણે દંડ થશે.— મુસલમાનોને માટે મંજુર થએલા તહેવારની રજા ગેરહાજરીમાં ગણાશે નહીં.

૭. જેઓને સ્કાલરશિપ નહીં મળતી હશે, તેઓમાંથી જે કોઈ છમાસીક અથવા ટર્મિનલ પરીક્ષામાં પાસ થશે, તેને પહેલા ધોરણમાં રૂપીઆ બે, બીજામાં રૂપીઆ ત્રણ, અને ત્રીજામાં રૂપીઆ ચાર, ઇનામ તરીકે આપવામાં આવશે, અને એકજ બાબતમાં જે નાપાસ થશે તેને એનાથી નીમ ભાગે ઇનામ મળશે. તથા વાર્ષિક પરીક્ષામાં પાસ થવાથી પહેલા ધોરણને માટે રૂપીઆ ચાર, બીજાને માટે છ, અને ત્રીજાને માટે આઠનું ઇનામ મળશે; અને એક બાબતમાં નાપાસ થશે તો એનાથી અર્ધું ઇનામ મળશે. તથા ઉપરની કલમ ૩જી પ્રમાણે આગળ ભણવાને સ્કાલરશિપ મળશે.

૮. જે મુસલમાન વિદ્યાર્થીઓને ઇંગ્રેજી સ્કુલ અથવા વર્ગમાં દાખલ થતી વખતે ચોદ વર્ષની ઉમર થઇ હશે, તેમને ઉપરે પ્રમાણે મદદ મળશે નહીં, પણ તેમને ઉપરની ૭ મી કલમ પ્રમાણે ઇનામ મળશે.

૯. ગુજરાતી અથવા ઉર્દુ ચોથું ધોરણ પસાર કરતી વખતે જેમને ચોદ વર્ષ થઇ ગયાં હોય, તેમને પબ્લિક સર્વિસ પરીક્ષાનું ત્રીજા ગ્રેડનું એટલે છઠ્ઠા ધોરણનું સર્ટિફિકેટ મેળવવાને અભ્યાસ કરવાની બલામણ કરવામાં આવેછે. એ જીલ્લાનો જે કોઇ મુસલમાન વિદ્યાર્થી સને ૧૮૯૦ સુધીમાં ત્રીજા ગ્રેડનું સર્ટિફિકેટ મેળવશે, તેને રૂપીઆ પાંચથી દસ સુધીનું ઇનામ આપવામાં આવશે,—પરીક્ષામાં મેળવેલા દોકડાના પ્રમાણમાં.

૧૦. ઉર્દુ અથવા ગુજરાતી ચોથું ધોરણ શીખનારાને સારી હાજરીને માટે દર મહીને બે આના ઇનામ દાખલ આપવામાં આવશે. મહીનામાં ચારથી વધારે દહાડા બીમારી, ખાનગી કામ, અગર કોઈપણ કારણથી કોઈ ગેરહાજર હશે, તેને એ ઇનામ મળશે નહીં. મુસલમાનોને માટે મંજુર થયલા તહેવારોની રજા-ગેરહાજરીમાં ગણાશે નહી—એજ રીતે પાંચમા તથા છઠ્ઠા ધોરણમાં દર મહીને ત્રણ આના, અને ત્રીજા ધોરણમાં દર મહીને એક આનો આપવામાં આવશે.—આ કલમમાં લખેલાં ઇનામ પાંચમા તથા છઠ્ઠા ધોરણને માટે સને ૧૮૯૧ ની, ચોથા ધોરણને માટે સને ૧૮૯૦ ની, તથા ત્રીજા ધોરણને માટે સને ૧૮૮૯ ની, આખેરી

સુધી ચાલુ રહેશે. એ ઇનામો ત્રણ ત્રણ મહીને સામટાં આપવામાં આવશે.

૧૧. ભેડાજીલ્લાની હાઇસ્કૂલોમાં તથા મિડલસ્કૂલોમાં સરકાર અગર લોકલ ફંડ તરફથી ચાર વર્ષ અને ત્રણ વર્ષ સુધી ચાલુ રહે એવી સ્કોલરશિપો દર વર્ષ પરીક્ષાઓ લઇને આપવાની છે. તે પરીક્ષાઓમાં જે મુસલમાન વિદ્યાર્થીઓ બેસશે, તેમાંથી જેઓને સ્કાલરશિપ નહીં મળે તેઓની પરીક્ષાની ફી મહારી તરફથી પાછી આપવામાં આવશે; પણ એટલી સરતે કે તેઓ પરીક્ષામાં પાસ થવા જોઇએ.

૧૨. વળી એમાંની દરેક પરીક્ષામાં જો એક બી મુસલમાન વિદ્યાર્થી પેહેલે નંબરે પાસ થઇને સ્કાલરશિપ નહીં મેળવી શકે, તો જે મુસલમાન વિદ્યાર્થી પાસ થઇને બીજે નંબરે આવશે તેને મહારી તરફથી તેટલાજ દરની અને તેજ સરતોએ સ્કાલરશિપ આપવામાં આવશે. પણ કાજી શાહાબુદ્દીન સ્કાલરશિપ અને આ સ્કાલરશિપ બંને સાથે આપવામાં આવશે નહીં.

૧૩. ઉપરની બે કલમો સને ૧૮૯૧ ની પરીક્ષાઓ થઇ જાય સાંસુધી ચાલુ રહેશે.

ભરૂચ, તા. ૧૮ મી દીસેંબર ૧૮૮૮.

ઇબ્રાહીમ મહામદ સાયાણી,

માનેજર તથા ટ્રસ્ટી, ભેડા મહામેદન એજ્યુકેશન ફંડ.



## જાહેર ખબર.

મોણપુરથી પ્રથમ જાહેર ખબર આપ્યા મુજબની નોટો, નકશા હાલ તૈયાર છે. તે માટે ન્યુસ, ચોપાનીઆં અને યોગ્ય ગૃહસ્થોએ ઉપયોગી જણાવી છે. ફક્ત નવેંબરના બુદ્ધિપ્રકાશમાં ફક્ત પ્રસ્તાવનાપર ધ્યાન રાખી ફક્ત વખત પત્રકમાં રમવા માટે અને લાંબી કીમત છે તેપર ટીકા કરીછે તો તે પ્રમાણે ખાસ સુધારો કર્યોછે. ધોરણમાં ચાલતી ચોપડીઓના આધારે રચેલી છે. જેથી ખુશીથી લેનારને અડચણ નથી—હવેથી જાંગડ તથા એજેન્ટોથી આપવા મરજી નથી. થોડીજ નકલો બાકી રહીછે તે

જાહેર ખપાવવાના ઈરાદાથી સઘળા ઉપર સેંકડે પચીશ ટકા કમીશન કાપી આપવા તથા નીચેની સસતી કીમતે વેલ્યુપેએબલથી મોકલવામાં આવશે.—ફકત ૧૦ થી વધારે લેનારનું ફકત પોસ્ટ ખર્ચજ અમારે શિર છે. અને વીશથી વધારે મંગાવનારનું વેલ્યુપેએબલનું બે આના અગર તેથી હીસાબે થતું વધારે ખર્ચ પણ અમારે શિરછે.

| નામ. | મૂળ કીમત | હાલમાં લેવાની કીમત |
| --- | --- | --- |
| બાળ વર્ગની નોટ. | ૦—૧—૬ | ૦—૦—૯ |
| પહેલું ધોરણની નોટ. | ૦—૨—૦ | ૦—૧—૦ |
| બીજું ધોરણ નોટ. | ૦—૬—૬ | ૦—૩—૩ |
| ત્રીજું ધોરણ નોટ. | ૦—૮—૦ | ૦—૪—૦ |
| પાંચમું ધોરણ નોટ. | ૧—૪—૦ | ૦—૮—૦ |
| કાઠીઆવાડનો નકશો. | ૦—૦—૮ | ૦—૦—૬ |

તે સિવાય જૂનાગઢના રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદનુ ટૂંક જીવનચરિત્ર જાહેર લાયબ્રેરીઓ તથા ગૃહસ્થોને અર્ધા આનાની એક ટીકીટ મોકલેથી મફત મોકલવામાં આવશે.

કુંવરજી ગગજી ભટ્ટ (પાણશીણાવાળા)
સ્કુલ એન્ડ પોસ્ટમાસ્તર લુણીધાર. કાઠીઆવાડ—

## ફકત ખરીદો અને ખાતરી કરો પછીથી. જુવો. !!

કીમત અગાઉથી. તે મોકલવાનું ખર્ચ તમારેશીર. પુસ્તક વગેરેનાં દશ ઉપરાંત નંગ મોકલવાનું ખર્ચ અમારે શીર. ટીકટો મોકલનારે એક ટીકીટ વટાવની મોકલવી.

નાને કોળીએ ઝાઝું જમાય તે મતલબથી સોંઘારથ કરેલછે. તો અનુભવ કર્યા વિના પુસ્તક નમાલું ગણી કાઢતા નહિ. હાલમાં આ જાતનાં પુસ્તક ઘણાં નીકળે છે તે સૌમાં આ સસ્તાં અને ગુણમાં ઉતમ છે કે નહિ તે હે સુતો વિચારો !

હેન્ડ બીલો, જાહેર ખબરો વગેરેમાં મોટાં ડોળનાં મન ચળે તેવાં વખાણો કરવા રીવાજ દુનિઆમાં પડેલો છે. સમજુ વાંચનાર કંટાળેલા છે તેથી તથા ઝાઝા. વખાણો ખાટાઈ ગણાય માટે પુસ્તકો વિષે હું મુન્ય રહિ ફકત અનુભવ કરી જોવા ખાસ આમંત્રણ કરૂંછું.

## કમીશનની પણ સારામાં સારી તક.

૦-૩-૦ હિંદુસ્તાનની ભુગોળવિદ્યા આવૃતિ ત્રીજી તે પણ ૨૧)ની ૧૩પ્રત લેજો.

| | | | | |
|---|---|---|---|---|
| ૦-૨-૦ | મુંબાઇ ઇલાકાની ભૂગોળ વિદ્યા. | ,, | ૧૬ | ,, |
| ૦-૧-૦ | આરોગ્ય વિદ્યાની પ્રશ્નોત્તર નોટ બુક | ,, | ૩૨ | ,, |
| ૦-૦-૯ | હિંદુસ્તાન તથા મુંબાઇ ઇલાકાના નકશા. | ,, | ૪૦ | ,, |
| ૦-૧-૦ | કોષ્ટકાવળી તથા વંશાવળી. | ,, | ૩૨ | ,, |
| ૦-૧-૦ | કાઠીઆવાડની ભુગોળ વિદ્યા. | ,, | ૩૨ | ,, |

નકશા જોઇ જોઇ પાટીમાં ઉતારવાને ઉપયોગમાં આવે તેવાછે. દરેક જાતમાંથી રૂ. થી ઓછાનાં લે તેને પણ રૂ. ના ભાવે પ્રમાણમાં આપીશું. અને રૂ. ૩) કરતાં વધારેનાં નંગ મંગાવનારને વધારે કમીશન આપીશું. માટે રીપ્લાઇ-કાર્ડથી ખુલાસો માગવો. આ પુસ્તકો ૯૪ ઉપરાંત વરસના અનુભવી શિક્ષકના હાથથી લખાએલાં છે. તા. ૧-૧-૮૯

વઢવાણ શહેર. ઠે. દવેપા. દેવશંકર લક્ષ્મીરામ દ્વિવેદી.

## શાળોપયોગી પુસ્તકો.

ભૂમિતિ સ્કંધ. ૧ લો અને દેશી નામનો સાર. એ બે જૂદાંજૂદાં પુસ્તકો. મારા તરફથી બહાર પડશે. તા. ૧—૩—૮૯ અગાઉનાં ઘરાકો પાસેથી દર નકલે ત્રણ ત્રણ આના અને તે પછીથી ચાર ચાર આના પડશે ટપાલ ખર્ચ જાદું. ૧૦, ૩૦ અને ૫૦ થી વધારે સામટી નકલો ખરીદનારને દશ, પંદરને વીશ ટકા લેખે કમીશન મળશે. ઉધારે મંગાવવા તસ્દી ન લેવી. દેશીનામું એ પુસ્તકની કીમત જેની પાસે લેણીછે. તેણે તાકીદ મોકલી દેવી. તા. ૧૮-૧૨-૮૮.

માણેકલાલ નાગરદાસ શાહ. તા. સ્કુલમાસ્તર. રાજકોટ.

## જોઇએછીએ.

થરપારકર જીલ્લો જેમાં નગર પારકર વીરાવાવ અને મીઠી વગેરે ગામો છે તેમાંની એક નીશાળને માટે એક મહેતાજી તથા એક મહેતીજી સારાં અનુભવી હુશીઆર અને બીજા અથવા ત્રીજા વરસના ટ્રેન્ડ જોઇએ. તેમને એકજ ગામમાં રાખવામાં આવશે અને પગાર બંને જણને એકંદર આસરે રૂ. ૬૦ અંકે સાઠ સુધી આપવામાં આવશે અને હુશીઆરી કામ પસંદ પડતાં તેમને આગળ જતાં ફાયદો મળવાનો સંભવ છે. કારણ કે આખા જીલ્લામાં કોઇ ટ્રેન્ડ મહેતાજી નથી. આ નોકરી પેનશનેબલ સમજવી. વધારે ખુલાસો નીચે સહી કરનારને જાતે મળવાથી અથવા પત્ર લખી પૂછવાથી મળશે.

તા. ૧૨-૧-૧૮૮૯ આ-ડિ-એ-ઈ. પંચમહાલને રેવાકાંઠા.

બીજી ૦-૨-૯ ત્રીજી ૦-૩-૦ ચોથી ૦-૨-૬ વ્યાકરણ ૦-૮-૦ શાહાનામું ૬-૨-૦ અખલાક કાશી.

તા ૧૨-૭-૮૮ સુરત હરીપરા પી કરી. જમનાદાસ ભગવાનદાસ બુકસેલર.

---

રમલ, અદ્ભુત પ્રશ્નાવળી, અને ૧૦૦ વરસનું પંચાંગ

આ નામના ગૂજરાતી પુસ્તકની કીંમત રૂ૧) અગાઉથીજ લેવની રાખીછે આ લોકોપયોગી પુસ્તકનાં વખાણ કરવાની જરૂર નથી.પુરતાં ઘરાક થએ તોજ છપાસે. નહીંતો નાણાં પાછાં મળશે. પોસ્ટેજ માફ. જલદીથી નાંણાં મોકલી ઘરાક થાઓ. આ પુસ્તક પાછળથી મળશે નહિ

સૈયદપરાની બોરડીશેરી. સુરત. ત્રીભોવન જમનાદાસ.

---

કેળવણીખાતાના વડાએ "દસ્કત કોપી" પસંદ કરી.

આખા મુંબાઈ ઈલાકાની નિશાળોમાં ચલાવવાનો

હુકમ કર્યો છે.

આદરજી કાવસજી માસ્તરની.

ગુજરાતી તથા બાળબોધ કોપી બુકો.

( ૭ અંકમાં. )

મોટા ખરચનો તથા ઘણા વખતનો તથા ઘણી મેહેનતનો ભોગ આપી બનાવવામાં આવેલી.

આજ સુધી નહિ થએલી તથા વખાણવા જોગ.

જેની બારે સ્તુતિ.

કેળવણી ખાતાના સર્વે ઇન્સ્પેકટર સાહેબોએ તથા હોદ્દેદારોએ

મુંબાઈ તથા ગુજરાતના સર્વે જાહેરપત્રોએ

દેશની કેળવણીમાં જાણીતા સર્વે ગૃહસ્થોએ

એક અવાજે કરી છે.

જાુઓ કોપીબુકોના પુંઠા ઉપર તેઓના સરટિફિકેટો.

અમારી પાસે હાલ એટલી સરટિફિકેટો એકઠાં થઈ છે કે પુંઠા ઉપર મુકવાની બીલકુલ જગો નથી.

આની અને આટલી સરટિફિકેટો આજ સુધી કોઈબી કોપીબુકે મળતી નથી અને આટલી સસ્તી કોપીબુકો આજ દીનસુધી નીકળી નથી.

"દસ્કતશિક્ષક" કોપીબુકો ઉપર નીચલી સરત ડીસ્કાઉંટ આપવામાં આવશે.

૧ સોંકડે રૂપીએ મુંબાઈના ખરીદનારને સેંકડે ૨૦ ટકા ડીસ્કાઉન્ટ મળશે.

૨ સોંકડે રૂપીએ દેશાવરખાત્તે સેંકડે ૨૫ ટકા ડીસ્કાઉન્ટ મળશે.

૩ માલ મંગાવવાનો (પોસ્ટેજ સહિત) સર્વે ખરચ ખરીદદારને માથે.

૪ ૨૦૦ થી ઓછી નકલ માલેક પાસેથી મળશે નહિ.

૫ જે ધણી બહાર ગામથી પોતાના એજન્ટ મારફતે માલ મંગાવે તે ધણીએ હમારા ઉપર ડીરેક્ટ કાર્ડ લખી અમને ખબર કરવી. અને તે માલ બહાર ગામ જાયછે તે વિષે તેઓએ અમારી સંતોષકારક ખાતરી કરીઆપવી પડશે. ને ત્યાર પછીજ માલ આપવામાં આવશે. રોકડા રૂપીઆ ભરી માલ લઈ જવો તે એજન્ટનીજ ફરજ છે.

૬ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૭ જ્યાં રેલવે નહિ હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો.

૮ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૯ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે બુકસેલરો તથા માસ્તરોને જણાવવાનું કે "દસ્કત શિક્ષક" કોપીબુકોની સાથે અમાએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ ટકા કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કીધી છે. પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. (જેઓનો એ પ્રમાણે મરજી હોય તેઓએ નીચલે શરનામે લખવું)

૧૦ વિનતિપૂર્વક સર્વે હેડમાસ્તરોને જણાવવામાં આવેછે કે "દસ્કત શિક્ષક" ની કોપીબુકો વાપરવાથી છોકરાઓના દસ્કતમાં આગળી, તથા હાલની કાપીબુકો કરતાં સુધારો થાયછે કે નહિ તે વિષે પોતાનો અભિપ્રાય નામ સાથે લખી જણાવવો કે જેથી પુરતી તજવીજથી તેનો પણ ઘટિત ઉપયોગ કરવામાં આવે.

૧૧ નાટપેડ કાગળો લીધામાં આવશે નહિ.

લી. આદરજી કાવસજી માસ્તર.
દસ્કતશિક્ષક પ્રગટકર્ત્તા.
ખોબીતલાવ મુંબાઈ.

—❧—

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

MARCH 1889.

પુસ્તક ૨૮ મું. માર્ચ. ૧૮૮૯. અંક ૩ જો.

મોતીજી બહુ મીઠું બુંદ, નામ તેમ છે કામ;
કર ખંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ.

અનુક્રમણિકા. પૃષ્ઠ. CONTENTS:

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | |
|---|---|---|---|
| આકાર વિષે પાઠો | ૪૯ | Object-lessons : Form | 49 |
| સુનીતિના પાઠ ૩-૪ થો | ૫૧ | Moral Lessons | 51 |
| પાણી વિષે પાઠ | ૫૫ | A Lesson on Water. | 55 |
| વનસ્પતિશાસ્ત્ર વિષે પાઠ | ૬૦ | A Lesson on Botany. | 60 |
| હિંદની અંગ્રેજી રાજ્યપદ્ધતિ | ૬૨ | The System of Government in India. | 62 |
| આરોગ્યતા વર્ધક સુધારા વિષે ભાષણ | ૬૬ | A Lecture on Sanitary Reform | 66 |
| પુસ્તકોની પહોંચ | ૬૯ | Acknowledgment of Books | 69 |
| નિશાળોનાં ઇનામ પત્રક | ૬૯ | Prizes distributed in Schools | 69 |



( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

વર્ષનો રૂપિઓ એક આગાઉથીજ......પોસ્ટેજ માફ.
છુટક નકલ ૧) ના આના બે ...... અર્ધો આનો

## જાહેર ખબર.

"મોટા અંકગણિતની સમજુતી" ૧ લી આવૃતિ ખપી જવાથી બીજી છપાવી છે. કીમત ઘટાડી રાા પોસ્ટેજ સહિત રાખીછે, સામટી લેનારને નીચે મુજબ કમીશન મળશે ૫ થી ૯ સુધી ૧૦ ટકા, ૧૦ થી ૨૦ સુધી ૧૫ ટકા, ૨૧ થી ૩૦ સુધી ૨૦ ટકા તે ઉપરાંત ૨૫ ટકા. પ-હેલાંથી પૈસા મોકલવા, ખુશાલદાસ ગોકળદાસ, અમદાવાદ મુંબાઈબેંક.

## જાહેર ખબર.

નીચેની ચોપડીઓ અમારી પાસેથી મળશે—હિંદના ઇતિહાસનો સાર. રૂ ૦ા— હિંદના ઇતિહાસના પ્રશ્નોત્તર. રૂ૦ા હિંદનો મુસલમાની વખ-તનોઇતિહાસ રૂ૦)~ મુંબાઈ ઈલાકાની ભુગોળ. રૂ૦)—ા મેવાડની જા-હોજલાલી, રૂ૨) પૈસા કેમ કમાવા. રૂ૧) ગુજરાતની હાલની ખેતીવાડીની સ્થિતિ. રૂ૦ાાા, પતિવ્રતા સ્ત્રી. રૂ૦ા~ અંકગણિતની રીતો અને કારણ. રૂ૦ા~ ભરતખંડના ઇતિહાસનો પ્રશ્નોત્તર. રૂ૦ા, પાણીપત રૂ૦ા પુસ્તક-માળા ભા. ૧ લો. રૂ૦ા પુસ્તકમાળા ભા. ૨ જો. રૂ૦)ાા રાણીરૂપસુંદરી રૂ૦ા—ાા માપકરણની સમજુતી રૂ૦)~ પોસ્ટેજ અમારે શીર છે. ૧૦ થી વધારે નકલ મંગાવનારને ૧૦ ટકા અને ૨૫ થી વધારે મંગાવનારને પ-ચીસ ટકા કમીશન આપીશું.

ખુશાલદાસ ગોકળદાસ,
અમદાવાદ મુંબઈબેંક.

## હિંદુસ્તાનની રાજ્ય પદ્ધતિ.

પબ્લિક સરવીસની સેકન્ડ અને થર્ડ ગ્રેડ પરીક્ષાના ઉમેદવારોના ખાસ ઉપયોગને માટે ઉપલું પુસ્તક ઈંગ્રેજીમાં અને ગુજરાતીમાં તૈયાર કર્યું છે. કીમત આઠ આના પોસ્ટેજ સાથે.

અમદાવાદ, હાઈસ્કુલ. મલ્હાર ભીકાજી બેલસરે.

~~~

સેહેલું સસતુંને ઉપયોગી☞ દેશીનામાની પદ્ધતી ત્રીજી આવૃતિઃ— રચનાર પ્રેમચંદ કરમચંદ. હે. મા. ફિ. ટ્રે. કો. રાજકોટ. કીમત ૫ આના, પોસ્ટેજ છપાઈ પણ ૫ નંગથી માફ. ૧૦થી ૧૦, ૧૫થી ૧૫, ૨૦થી ૨૦, ૨૫થી ૨૫, ટકા કમીશન. રાજકોટમાં કર્તા. મુંબાઈમાં લાઇબ્રેરીવાળા દામોદર ઇશ્વરદાસ (કાલકાદેવીને રસ્તે રામવાડી પાસે) સુરત. બુકસેલર જીવીભોવન ગોપાળદાસ, (રે. ભાગા તલાવ) પાસેથી મળશે.
~~~

गूजरातशाळापत्र.

પુસ્તક ૨૮ મું.　　માર્ચ　　૧૮૮૯.　　અંક ૩ જો.

# आकार विषे पाठो.

## ચોથું પગથિયું.

### ભાગ બીજો. વસ્તુઓની લંબાઈ, પહોળાઈ, અને ઊંડાઈ કે ઊંચાઈ વિષે.

(આ પાઠોમાં લખ્યા પ્રમાણે નિશાળિયા જવાબ દેશે એમ નક્કી નથી. એવા ઉત્તર ન આપી શકે તો શિક્ષક તેવા દેતાં શીખવવા.

શિક્ષક.—એક મોટી અને એક તેથી નાની એવી બે ચોપડીઓ બાળકને દેખાડી પૂછેછે, આ બેમાંથી વધારે જગ્યા કયી ચોપડી રોકેછે? છોકરાં—એમાંની જે મોટી છે,તે. શિ.—તમે મોટી કોને કહોછો? છો.—જે લાંબીછે તેને. શિ.—(લાંબો દોરો દેખાડી) વધારે જગ્યા આ દોરો રોકેછે કે આ ચોપડી? છો.—એક રીતે વધારે જગ્યા ચોપડી રોકેછે, પણ લંબાઈમાં દોરો વધારે જગ્યામાં છે. શિ.—(કાગળનો મોટો તા દેખાડી) આ દોરો, આ ચોપડી અને આ કાગળ એ ત્રણમાંથી વધારે જગ્યા કોણે રોકી છે? છો.—લંબાઈમાં દોરે, પહોળાઈમાં કાગળે, અને જાડાઈમાં ચોપડીએ. શિ.—આવડી ચોપડી બનાવવી હોય તો આ એક તાની થઈ શકે કે? છો.—ના, એવા ઘણા જોઈએ. શિ.—તો એવા ઘણા તા આ એક તાથી વધારે જગ્યા રોકશે કે ઓછી? છો.—વધારે. શિ.—તો હું તમને ફરીને પૂછુંછું કે વધારે જગ્યા કોણ રોકેછે, આ ચોપડી,કે આ દોરો કે આ કાગળ? છો.—એ ચોપડી. શિ.—કોઈ બે વસ્તુઓમાંની કયી વધારે જગ્યા રોકે તે જાણવું હોય તો આપણે શું શું ધ્યાનમાં લેવું? છો.—દરેકની લં-

ખાઇ, પહોળાઇ અને જાડાઇ. શિ.-આ પાણી ભરેલું પવાલું વધારે જગ્યા રોકેછે કે આ પાણી ભરેલી ડોલ વધારે જગ્યા રોકે છે? છો.-ડોલ. શિ.—શામાટે. છો.-કેમકે ડોલ વધારે ઊંચી છે, વધારે પહોળી છે, અને વધારે ઊંડી છે.

શિક્ષકે હવે સમજાવવું કે જે ઠેકાણે વસ્તુ મૂકેલી હોય તે ઠેકાણેથી એટલે વસ્તુને તળીએથી ઉપલી મેર ઊંચાઇ મપાય છે; નીચલી મેર ઊંડાઇ-અને બાજુ ભણી પહોળાઇ મપાય છે. એમ કેટલીક વસ્તુઓને માપી દેખાડવી અને છોકરાં પાસે મપાવવી.

શિ.—આ વસ્તુઓ જુઓ અને તેઓ જગ્યા રોકેછે તે વિષે શું કહી શકાય તે કહો.

છો.—એમાંની દરેક વસ્તુ લંબાઇ, પહોળાઇ અને ઊંડાઇ રોકેછે.

ભાગ ૩ જો. પૃષ્ઠ કોને કહેછે તે સમજાવવાનો પાઠ.

હરકોઇ વસ્તુના હરકોઇ પાસાની ઉપલી મર્યાદાને પૃષ્ઠ કહે છે. પૃષ્ઠને માત્ર લંબાઇ અને પહોળાઇ છે. પૃષ્ઠના આકાર જુદા જુદા હોયછે; ગોળ, ચપટા, ગોળ અને ચપટા. કોઇ પદાર્થને એક પૃષ્ઠ હોય છે—ગોળો; કોઇને અનેક હોય છે—પેટી, ઈંટ, પાટિયું ઇત્યાદિ.

આ બાબતો છોકરાંના મનમાં આણવાની છે, માટે શિક્ષકે એક ચલાણીમાં પાણીવાળો કોઇ રંગ અને કૂચડા તથા નાનું પાટિયું વર્ગની આગળ મૂકી તેમના દેખતાં પાટિયાને રંગવા માંડવું, અને પૂછવું કે હું શું કરૂંછું? છોકરાં—તમે પાટિયાને રંગોછો. શિ.—એનો કયો ભાગ રંગુંછું? છોકરાં—બહારનો ભાગ. શિ.—એ બહારના ભાગને પૃષ્ઠ કહે છે. મેં શું કહ્યું? છો.-એ બહારના ભાગને પૃષ્ઠ કહે છે. શિ.—હવેથી હરકોઇ ચીજના બહારના ભાગને પૃષ્ઠ કહેજો. શિ.-શું કહેશો? છો.—પૃષ્ઠ.

આખું પૃષ્ઠ રંગી રહીને શિક્ષકે પૂછવું કે આ પાટિયાનું પૃષ્ઠ ક્યાં છે? છો.-રંગની નીચે. શિ.—એ રંગને લંબાઇ, પહોળાઈ અને ઊંડાઇ છે? છો.-હા,લંબાઇ, પહોળાઇ અને ઘણી થોડી ઊંડાઇ કે જાડાઇ છે. શિ.-પૃષ્ઠ પાછું દેખાય તેમ કરવાને શું કરવું જોઇએ? છો.—રંગને કાઢી નાખવો જોઇએ. રંગ કાઢી નાખવાથી આ પાટિયું નાનું થશે કે? છો.—ના, નહિ થાય. શિ.—પણ હું પૃષ્ઠને છોલું તો? છો.—પાટિયું નાનું થાય.

કોઇ વસ્તુના પૃષ્ટને છોલવાથી તે વસ્તુ ઓછી થાય છે. શિ.—તો પૃષ્ટને લંબાઇ, પહોળાઇ અને ઉંડાઇ એ ત્રણે છે કે નહિં? છો.—એ ત્રણ નથી. માત્ર લંબાઇ અને પહોળાઇ એ બે છે. શિ.—તો હવે તમે પૃષ્ટ વિષે શું શીખ્યા તે કહો. છો.—વસ્તુની બાહારનો ભાગ એ તેનું પૃષ્ટ છે; પૃષ્ટને છોલતાં વસ્તુ છોલાયછે; પૃષ્ટને લંબાઈ અને પહોળાઇ માત્ર છે. શિ.—આ ગોળો અને આ ઇંટ એ બેના પૃષ્ટો તપાસો. એ બેમાં શો ફેર જણાયછે? છો.—ઇંટને ઘણાં પૃષ્ટો છે; ગોળાને એકજ પૃષ્ટ હોય છે. શિ.—જુવો આ પાટિયાને એક પૃષ્ટ છે કે ઘણાં? છો.-ઘણાં. શિ.-કોઇ વસ્તુને ઘણાં પૃષ્ટો હોય છે ત્યારે દરેક પૃષ્ટને પાસું કહે છે. મેં શું કહ્યું (છોકરાં એ કહે છે) શિ.—વારૂ બીજું કાંઇ જોવામાં આવે છે? છો.-હા, ગોળાનુ પૃષ્ટ વાંકું છે. ઇંટનું ચપટું છે. શિ.-ચપટાને સપાટ કહે છે. ચપટાને શું કહેછે? છો.-સપાટ, આ બધી ચીજો તમારી આગળ મૂકું છું તેમાંથી સપાટ પૃષ્ઠની અને વાંકાં પૃષ્ઠની ખોળી કાઢો. છોકરાં ખોળી આપે છે. શિ.—આ બાકી રહ્યાં તેના પૃષ્ટ કેવાં છે? છો.-સપાટ અને વાંકાં છે.

સૂચના. હવે પુનરાવર્તન કરવું એટલે આ પાઠમાં શીખવેલું પૂછવું. પૂછી રહ્યા પછી તે ટુંકામાં કાળા પાટિયા ઉપર મોટે અક્ષરે લખવું. પછી છોકરાંને વંચાવવું અને જોડણી કરાવવી. એ આવડેથી પ્રત્યેકની પાસે તેની સ્લેટ ઉપર લખાવવું. એક વેળાએ એ બધું ન થઇ શકે તો બીજે દિવસે પૂરૂં કરવું.



# सुनीति. पाठ ३ जो.

બીજા, ત્રીજા અને ચોથા ધોરણોના વર્ગોને ભેગા બેસાડી આપવો. મહેતાજી અને મહેતીજી બંને પોત પોતાની નિશાળમાં આપે.

સંક્ષેપ નોંધ. પૂર્ણ નોંધ. શરીર અને જીવ ધર્મ.

આરંભ પ્રશ્ન.—સુનીતિ વિષે તમને પાઠ શીખવ્યા તેમાં છેલ્લું એ કહ્યું હતું કે પરમેશ્વરનું ભજન કરવું.કોઇ એમ પૂછે કે પરમેશ્વરનું ભજન શા વાસ્તે કરવું તો શો

જવાબ દેવો તે કોઇ જાણો છો ? હું તમને આજ એ જવાબ શીખવું છું, અને તેપરથી સુનીતિવાન થવાની જરૂર જણાશે.

પાઠ.—આજ હું તમને શું શીખવું છું? જવાબ. પરમેશ્વરનું ભજન કરવાનું કારણ. ઠીક. અને તે ઉપરથી બીજું શું જણાશે? સુનીતિવાન થવાની જરૂર. શાની જરૂર? "એ ઇશ્વર તું એક છે સર્જ્યો તેં સંસાર," એ કવિતા કોઇને મોંઢે છે કે? બોલો તમે. ઠીક. માણસને કોણે સર્જ્યાં? સર્જ્યાં એટલે? માણસોને તમે જોયાં છે? દેખાડો? આપણે બધા માણસ છીએ? છોકરા અને છોડીઓ પણ માણસો છે. તમે બધા બેઠા છો તેઓમાં જેના દાદા જીવતા હોય તેઓ ઊભા થાઓ. બેસો. જેના દાદા મરી ગયા છે તેઓ ઊભા થાઓ. તેઓ ક્યાં ગયા તે કોઇ જાણો છો? માણસ મરી જાયછે ત્યારે શું થાય છે તે કોઇ જાણો છો? તેનો જીવ જાય છે અને તેનું શરીર રહે છે. જીવ ગયા પછી શરીર રહે છે તેને શું કહે છે? તેને મડદું (મુડદું) કહે છે. આ પરથી એ જણાય છે કે માણસમાં જીવ અને શરીર એ બે વાનાં છે. તમારામાં જીવ છે કે? જવાબ—હા, બધાં માણસમાં છે. છોકરામાં છે અને છોડીમાં છે. બધાં માણસો મરે છે, કોઇ હમેશ જીવતું નથી. મેં શું કહ્યું? માણસ મરે છે ત્યારે પાછળ શું રહેછે? શરીર. એ મરેલા શરીરને એટલે મડદાને બાળે છે કે દાટે છે. શું કરે છે? અને જીવ ક્યાં જતો હશે? આ બાબત ઘણી મોટી છે. એ ઉપર બહુ ઊંડો વિચાર કરવો જોઇએ. મરણ સમયે જીવ શરીરમાંથી નીકળ્યા પછી સુખ પામે છે કે દુઃખ પામે છે. મેં શું કહ્યું? શરીરમાં હતો તે વારે તેણે સારાં કામ કર્યાં હોય તો સુખ

જીવ.
શરીર.

પામે અને નઠારાં કામ કર્યાં હોય તો દુઃખ પામે,
સારાં કામ કરનારા જીવને પરમેશ્વર સુખી કરે છે,
અને નઠારાં કામ કરનારને સજા કરે છે. નઠારાં કામ
પાપ. એટલે પાપ. પાપ કરનાર જીવ એમ દુઃખી થાયછે.
પુણ્ય. સારાં કામ એજ પુણ્ય છે, અને સારાં કામ કરનારા
ધર્મ. ઉપર પરમેશ્વર રાજી થાય છે. પરમેશ્વરને રાજી ક-
રવા એજ ધર્મ છે. સારાં કામ ક્યાં છે તે આપણે
જાણવું જોઇએ. પરમેશ્વરનું ભજન કરવું એ બહુ
સારૂં કામ છે માટે તે કરવું જોઇએ. બીજાં સારાં
કામો ક્યાં છે તે હવે પછી બીજા પાઠોમાં હું તમને
શીખવીશ.

પુનરાવર્તનમાં જણાય કે નિશાળિયાથી આ વિષય
તેમની સમજવાની શકિત પ્રમાણે સમજાયો નથી તો બી-
જે દિવસે ફરીને શીખવવો, કેમકે સુનીતિના પાઠોનો
એ પાયો છે.

## પાઠ ૪ થો.

આપણે ગયા પાઠમાં જોયું કે માણસમાં શરીર અને
શરીરની જીવ એ બે વાનાં છે, માટે એ બંનેની સંભાળ લેવી જો-
સંભાળ. ઇએ. આપણે કોની સંભાળ લેવાનીછે? શરીર અને
જીવ એ બેની. હું તમને શરીરની સંભાળ લેવા વિષે
જુદા પાઠો શીખવીશ, અને જીવની સંભાળ લેવા
જીવની સંભાળ. વિષે જુદા પાઠો શીખવીશ. જીવની સંભાળ લેતાં શી-
ખવવાનું કારણ એ કે છોકરાં પાપ કરતાં ન શીખે. શું
કારણ? પાપ એટલે શું? બીજું શું કારણ તે જાણો
છો? સારાં કામ કરતાં શીખે. શું શીખે? સારાં કામ
ક્યાં અને નઠારાં કામ ક્યાં તે તમારે જાણવું જોઇએ?
શું જાણવું જોઇએ? એક સારૂં કામ કયુંછે તે તમને
૧ ઇશ્વર ભજન. ગયા પાઠમાં મેં કહ્યું તે તમને યાદ હશે. છોકરાં—હા,
પરમેશ્વરનું ભજન કરવું. શિક્ષક—ખરો જવાબ છે. મા-

૨ માબાપની સેવા.

બાપની સેવા એ બીજું સારૂં કામ છે. મેં શું કહ્યું? શી રીતે સેવા કરવી તે જાણવું જોઇએ. શું જાણવું જોઇએ. તે હું તમને કહુંછું. માબાપ કહે તે કરવું. શું કરવું? જે કામ કરવાનું તેઓ કહે તે કરવું. શું કરવું? તેમની મરજી પ્રમાણે ચાલવું એ સારૂં કામ છે. વળી

બીજાં વડીલોને માન આપવું.

બીજાં વડીલો હોય તેમને માન આપવું. બીજાં વડીલો તે કોણ હશે તે જાણોછો? દાદા, દાદી, મામા, મામી, કાકા, કાકી, ફોઈ, મોટાભાઈ, મોટી બેન, તથા બીજાં સગાંને માન આપવું. કોઈ ઘરમાં મળવા આવે

મળવા આવે તેમને માન આપવું.

તેમને પણ માન આપવું. વળી ગુરૂની આજ્ઞા પાળવી.

ગુરૂની આજ્ઞા પાળવી.

ગુરૂ કોને કહીએ? જે તમને જ્ઞાન આપેછે તે તમારા ગુરૂછે. ગુરૂ બે પ્રકારના છે, ધર્મગુરૂ અને વિદ્યાગુરૂ. ધર્મ શીખવે તે ધર્મગુરૂ અને વિદ્યા ભણાવે તે વિદ્યાગુરૂ. આજ્ઞા એટલે શું તે તો તમે જાણતા હશો? તેમની આજ્ઞા પાળવી અથવા તેમનો હુકમ માનવો એટલે તેઓ કહે તેમ કરવું. જે જે શીખામણ ગુરૂ દે તે માનવી. શીખામણ એટલે શું? નાનપણમાં માબાપ અને ગુરૂની શીખામણ માનવી. નાનાં ભાઈબેન

નાના ભાઈ બેન જોડે લડવું નહિ.

અને બાંકુ જોડે લડવું નહિ અને તેમના ઉપર માયા રાખવી. મોહોલામાંનાં તથા નિશાળમાંનાં છોકરાંપર

બીજાં છોકરાંપર માયા રાખવી.

માયા રાખવી. તેમની જોડે હળીમળીને ચાલવું. કોઈ જોડે લડવું નહિ, સહુ જોડે મીઠાશથી બોલવું.

પુનરાવર્ત્તન.—આજના પાઠમાં કયાં કયાં સારાં કામો કરવાનાં તમને શીખવ્યાં તે કહો. ભજન કોનું કરવું? માબાપ જોડે કેવી રીતે વર્ત્તવું? બીજાં વડીલો જોડે કેવી રીતે ચાલવું? ઘરમાં મળવા આવનારાને શું કરવું? બીજા કોની આજ્ઞા પાળવી અને શીખામણ માનવી? ગુરૂ કોને કહેવા? નાનાં ભાઈબેન અને બાંકુ જોડે શું ન કરવું અને શું કરવું? નિશાળનાં તથા મોહોલાનાં

છોકરાં જોડે કેવી રીતે વર્ત્તવું ?

શિક્ષકને સૂચના. આ પાઠમાં વાપરેલા જે જે શબ્દો છોકરાં સમજતાં ન હોય તેઓને ઉદાહરણથી સમજાવવા. પાઠ ગંભીરપણે અને રસિક લાગે તેમ શીખવવો. નિશાળીઆના મનપર અસર થાય તેમ કરવું. લાંબો જણાય તો બે ભાગ કરવા.

---

પાણી વિષે કથિત પાઠ. ભાગ ૧ લો.

સંક્ષેપ નોંધ. પૂર્ણનોંધ. છઠું ધોરણ જાણનારાને.

આરંભ પ્રશ્નો—પાણી વિષે જેઓ કાંઇ જાણતા હો તેઓ હાથ ઊંચા કરો. હાથ ઊંચા કરનારામાંથી એક નિશાળીઆને—તમે કહો. જવાબ.પાણી પીવાના કામમાં આવેછે. ખરૂં—બીજાને તમે કહો. જ. પાણી નહાવાના કામમાં આવેછે. ખરૂં—ત્રીજાને તમે કહો. જ. પાણી લૂગડાં ધોવાના કામમાં આવેછે. ખરૂં—ચોથાને તમે કહો. જ. પાણી પારદર્શક છે. ઠીક—પાંચમાને તમે કહો. જ. પાણી રાંધવાના કામમાં આવેછે. ખરૂં—છઠ્ઠાને તમે—જ. પાણીમાં મીઠું ઓગળી જાયછે, ખાંડ ઓગળી જાયછે. ઠીક. હવે કોઇને કાંઈ કહેવાનું છે? નથી તો હું નવું શીખવું તેપર લક્ષ દો.

પાઠ,—બે કાચનાં પ્યાલાં વર્ગની આગળ મૂકવાં. તેમાંનું એક બીજામાં બરોબર બેસતું આવે એટલું નાનું હોવું જોઇએ. (કાચનાં પ્યાલાં ન મળે તો ત્રાંબા કે પીતળનાં પવાલાંથી પણ પ્રયોગ થઈ શકશે.) એમાંના મોટા પ્યાલાને અર્ધે સુધી પાણીથી ભરવું. પછી વર્ગને કહેવું અહીં તમારી આગળ આ પ્યાલાં અને

૧ પાણી સ્વાભાવિકપદાર્થ છે. પાણી એ વસ્તુઓ છે, એમાં પ્યાલાં કૃત્રિમ છે અને પાણી સ્વાભાવિક છે. મેં શું કહ્યું? કૃત્રિમ કોને કહેછે તે જે

કૃત્રિમ અને સ્વાભાવિકનાઅર્થો.

જાણતા હોય તેઓ આંગળી ઉંચી કરે. કોઈ નથી જાણતા તો હું કહુંછું તે સાંભળો. માણસ હુનરથી જે ઘાટ બનાવેછે તે કૃત્રિમ વસ્તુ કહેવાય છે. મેં શું કહ્યું? પરમેશ્વરે બનાવેલી વસ્તુઓ સ્વાભાવિક છે. મેં શું કહ્યું? આ પ્યાલો માણસનો બનાવેલો ઘાટ છે. મેં શું કહ્યું? ગૂજરાતમાં કાચ ક્યાં બનેછે તે જાણોછો? જ.—હા, કપડવંજમાં. ખરૂં—આ પ્યાલાં યુરોપમાં બનેલાંછે. મેં શું કહ્યું? બીજી કોઈ કૃત્રિમ ચીજ બતાવો. એ ત્રણ ઉદાહરણ લીધા પછી પૂછવું કે આ પાણી કોનું બનાવેલું છે? જ. પરમેશ્વરનું. ખરૂં—પરમેશ્વરના પદાર્થો સ્વાભાવિક પદાર્થો કહેવાયછે. મેં શું કહ્યું? બીજી કોઈ સ્વાભાવિક વસ્તુ દેખાડો. કૃત્રિમની જોડણી કરો. સ્વાભાવિકની જોડણી તમે કહો. જુઓ હું કાળા પાટીઆ ઉપર લખુંછું કે પાણી સ્વાભાવિક પદાર્થ છે.

૨ પાણી જગા રોકેછે, કે તેને કદ છે.

આ પ્યાલું અર્ધેલગી પાણીથી ભરેલુંછે, માટે તે એટલી જગા રોકેછે, કે તેને એટલું કદ છે. મેં શું કહ્યું? હવે આ બીજા પ્યાલાને તળિઆ ભણીથી એ પાણીવાળા પ્યાલામાં મૂકુંછું. એનું તળિયું પાણીને લાગતાં

૩ અવરોધ કરેછે.

પાણી તેને અટકાવે છે. મેં શું કહ્યું? જો કેટલુંક પાણી બહાર નીકળી ન જાય તો તે અંદર ઉતરી શકે નહિ. મેં શું કહ્યું? પાણી નીકળી જઈ માગ થાય તો એ નીચે ઉતરી શકે. મેં શું કહ્યું? કોઈ નિશાળીઆને બોલાવી તેના પાસે પ્રયોગ કરાવવો. એમ પાણી સામું થાયછે તેને પાણી પ્રતિરોધ કે અવરોધ કરેછે એમ કહી શકાય. જુઓ એ હું પાટીઆ ઉપર લખુંછું. છેલ્લો છોકરો અવરોધની જોડણી કરે. તમે અવરોધનો અર્થ કહો. પાણીમાં ઊંચેથી પડનાર માણસને આ પ્રતિરોધને લીધે જબરો ધક્કો લાગેછે. મેં શું કહ્યું? પ્રતિરોધ એટલે અવરોધ. મેં શું કહ્યું? પ્રતિરોધની જોડણી કરો. અર્થ કહો.

પાણીને વજન છે.

આ પ્યાલામાંનું પાણી ઢોળી દઇએ તો ખાલી હલકો લાગે. મેં શું કહ્યું? પાણી સાથે પ્યાલાને તોળીએ અને પાણી વિના તોળીએ તો ભારે કયું થાય? આ વાતનો તમને અનુભવ હશે. પાણીથી ભરેલો ઘડો જેટલો ભારે લાગેછે તેટલો ખાલી ઘડો લાગતો નથી. તેપરથી જણાય છે કે પાણીને ભાર કે વજન છે. તેપરથી શું જણાય છે?

પાણીને ગતિ મળી હોય તે બીજાને આપી શકેછે.

જુઓ આ બરને હું ઊભું મૂકુંછું, અને તેના ઉપર આ પ્યાલામાંનું પાણી ફેંકુંછું. એ બરૂ શાથી પડી ગયું? જવાબ—પાણીના ધક્કાથી. ખરૂં. પાણીને મેં ગતિ આપી તે તેણે બરને દીધી તેથી બરૂ સ્થિર ન રહેતાં પડી ગયું. એમ પાણીને ગતિ મળી હોયછે તે બીજાને તે આપી શકેછે. મેં શું કહ્યું? એમ થતું તમે કોઈ બીજે ઠેકાણે જોયુંછે? વહેતું પાણી બીજા પદાર્થોને ઘસડી જાયછે તે તમે જોયુંછે? ઉદાહરણ આપો. ઇત્યાદિ.

ભૌતિક પદાર્થ કે દ્રવ્ય.

જે ચીજો જગા રોકે, અવરોધ (પ્રતિરોધ) કરે, અને બીજા જોડે અથડાવાથી પોતાની ગતિ બીજાને આપી શકે તે ભૌતિક પદાર્થ કે દ્રવ્ય છે. મેં શું કહ્યું? પદાર્થ કોને કહીએ? દ્રવ્ય કોને કહીએ? એ બેમાં શો ફેર? કાંઈ નહિ. તમે ભૌતિકની જોડણી કરો. તમે તેનો અર્થ કહો.

રેલો ચાલે એ પ્રવાહી પદાર્થ પાણી છે.

પાણી જગા રોકેછે, તથાપિ તેને અમુક નિશ્ચિત આકાર કે રૂપ નથી. મેં શું કહ્યું? જે પાત્રમાં તે હોય તેના જેવો તેનો આકાર તે વખતે થઈ જાયછે. મેં શું કહ્યું? બીજા આકારના વાસણમાં તેને રેડીએ તો તેના જેવો આકાર થાય. પાણીમાં આંગળી બોળીએ તો બોળાય અને જેમ ફેરવીએ તેમ ફેરવી શકાયછે. મેં શું કહ્યું? આંગળી કાઢી લઈએ તો તે પાણીમાં કાણું કે

આડો રહેતો નથી. મેં શું કહ્યું? આંગળી જે જગ્યામાં હતી તે જગ્યા આસપાસનું પાણી દોડી આવી પૂરી નાંખેછે. મેં શું કહ્યું? પાણીની મૂઠી ભરી શકાતી નથી, કેમકે તે હાથમાંથી જતું રહેછે. મેં શું કહ્યું? તેનો ઢગલો થઈ શકતો નથી. મેં શું કહ્યું? એ સર્વપરથી જણાયછે કે પાણીના ભાગો એક એકપર ઘણી સહેલાઈથી ગતિ કરી શકેછે. મેં શું કહ્યું? પ્યાલાને વાંકો વાળીએછીએ તો પાણી વહી જમીન ઉપર પડેછે અને પ્રસરી જઈ નીચાણ ભણી તેનો રેલો ચાલેછે માટે તેને રેલો ચાલે તેવો પ્રવાહી પદાર્થ કહેછે. કોને કહેછે? શું કહેછે? શા માટે?

પાણી લગભગ અસંકોચનીય છે.

બીજા પદાર્થોની પેઠે પાણી પણ પોતે રોકેલા સ્થળમાં બીજી કોઈ વસ્તુને પેસવા ન દેવાનો પ્રયત્ન કરેછે, એ આપણે જોયું. આપણે શું જોયું? બીજી વસ્તુઓ પણ એમ અવરોધ કરેછે, તથાપિ તેઓને સહેલથી સંકોચી શકાયછે. મેં શું કહ્યું? તેઓનાં કદ નાનાં થઈ શકેછે. મેં શું કહ્યું? દબાણથી સંકોચાય તેવી વસ્તુઓનાં ઉદાહરણ આપો. પાણી લગભગ અસંકોચનીય છે. મેં શું કહ્યું? "અસંકોચનીય" ની જોડણી કરો. અર્થ કહો. પાણીનું જાણી શકાય એટલું કદ નાનું કરવાને બહુજ દબાણ લગાડવું પડેછે. મેં શું કહ્યું? લોઢા જેવી કઠણ વસ્તુને સંકોચવાને જેટલી મુશ્કેલી છે તેટલીજ પાણી જેવા નરમ પદાર્થને સંકોચવામાં છે એ નવાઈ જેવું લાગે. મેં શું કહ્યું? શું નવાઈ જેવું છે? પણ પાણી નરમ છે તેનું કારણ એ છે કે તે સહેલથી પોતાનો આકાર બદલી શકેછે. પાણી નરમ છે તેનું કારણ શું? પાણીને પોતાનો આકાર બદલતાં અટકાવીએ તો તેના ભાગોને એકએકની વધારે પાસે આણવાનું કામ ઘણુંજ કઠણ છે. મેં શું કહ્યું? તેના ભાગો એકએકની

પાસે જવાથી શું થાય? જવાબ—તે સંકોચાય. વિદ્વાનોને પ્રયોગથી એવું જણાયું છે કે કોઈ પાત્રમાં પાણી ભરી તેનું મોઢું એવું બંધ કરી દેવામાં આવે કે પાણીને નીકળવાનો માગ રહે નહિ ને પછી તે પાત્રના બહારના બધા પૃષ્ઠપર દર સમચોરસ ઈંચે પંદર પાઉંડનું દબાણ થયેથી અંદરના પાણીનો $\frac{૧}{૨૦૦૦૦}$મો ભાગ માત્ર સંકોચાય છે. મેં પ્રયોગ કર્યો તેનું વર્ણન કરો. એ પ્રયોગથી શું સાબિત થયુંછે? એક પ્રયોગ આપણે કરીએ. આ પીચકારી છે. એના દાંડાનો આ દટ્ટો નળીના માંહે બની શકે તેટલો બેસતો કર્યો છે. હવે પીચકારીની નોકવડે આ પ્યાલામાંનું પાણી ખેંચુંછું. મેં શું કર્યું? પીચકારી પાણીથી ભરાઇછે તેમાંનું થોડું પાણી દાંડાને દાબી ઉરાડુંછું. એમ કર્યાનું કારણ જાણોછો? પીચકારીમાં હવા ન રહે એમ કરવાને એ કર્યું. શું કરવાને એમ કર્યું? શું કર્યું? (એમ થોડું પાણી કાઢતી વેળા તેની નોક ઊંચી રાખવી.) થોડુંક પાણી ઉરાડ્યા પછી જુઓ હવે એ નોકના છિદ્રપર જોરથી આંગળી દાબી રાખુંછું કે તેમાંથી પાણી નીકળી શકે નહિ. મેં શું કર્યું? શા માટે એમ કર્યું? હવે દાંડાને બહુ જોરથી દાબુંછું તો-પણ તે ખસતો નથી તેનું શું કારણ? પાણી સંકોચાય તો દટ્ટો અંદર ઉતરે, દટ્ટો ક્યારે અંદર ઉતરે? અથવા દટ્ટો અને નળીની વચ્ચે થઈ પાણી ઉપર ચડી માગ કરે તો તે ખસી શકે. મેં શું કહ્યું? જો દટ્ટાનું પૃષ્ઠ એક સમચોરસ ઈંચ હોય—મેં શું કહ્યું? અને પૂરેપૂરો પીચકારીની નળીમાં બેસતો હોય—મેં શું કહ્યું? તથા પાણીની ઊંચાઈ એક ઈંચ હોય તો ત્રીસહજાર પાઉંડનો ભાર તેપર લગાડવાથી પાણીની ઊંચાઈ $\frac{૧}{૧૦}$ ઈંચ ઓછી થાય. શું થાય? તો પાણી કેટલું સંકોચાય? ત્રીસહજાર પાઉંડના ૧૫ના કેટલા? એક પા-

દર સમચોરસ ઈંચ પર પંદર પાઉંડના દબાણથી માત્ર $\frac{૧}{૨૦૦૦૦}$ કદ ઓછું થાય છે.

પીચકારીનો પ્રયોગ.

એક ઈંચ પાણીના સ્થંભપર દટ્ટાના એક સમચોરસ પૃષ્ઠથી ૩૦૦૦૦ પાઉંડના ભારથી દાબીએ તો પાણી એક દશાંશ ઈંચ સંકોચાય.

૧ બે પ્રકારના પદાર્થો.
૨ સજીવ અને નિર્જીવ.
૩ સજીવના બે પ્રકાર—પ્રાણી અને વનસ્પતિ.
૪ પ્રાણી અને વનસ્પતિમાં ભેદો.
૫ વનસ્પતિને જ્ઞાન અને ઐચ્છિક ગતિ નથી.
૬ નિરિંદ્રિય પદાર્થોને સેંદ્રિય કરવાની શક્તિ વનસ્પતિમાં છે, પ્રાણીમાં નથી.

કારના પદાર્થો છે. મેં શું કહ્યું? કોઈ સજીવ છે અને કોઈ નિર્જીવ છે. મેં શું કહ્યું? તમે સજીવનું ઉદાહરણ આપો. તમે નિર્જીવનું આપો. સજીવમાં બે પ્રકાર છે, પ્રાણી અને વનસ્પતિ. સજીવમાં કેટલા પ્રકાર છે? તેમાંના એકનું નામ શું? બીજો કયો છે? પ્રાણી અને વનસ્પતિમાં જે ભેદો છે તેમાંના કેટલાક આજ તમને હું શીખવુંછું. શું શીખવુંછું? પ્રાણીઓની પેઠે વનસ્પતિને જ્ઞાન અને ઐચ્છિક ગતિ નથી. મેં શું કહ્યું? જ્ઞાન એટલે? ઐચ્છિક ગતિ એટલે શું? વનસ્પતિમાં શું નથી? એ વાત ખરી કે ખોટી? કેમ જાણ્યું ખરી? મેં પાટીઆ ઉપર શું લખ્યું તે તમે વાંચો. ઐચ્છિક શબ્દની જોડણી કરો. તમારામાં ઐચ્છિક ગતિ છે કે નહિ? છે તો તે દેખાડો. વનસ્પતિમાં નિરિંદ્રિય પદાર્થો શોષી લઈ તેઓને સેંદ્રિય કરવાની શક્તિ છે. પ્રાણીઓમાં તે શક્તિ નથી. મેં શું કહ્યું? વનસ્પતિમાં શું છે? નિરિંદ્રિયનો અર્થ જાણતા હો તેઓ હાથ ઊંચા કરો. તમે એનો અર્થ કહો. એ શબ્દમાં કેટલા ભાગ છે તે કાળા પાટીઆ ઉપર લખો. પહેલા ભાગનો શો અર્થ? બીજાનો શો અર્થ? તમને કેટલી ઇન્દ્રિયો છે તે જાણોછો? તેઓનાં નામ દો. સ્નાયુ કે માંસના તંતુ શું કરવાની ઇન્દ્રિય છે? એ ગતિ કરવાની ઇન્દ્રિય છે. પાચન કરવાની ઇન્દ્રિયનું નામ શું? જઠર ક્યાં છે? શ્વાસેંદ્રિયનું નામ જાણોછો? ફેફસાં કઈ જગાએ છે? પરસેવો કાઢવાની ઇંદ્રિયનું નામ તમે કહો. બીજી ઇંદ્રિયો શરીરમાં ઘણી છે તેમાંના એકનું નામ તમે કહો. મગજ, હૃદય, કાળજું, ઇત્યાદિ નિરિંદ્રિય પદાર્થો તમે જોયાછે? જાણતા હો તેઓનાં નામ દો. માટી, પાણી, વાયુ, ખાર, ધાતુ, ઇત્યાદિ. પ્રાણી અને વનસ્પતિ સેંદ્રિય છે. પ્રાણીમાં નથી એવી કંઈ શક્તિ વનસ્પતિમાં છે? નિ-

રિંદ્રિયને સેંદ્રિય કરવું એટલે શું?

૭ વનસ્પતિ કાર્બાનિક આસિડ ગ્યાસ લેછે, અને ઑક્સિજન કાઢેછે; પ્રાણી તેથી ઉલટું કરેછે.

વનસ્પતિ શ્વાસોશ્વાસવડે કાર્બાનિક આસિડ ગ્યાસ વાયુમાંથી લેછે અને ઑક્સિજન કાઢેછે. પ્રાણી એથી ઉલટું કરેછે. મેં શું કહ્યું? પ્રાણી એથી ઉલટું કરેછે એટલે શું હશે? કાર્બાનિક આસિડ ગ્યાસ તે શું હશે? ઑક્સિજન શું છે?

૮ વનસ્પતિને જઠર, હૃદય અને નાડીઓ નથી.

વનસ્પતિને જઠર, હૃદય અને ધમની કે નાડીઓ નથી; પ્રાણીને તેઓ છે. જઠર શું કામ કરેછે? હૃદય શું કરેછે? ધમનીઓ શું કરેછે? વનસ્પતિમાં પચાવવાની ક્રિયા મૂળીઆં કરેછે. મેં શું કહ્યું? ધમની અને નાડીઓનું કામ રસવાહિનીઓ કરેછે. મેં શું કહ્યું?

૯ વનસ્પતિમાં કાર્બાન, ઑક્સિજન અને હૈડ્રોજન છે; પ્રાણીમાં તે ઉપરાંત નૈત્રોજન તત્વ છે.

વનસ્પતિમાં કાર્બાન, ઑક્સિજન અને હૈડ્રોજન છે, અને પ્રાણીમાં તે ઉપરાંત ચોથું નૈત્રોજન તત્વ છે. મેં શું કહ્યું? તત્વ એટલે શું? કોઈ બીજાં તત્વોનાં નામ જાણોછો? વનસ્પતિમાં કિયાં તત્વો છે? પ્રાણીમાં વધારે શું છે? ઇ૦ એ વિના બીજા બહુ ઘણા છે. મેં શું કહ્યું? ઇ.

એ શીખવેલું આવડ્યું તેની ખાતરી કરવાને પુનરાવર્તન કરવું. જો કાચું માલૂમ પડે તો બીજે વારે ફરીને એ પાઠ પરીક્ષાની જોડે શીખવતા જવું. એ પાઠ જોઇએ તેથી મોટો માલૂમ પડે તો એના બે ભાગ કરવા.

---

## હિંદની ઇંગ્રેજી રાજ્યપદ્ધતિ.

(ગયા અંકના ૩૮ મા પૃષ્ઠનું સાંધણ.)

પરંતુ ગવર્નર-જનરલ-ઇન-કૌન્સિલની હકૂમત હિંદના તમામ ભાગપર સરખી એક કહેવી છે ખરી, તથાપિ વહીવટમાં તેનો અધિકાર સઘળે પ્રત્યક્ષ ચાલતો નથી. રાજ્યવહીવટનાં સાધારણ કાર્યોને અર્થે બ્રિટિશ હિંદના પ્રાંતો ઠરાવ્યાછે અને તે દરેક પ્રાંતમાં

પ્રાંતિક રાજ્યવ્યવસ્થા.

પોતપોતાની સરકાર છે; અને જે પ્રાંતોની સાથે દેશી સંસ્થાનોનો ભૂગોળ સંબંધ ઘણો નિકટનો છે તે પ્રાંતોની જોડે તેઓમાંનાં કેટલાંક સંસ્થાનો જોડેલાં છે. વળી એ

મુંબાઈ, મદ્રાસ.

પ્રાંતો ઓછીવત્તી સ્વતંત્રતા ભોગવેછે. સિંધ સુદ્ધાં મુંબાઈ અને મદ્રાસ એ બંને ઇલાકા મૂળમાં બંગાળા ઇલાકાની સમાન હતા તેનાં ઘણાંક ચિન્હો અદ્યાપિ રહ્યાંછે. એ પ્રત્યેક ઇલાકામાં પોતપોતાનું લશ્કર અને મુલ્કીખાતું (સિવિલ સર્વિસ)છે. એ દરેકપર ગવર્નરનો અમલ ચાલેછે, અને તેની નીમણુક પ્રત્યક્ષ ઇંગ્લાંડથી થાયછે. એ પ્રત્યેકમાં એક રાજ્યવહીવટ કરનારી અને એક કાયદા બાંધનારી કૌન્સિલ છે અને તેનાં કામો ગવર્નર-જનરલની કૌન્સિલોનાં કામોનાં જેવાંજ છે; તથાપિ તેઓ તેની સત્તાને આધીન છે. એમ એ બંને ઇલાકાઓને પોતપોતાના ઇલાકાને લગતા કાયદા બાંધનારી સભા છે; અને રાજ્યવહીવટની બાબતોમાં પણ ગવર્નર-જનરલ ક્વચિત્ હાથ ઘાલેછે.

બંગાળા.

બીજા પ્રાંતોમાંના બંગાળપ્રાંતની અથવા ખરૂં કહીએ તો નીચલા બંગાળાની સ્થિતિ વિલક્ષણ છે. વાયવ્ય પ્રાંતો અને પંજાબ પ્રાંતની પેઠે એનાપર લેફ્ટેનન્ટ-ગવર્નર નામે અધિકારી એકલો અમલ ચલાવેછે અને તેને બંધનમાં રાખનારી એક રાજ્યવહીવટ કરનારી કૌન્સિલ નથી; વાયવ્યપ્રાંતો અને પંજાબ પ્રાંતમાં કાયદા બાંધનારી કૌન્સિલો નથી, તથાપિ બંગાળ પ્રાંતમાં કાયદા બાંધનારી કૌન્સિલ છે; એટલી બાબતમાં તેની અગાઉના વખતની શ્રેષ્ઠતાની નિશાની કાયમ

નાના પ્રાંતો.

રહીછે. ઉત્તરના બીજા પ્રાંતો, આસામ, અયોધ્યા, અને મધ્ય પ્રાંતોપર લેફ્ટેનન્ટ-ગવર્નર અથવા મુખ્ય કમિશનરની સત્તા ચાલેછે, તોપણ ઐતિહાસિક પક્ષે જોતાં તેઓને અસલના બંગાળા ઇલાકાના કડકા ગ-

ણાય. એમ એ ઇલાકાની સીમા ગણીએ તો તે મુંબાઈ અથવા મદ્રાસ ઇલાકામાં નહિ સમાયલા તમામ બ્રિટિશ હિંદના જેટલી થાય. મુંબાઈ અથવા મદ્રાસ ખાતેની ફોજોને જૂના બંગાળાના મૂલકોના સીમાડાના પ્રદેશોમાં રાખી શકાય, પરંતુ મુંબાઈ અને મદ્રાસના મુલ્કીખાતાના અમલદારોને ખાતસ કરેલા છે. લેફ્ટેનન્ટ-ગવર્નરોને તથા ઘણાખરા મુખ્ય કમિશનરોને મુલ્કીખાતાના સનંદી નોકરોમાંથી પસંદ કરવામાં આવેછે. રાજ્યવહીવટમાં વસ્તુતઃ તેઓ કુલ અમલ ચલાવેછે, પરંતુ બંગાળાના લેફ્ટેનન્ટ—ગવર્નર સિવાય તેઓને કાયદા કરવાની સત્તા નથી.

બ્રિટિશ રાજ્યવહીવટ નીચેના નાના મૂલકો.

બંગાળા, વાયવ્ય પ્રાંતો, પંજાબ, અયોધ્યા, અને આસામ સિવાય બ્રિટિશ રાજ્યવહીવટ નાચે એકંદરે જેટલા ક્ષેત્રફળનો મૂલક છે તે પૂરો કરવાને વાઇસરાયના પ્રત્યક્ષ અધિકાર તળે કેટલાક દેખાઇતા પ્રાંતો છે તે કહેવા જોઇએ. તેઓ નાચે પ્રમાણે છેઃ—બ્રિટિશ બ્રહ્મદેશ, એનો કેટલોક ભાગ સને ૧૮૨૬ માં અને કેટલોક ૧૮૫૨ માં ખાલસા કર્યો, અને ઉપલો બ્રહ્મદેશ સ્વતંત્ર હતો તેને ૧૮૮૬ માં ઇંગ્રેજી મૂલકમાં ભેળી દીધો; મધ્ય પ્રાંતો ૧૮૫૩ માં ઇંગ્રેજોને મળ્યા; આસામને ૧૮૨૬ માં ખાલસા કર્યું; અજમેર રજપૂતાનામાંથી લેઈ લીધું; વરાડ અથવા હૈદરાબાદની ફોજના રક્ષણને પેટે હૈદરાબાદના નિઝામે આપેલો પ્રાંત; અને છેક દક્ષિણે કુર્ગનો નાનકડો પ્રાંત; મ્હૈસૂર સંસ્થાનનો વહીવટ સને ૧૮૩૧ થી ૧૮૮૧ લગી ઇંગ્રેજની દેખરેખ તળે હતો, પરંતુ એ વરસમાં તેનો રાજા ઉમર લાયક થવાથી તેને તે પાછો સોંપ્યો.

'કાનૂનો'.

હમણા કાયદા બાંધનારી કૌન્સિલોની માર્ફત કાયદાઓ બાંધવાની પદ્ધતિ ચાલેછે તેની પૂર્વે જે જૂના

કાનૂનો અથવા કાયદાઓ અને રાજ્યપ્રકરણને લગતા વહીવટી ધારાઓ ચાલતા હતા તેઓપરથી રાજ્યવહીવટનો બીજો ભેદ નીકળેછે. એ ભેદ અગાઉના વખતમાં મહત્વનો ગણાતો હતો તેનાથી હમણા ઓછા મહત્વનો ગણાયછે. કેટલાક પ્રદેશોને—જે પ્રદેશોને સુધારાની બાબતમાં તેમની પછાત પડેલી સ્થિતિને લીધે અથવા બીજાં કારણોને લીધે બીજાઓથી જુદીજ રીતે ગણવાની જરૂર જણાઈ તે પ્રદેશોને—એ કાનૂનોમાંથી વખતે વખત બાતલ કરેલાછે. બહોળા અર્થમાં કહીએ તો જે મૂલકોને એ કાનૂનો લાગુ પડતા

અનિયત મૂલકો. નથી તે મૂલકો*માં વસૂલ ઉઘરાવવામાં અને દીવાની ન્યાય કરવામાં કામદારોને પોતાનો અખત્યાર વાપરવાની વધારે છૂટ આપેલી છે; વહીવટના સખ્ત ધારાઓને કોરે મૂકી સ્થાનિક જરૂરીઆતો પ્રમાણે વર્તવામાં આવેછે; ન્યાય અને રાજ્યવહીવટ ચલાવનારાં ખાતાંઓ ઘણે દરજે તેના તેજ અમલદારોને સોંપેલાંહોયછે.

રાજ્યવહીવટ ચલાવનારા કામદારો પસંદ કરવાની બાબતમાં પણ વધારે છૂટ આપેલી છે. એ કામદારોને એકલા મુલ્કી ખાતાના સનદી નોકરોમાંથી પસંદ કરતા નથી, પણ સેનાપતિના તાબાના લશ્કરી અમલદારો અને મુલ્કી ખાતાના બિન સનદી નોકરોમાંથીએ પસંદ કરેછે. નિયત એટલે ઠરાવેલા નિયમો પ્રમાણે વહીવટ કરવામાં આવેછે તેવા ‡ પ્રાંતના જિલ્લાનો વહીવટ કરનાર "વરિષ્ઠ અધિકારીને" કલેક્ટર–માજિસ્ટ્રેટ કહેછે. અનિયત જિલ્લાના એવાજ કામદારને ડેપ્યુટી

'ડેપ્યુટી કમિશનરો.' કમિશનર કહેછે; અને (પંજાબ પ્રાંત સિવાય) અનિયત પ્રાંતના સર્વોપરિ અમલદારને લેફ્ટેનન્ટ ગવર્નર-

* એઓને ઈંગ્રેજીમાં નૉન રેગ્યુલેશન પ્રૉવિન્સો કહેછે.

‡ એને રેગ્યુલેશન પ્રૉવિન્સ કહેછે.

ન કહેતાં મુખ્ય કમિશનર કહેછે. મધ્ય પ્રાંતો, આસામ, અને બ્રહ્મદેશ એ અનિયત પ્રાંતોનાં દૃષ્ટાંત છે. પરંતુ બંગાળામાં અને વાયવ્ય પ્રાંતોમાંએ અનિયત પ્રાંતો છે. એ પ્રાંતોના જિલ્લાનો વહીવટ ચલાવનારા મુખ્ય અમલદારને 'ડેપ્યુટી કમિશનર' કહેછે તેપરથી તેઓ સદા ઓળખાઈ આવેછે.



(અપૂર્ણ.)

## आरोग्यता वर्धक सुधारा विषे भाषणो.

### भाषण २ जुं.

રોગ ઉત્પન્ન થવાનાં કલ્પિત કારણો—બધા દેશોમાં અજ્ઞાન લોકો માનેછે કે બધી જાતના રોગો કોઈ દેવદેવી, અથવા દૈત્ય કે ભૂતપ્રેતથી અથવા દુસ્મનના જાદુબલથી ઉત્પન્ન થાયછે. લંકાના કેટલાક ભાગમાં વસનારા લોક એવા મૂર્ખ છે કે મંદવાડ વખતે બિમાર માણસને બિલકુલ દવા પાતાજ નથી, પણ કોપાયમાન થયેલા કોઈ દેવ કે દૈત્યને રીઝવવા માટે નાચવાથી તથા દોરા, ધાગા, તાવીજ, અને માદળીઆં બાંધવાથી રોગ મટી જશે એવું માનેછે. આપણા દેશમાં પણ ઘણા લોકો એવા છે. કેટલાક ઉપલી વર્ણના લોકો જેઓ બહારથી સુધરેલા લાગેછે, પણ જેઓનાં અંતઃકરણમાં પૂર્વની અસુધરેલી અવસ્થાની છાપ થોડી ઘણી રહેલી હોય છે તેઓ પણ મેલડી માતા આગળ ભૂવા ધૂણાવેછે, કોઈ પીરની કે દેવદેવીની માનતા માનેછે, તરેહવાર જાતનાં બલિદાન આપેછે, ઉતાર મૂકેછે, માદળીઆં, મંત્રેલા દોરા, ચોઠી, વગેરે બાંધેછે, તથા બીજી ઘણી પ્રકારની બેવકૂફીઓ કરેછે. તેઓનામાં અને લંકાના જંગલીઓમાં તફાવત એટલોજ છે કે દેવદેવીને રીઝાવવા ઉપરાંત તેઓ વૈદ્ય, હકીમ, કે દાકતરનું ઓસડ પણ કરેછે. સૈકડો વર્ષોના સુધારાએ એમનામાં એટલો ફેરફાર કર્યો છે. આપણા દેશમાં ઘણાક અજ્ઞાન માણસો કોગળીયું તથા શીતળા એ બે રોગો માતાના કોપને લીધેજ થતા ધારેછે. તાવ, ઉધરસ, ક્ષય, વગેરે ઘણુંકરીને દેવીના કોપથી ઉત્પન્ન થયેલા ગણાતા નથી. કોગળીયું જેને ઈંગ્રેજીમાં કોલેરા કહેછે તથા આ દેશમાં બીજાં ઘણાં

નામથી જે ઓળખાયછે તે ઘણીવાર એકદમ ઉત્પન્ન થાયછે, ઝપાટાબંધ પ્રસરી જાયછે, તથા તેના સપાટામાં સપડાયલા ઘણા માણસોનો જીવ લેછે. એ રોગ માતાના કોપથી થાયછે એવું આપણામાંના અજ્ઞાન લોકો માનેછે. દક્ષિણ હિંદુસ્તાનમાં મારી—અમ્મા (અર્થ, મોતની મા) કે મહામારી એ દેવીને કહેછે. ઘણાક હિંદુ લોક એને કાલિ ગણેછે. મુસલમાનો ઉત્તર હિંદુસ્તાનમાં એને ઓલા બીબી કહેછે. વળી આ તરફ તો બિચારા ભંગીઆઓ ઉપર કોગળીયું ચલાવવાનો દોષ અજ્ઞાન લોકો મૂકેછે. ભંગીઆઓને આથી ફાયદો અને ગેરફાયદો બંને છે. કેટલીકવાર તેમનાં હાડકાં રંગાયછે, અને કેટલીકવાર પૈસા તથા મિષ્ટાન્ન મળે છે. શીળીનો વ્યાધિ ઉત્પન્ન કરનારનાં પણ અનેક નામ છે, કોઈ ઠેકાણે સૈયદ કાકા, કોઇ ઠેકાણે શીતળા માતા કે શીળી દેવી કહેછે, અને નીચ અને ઊંચ સર્વ વર્ણના હિંદુ લોકો એને શાંત કરવાને ઘણે પ્રકારે તેની સેવા કરેછે, માનતા માનેછે અને બાધા રાખેછે. મદ્રાસ ભણી દક્ષિણહિંદુસ્તાનમાં શીળી ઉત્પન્ન કરનારને પણ લોકો મારી—અમ્મા કહેછે અને ધારેછે કે એ ભયંકર રોગનાં બીજ તે માત્ર પોતાની ગમત વાસ્તે છોકરાંના અંગમાં રોપેછે. જેને એ રોગ થાયછે તેને રમાડી એ મા ગમત કરેછે. વાહરે દેવીનાં લાડ! અજ્ઞાન માણસો ગોશીતળા કઢાવતાં બીહેછે કે રખેને દેવીની ગમત અટકાવવાનું આવું કામ કરીશું તો દેવી ગુસ્સે થઈ મહા અનર્થ કરશે. આપણા દેશમાં ગોશીતળા કઢાવ્યાથી માતાનો કોપ થશે એવું માનનારાં અજ્ઞાન સ્ત્રીપુરૂષો ઘણાં છે.

હિંદુઓ માનેછે કે માણસને હરકોઈ જાતનો વ્યાધિ થવો એ પૂર્વ જન્મમાં કરેલાં પાપનું ફળ છે અને બાળક મરણ પામેછે તેનું કારણ એ કે તેણે પૂર્વ જન્મમાં મહાપાપ કરેલું. કરેલાં કર્મનાં ફળ ભોગવ્યા વિના છૂટકો નથી. જે દુઃખ અને રોગ પ્રારબ્ધમાં ભોગવવાનાં હોય તે ભોગવવાંજ પડે અને કાળ આવે એટલે જીવવાનો ઠરાવેલો વખત પૂરો થાય તેવારે માણસ મરેછે. કોઈ ઉપાયથી તે વધારે જીવી શકે નહિ. જેટલી આવરદા ભોગવવી લલાટમાં લખ્યો હોય તેટલીજ ભોગવાય. વિધાત્રીના લખ્યા લેખ મિથ્યા થાયજ નહિ એમ હિંદુ લોક માનેછે.

હિંદુઓની પેઠે મુસલમાનો પણ દૈવવાદી એટલે નસીબને માન-

નારા છે. મંદવાડ આવવો અથવા મરણ પામવું એ ઇશ્વરની આજ્ઞાનુસારજ થાયછે એવું તેઓ પણ માનેછે અને ઇશ્વરેચ્છાને આધીન થઈ બેશી રહેવું એજ પોતાનું કર્તવ્ય સમજે છે. કલકત્તામાં તજવીજ કરવાથી જણાયું છે કે ત્યાંની મુસલમાન કોમમાં જેટલાં છોકરાં જન્મે છે તેટલાંમાં લગભગ અડધો અડધ પહેલા વર્ષમાંજ મરણ પામેછે, અને એ મરનારાંમાંનો અર્દ્ધ ભાગ મુખ્યત્વે કરીને ડાચું બેંચાઈ જવાના (દાંત બંધ થઈ જવાના) રોગથી જન્મ્યા પછી પંદર દિવસમાં મરણ પામેછે. આ દેશમાં બ્રિટિશ સત્તા સંપૂર્ણ જામ્યાની પૂર્વે ઘણાક રજપૂતો પોતાની દીકરીઓને જન્મે કે તરતજ મારી નાંખતા હતા. કોઈ દૂધ પીતી કરતા એટલે દૂધ ભરેલા તપેલામાં તરત જન્મેલી દીકરીને ડૂબાવી મારતા; કોઈ અફીણ પાઈ બિચારી નિરપરાધી કન્યાના પ્રાણ લેતા. કલકત્તાના મુસલમાનો પણ પોતાનાં છોકરાંના જીવ લેછે એમાં શક નથી. આ બાબતમાં મુસલમાનોમાં અને રજપૂતોમાં મોટો તફાવત એટલોજ છેકે રજપૂતો જાણી જોઇને બાળહત્યા કરતા તથા મુસલમાનો અજ્ઞાનતાથી બાળહત્યા કરેછે. ખૂની તો બંને ખરા, પણ એક જાણી બૂજીને ખૂન કરતા હતા, બીજા અજાણે કરે છે.

શીતળા દેવી કે મહામારી કે મારી–અમ્મા કે ઓલા બીબીથી રોગ થાયછે એ ખોટી વાત છે. માતા પોતાનાં છોકરાંને ખાય નહિ. એવાં દુષ્ટ કામ કરનારી દેવીઓ છેજ નહિ એમ વિચારવંત માણસો જાણેછે. ફારસીમાં એક કહેવત છે તેનો અર્થ એ છે કે "માણસ એજ મનુષ્ય જાતનો શત્રુછે. આપણી પોતાની અથવા બીજા માણસોની અજ્ઞાનતા તથા અયોગ્ય વર્તણુકને લીધે મુખ્યત્વે રોગની ઉત્પત્તિ થાયછે.

પાછલા ભવમાં કરેલાં કર્મથી શીતળા, તાવ, કોગળિયું, વગેરે રોગો થાયછે એ ધારણા પણ કલ્પિત છે. એ ધારણાને પુરાવો નથી. પૂર્વ જન્મનું સ્મરણ કોને હોયછે? શું કલકત્તામાં મુસલમાન લોકનાં આટલાં બધાં બાળકો મરી જાયછે તેઓએ પૂર્વ જન્મમાં મહાપાતક કર્યાં હશે?

ખરૂં છે કે પરમેશ્વર જીવન તથા મરણનો અધિષ્ઠાતા છે. ઇશ્વર ઉપર અહોનિશ વિશ્વાસ રાખવો એ યોગ્ય છે. પરંતુ ઇશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તવાથીજ ઈશ્વર પ્રસન્ન થાયછે. જ્યાં સૂધી ઇશ્વરે યોજેલા નિ-

યમોનું ઉલંઘન કર્યાં જઇએછીએ ત્યાંસુધી ઇશ્વરનો પ્રસાદ મેળવવાની આશા રાખવી મિથ્યાછે. ઇશ્વરની ઇચ્છા એવી છે કે તેની આજ્ઞા પાળેથી આપણે તંદુરસ્ત અને સુખી રહીએ. સૃષ્ટિના નિયમો કે કુદરતી કાયદા એ ઇશ્વરની આજ્ઞા છે. આપણે માંદા પડીએછીએ તેનું કારણ એ કે તેના એ નિયમો ભંગ કરીએછીએ. તેના કાયદા આપણે પાળતા નથી. આપણા મંદવાડનું મૂળ કારણ ઘણુંકરીને સૃષ્ટિના નિયમનો ભંગ હોયછે.

## पुस्तकोंनी पहोंच.

જાતમેહેનત. રા. સા. ગણપતરામ અનુપરામે બનાવી ગૂજરાતી ભાષામાં એક ઉત્તમ ગ્રંથનો વધારો કર્યોછે. એમાં ૬૬૪ પૃષ્ઠ અને પૂઠું પાકું છે. કીમત માત્ર રૂ૩) છે. આ પુસ્તક સર્વેને વાંચવાની અમે ભલામણ કરીએછીએ.

ભાષ્યશાસ્ત્રનાં મૂળતત્વો. હાથીરામ રામજી કર્તા. કીમત રૂ૧).

તખ્તવિલાસ. કર્તા કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ. એમાં પૃષ્ઠ ૮૨છે.

રા. સા. મોહનલાલભાઇનું જીવનચરિત્ર. કર્તા ચુનીલાલ બાપુજી મોદી. એમાં પૃષ્ઠ ૬૯ ને પૂઠું કાચું છીંટનું છે. કીમત રૂ૦-૮-૦

સમસ્યાસંગ્રહ. બનાવનાર ડી. એમ. ભટ્ટ. કીમત રૂ૦-૪-૦.

વિદ્યાજ્ઞાન સદ્બોધ રત્નાવળી. કર્તા ડા. દા. કીમત રૂ૦-૮-૦.

વાગ્ભૂષણ ભા. ૨ જો. કર્તા મણીશંકર ગોવીંદજી. કીમત રૂ૦-૧૨-૦.

શબ્દાર્થ કોષ. કર્તા મોતીલાલ મનસુખરામ. કીમત રૂ૦-૧૨-૦.

સદ્ગુણી વહુ. કર્તા અનુપરામ મીઠાલાલ. કીમત રૂ૦-૧૨-૦.

વામનચરિત્રની કથા. કર્તા શંકરલાલ કેશવલાલ. કીમત રૂ૦-૬-૦.

હુન્નરપોથી. ખરશેદજી સોરાબજી. કીમત રૂ૦-૮-૦.

શશિકળા નાટક. કર્તા લલુભાઈ નાનાભાઈ ભટ્ટ.

## निशाळोनां इनाम पत्रक.

નવસારી. ફર્સ્ટકલાસ આંગ્લો વર્નાક્યુલર સ્કુલ. શેઠ એદલજી નવરોજજી ચીનાઇવાળા તરફથી દરમાસે રૂ૧ાા મુજબ ગયા ડીસેંબર લગી આપેલી. બાદ શીખ્ખ્વીના સખી નિછાબાઈ તથા વસતજી હરીભાઇએ પરબ મંડાવી તેના ખર્ચના રૂપીઆ આપ્યા. ઠાકોર. મ્યુનીસીપાલીટી. રૂ૨૬-૨-૦. શ્રી રણછોડજી મહારાજ રૂ ૨). રાજેશ્રી મનોહર ગણેશ પુસ્તકો.

પાલણપુર વિભાગ. નં. ૨૭૨ તા. ૨૦-૧૧-૮૮

માલણ. પાલણપુરના બાવાજી સાહેબ. રૂ૩) થરાદ. મે. કારભારી રૂમચંદ, ફતેચંદ રૂ૨૧). થરાદના કુંવર અભેસીંગજી રૂ૩૦). મહેતાજીને રૂ૫). કુંવર સ્કુલ કમિટિના મેમ્બરો ૨૦-૧૧-૦. ડુવડ. સ્કુલ કમિટિનાં મેમ્બરો તથા સદ્ગ્રહસ્થો રૂ૩). રા. રતીલાલ બાપાલાલ રૂ૦ા.

રેવાકાંઠા. નં. ૧૧૩ તા. ૧-૧૨-૮૮

સુંથરામપુર. જ્યુબીલી કન્યાશાળા. મે. સુંથરામપુરના મહારાજા સાહેબ રૂ૮). શેઠ કરમદચંદ કાલીદાસ રૂ૧). શેઠ સરફલી સુલેમાનજી. રૂ૧). પારેખ કેશવલાલ હરજીવન રૂ૧). રા. મગનલાલ વનમાળી. પરખ મેંડાવી. બા. બા. હોરમજજી આદરજી ૨૫-૬-૦ રા. દશરથલાલ ગંગારામ રૂ૦ાઃ વળી વાસ્તુ પ્રસંગે મહારાજા સાહેબ રૂ૩૦). દિવાન સાહેબઃ ભરતની ૨ પેટી. નોટબુકઃ ૩૬, હોલ્ડર. ૪૮. હીરાલાલ વિદ્યારામ રૂ૨). દલસુખ નરસાઈ. રૂ૨). એદલજી રતનજી રૂ૧) મહારાજા સાહેબ રૂ૨). મે. સોરાબજી જમશેદજી રૂ૧). મી. પેસ્તાભાઈ નાથાભાઈ રૂ૧). મે. દીવાન સાહેબ રૂ૨૦). મે. લક્ષમણ સીંગજી રૂ૧). રા. ડાહ્યાભાઈ ઇજતરામ રૂ૨). તા. ૧૫-૧૧-૧૮૮૮

નંબર ૬૧ તા. ૧૨-૧૨-૮૮

મોજે અરાદ, તાલુકે હાલોલ. શા. માણેકલાલ વજુભાઈ રૂ૧ાા શા. છગનલાલ ગીરધરલાલ રૂ૧ા શા. પીતાંબર દિપચંદ રૂ૧) શા. મનસુખ વજુભાઈ રૂ૦ા શા. લલુભાઇ લક્ષ્મીદાસ રૂ૦ા ભટ દાજીભાઈ જેશંકરઃ રૂ૦ા જોષી હરીભાઈ કલ્યાણજી રૂ૧ા શા. મૂળજી હરખચંદ રૂ૦ા પટેલ મંગળદાસ નરોતમ રૂ૦ા પટેલ ભગવાનદાસ બાપુજી. રૂ૧) રા. મયાશંકરઃ ભુરાભાઈ રૂ૧) મે. ગોવીંદભાઈ રણછોડ રૂ૧)

કચ્છપ્રાંત. તા. ૧૪-૧૨-૮૮

નાગ્રેચા. કુમારશ્રી પોચાજી તથા માધવસીંગજી રૂ૧ ગામ લોકો રૂ૨ાાઃ ભૂજપર. શેઠ સીહજીભાઈ રાયસીંહજી રૂ૨૦) શીક્ષકોને રૂ૫)—મનફરા. શેઠ ખટાઉ વલવજી. રૂ૧—માંડવી. શેઠ સીંહજી રાયસીંજી રૂ૧૩)—મુદ્રા-કન્યાશાળા. કોઠારી મૂળજી ઈંદરજી રૂ૨૫)—તેરાકન્યા. શેઠ રામદાસ મોરાર રૂ૪૧)૦ સુંથરી. શેઠ નીકમજી લાધાભાઈ રૂ૧૯)૦ લાખગુંન્યા. રા. જદુરામ મંગળજી રૂ૫). માંડવી નં. ૧લો. શેઠ સીંહજી રાયસી રૂ૪)પત્રી. મહારાજા સાહેબ રૂ૧૧ા૦ દેસલપુર. શેઠ ચાંપસી

બારા. રૂ૧ા. અંજાર. રા. નાનજીભાઈ વિગેરે રૂ૨ા. ડુંગરશી દયાળ રૂ૧ા ત્રીકમજી જીવણદાસ રૂ૧ા પટેલ. રામજી લાધા રૂ૧ા શા. પ્રેમચંદ આમકરણ રૂ૧ા નાનજી નારેણરૂ૧ા ઠા. દેવજી દયાળ. રૂ૨ા—મોથાળા. અમદાસા ન્યાયાધીશ. રૂ૩ા. ભૂજ નં. ૨ જો. મે. નરભેરામ નાથજી. રૂ૬) અંગારકન્યાશાળા. રા. નાનજીભાઈ રૂ૨ાા રા. જેરામ રૂ૩. રૂ૧ા ગાંધી ભગવાનજી મેઘજી. રૂ૧) ઠકર ડુંગરશી દયાળ. રૂ૧) શા. રાયશી અમરચંદ રૂ૧) શા. પ્રેમચંદ આથકરણ રૂ૧) ઠ. ત્રીકમજી જીવણદાસ રૂ૧) નાનજી નારણ રૂ૧) માડન રામજી રૂ૧) બેલા. વાઘેલા ભૂપતસીંગજી મેઘરાજ રૂ૧ા માધાપુર. ખોજા આસરભાઈ રવજી રૂ૧—ખોભડી. ઠ. લાલજી ખટાઉ રૂ૩ા વિંઝણ કન્યા. મહારાજા સાહેબ રૂ૧ા તથા ગામલોકો વિગેરે રૂ૧)

સોરઠ પ્રાંત. નં. ૯૦૦ તા. ૨૦-૧૨-૮૮

માધાપુર.—રા. ગોવીંદજી કુંવરજી રૂ૧૪) નું ઘડીઆળ તથા પુસ્તકો.

ગોહીલવાડ પ્રાંત. નં. ૧૨૨૬ તા. ૨૨-૧૨-૧૮૮૮

ભાવનગર નં. ૧ લો. ગો. પ્રાં. ના. રા. સા. ડે. એ. થ. ૨૨-૭-૬ ભાવનગર. સ્પે. આસિ. રૂ૨ા. ભૂમલી. ગામલોક રૂ૧ાા શા. ગોપાળ તેજપાળ. રૂ૧). કોલીયાક. ગામલોક. રૂ૧). મહુવા નં. ૧ લો. રા. દયારામ અંબારામ રૂ૧૦). મહુવા નં. ૨ જો. રા. દયારામ અંબારામ રૂ૧ાા. ભાદરોડ. પંચા વિગેરે રૂ૨ા. રાજુલા કન્યા. શેઠ. રેમતલા લખમસી રૂ૩). શીહોર. આ. વહીવટદાર સાહેબ. રૂ૫) આ. ન્યાયાધીશ સાહેબ રૂ૨). લાખેણી. ભાવનગરના નામદાર દરબાર સાહેબ રૂ૨) ભગત દેવચંદ ફુલજી રૂ૪ા. લીલીઆ. આ. વહીવટદાર સાહેબ રૂ૮) જમાદાર વિકુ રૂ૧). ચોક ચીફ. કો. કૃષ્ણારામ લક્ષ્મીરામ રૂ૧). વળા કન્યા. મે. ઠાકોર સાહેબ રૂ૨૫) મેહેરબાન તરખડ સાહેબ તથા તેમનાં મડમ સાહેબ રૂ૫). ભાવનગર નં. ૪ આ. કાળીદાસ વજેરામ રૂ૧). વરતેજ. રા. દયારામ અંબારામ રૂ૧). વાઘનગર. સોની રામજી કાળા ગુલાલહુસેન જીવરાજ વિગેરે રૂ૧ાા. સાતપડા. પારેખ બેચર દેવરાજ વિગેરે રૂ૧). શીહોર. રા. લલુભાઈ શામદાસ રૂ૧૦) ગામલોક રૂ૫). ટાણા. ગામલોક રૂ૧). દેવગાણા. રા. લલુભાઈ સામળદાસ રૂ૧). શીહોર બ્રાંચ. રા. લલુભાઈ શામળદાસ રૂ૨) ગામલોકો રૂ૨ાા સીહોરકન્યા. રા. લલુભાઈ સામળદાસ રૂ૯-૧૪-૦ ગામલોક રૂ૨) તણસા. મહાજન તથા વાળાગી રાશીઆ રૂ૨ાા સુલતાનપુર. મે ખુશાલ બોધા વિગેરે રૂ૧ાા અધુરૂં.

## સૂચના.

કાવ્યનિમજ્જન. નામનું પુસ્તક સુરત મિશનસ્કુલના સંસ્કૃત શિક્ષક હરિકૃષ્ણ બળદેવ ભટ્ટે છપાવી બહાર પાડ્યુંછે. એમાં શામળથી અખા પર્યંત નવ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ કવિની કૃતિમાંથી બહુધા શાળાઓમાં ચાલતા ભાગ પૈકી થોડું થોડું લઈ આસરે ૨૦૦૦ ઓળિ સંગ્રહ કરી તેપર કર્તાએ અપૂર્વ ટીકા આપીછે—શબ્દાર્થ મૂળનો ને હાલ ચાલતો, વ્યુત્પત્તિ, કયી ભાષાનો શબ્દ શુદ્ધ કે અપભ્રષ્ટ, કવિતાનો સ્પષ્ટાર્થ ને ગૂઢાર્થ, અર્થની ચમત્કૃતિને રચનામાં ચાતુરી, કથા પ્રસંગ, સમાસ, અલંકાર ઇ૦ પુસ્તકને અંતે અલંકાર પ્રકરણ પણ આપ્યુંછે. કવિતાની ગોઠવણી. સરળતાને ધોરણે ત્રીજાથી સાતમા ધોરણલગીના વિદ્યાર્થીને ક્રમે અનુકુળ થાય એવી છે. લોકોપયોગીને શાળોપયોગી થાય એ હેતુ, અને તે હેતુ કેટલે દરજ્જે પાર પડ્યો તે જોવા ગુજરાતી પ્રસિદ્ધ ઘણાખરા વિદ્વાનોના મત મેળવ્યાછે તે બધાંજ પૂર્ણ લાભમાંછે. આથી પુસ્તકનાં ઉપયુક્તપણા વિષે ખાતરી થએથી કર્તાએ ડીરેકટર સાહેબની મંજુરી સારુ પુસ્તક મોકલ્યું ને તેમના તરફથી મંજૂર થયું. લાઇબ્રેરી ને ઇનામ સારુ, અને શાળાઓમાં ચલાવવાને પણ યોગ્યછે. ને કોઈ પ્રકારનો બાધ નથી એવો વિશેષ ખુલાસો પણ મળ્યોછે. કીમત રૂ૨). સંખ્યાબંધ લેનારને સારૂં કમીશન મળશે. મત વિષેનું ચોપાનીયુ. ટપાલ ખરચનો અરધો આનો મળેથી મફત મોકલવામાં આવશે. વેચાણ હજી કર્તાને હાથછે.

સુરત મિશનસ્કુલ. હરિકૃષ્ણ બળદેવ ભટ્ટ.

**લ્યો ઘણીજ સરસ ને સરસ ભૂગોળની નોટ.**

ત્રીજાથી છઠ્ઠા ધોરણ સુધી ભણનાર ભણાવનારને પ્યારો મિત્ર થશે. કીંમત અગાઉથીજ પાંચ આના. ભૂતળવિદ્યાની એવીજ નોટ કિંમત ત્રણ આના. દરેકુ પોસ્ટેજ અર્ધો આનો.

છત્રાસા કાઠીઆવાડ. કુંવરજી વિ. જગજીવન ઠાકર.
સ્કુલમાસ્તર.

જાહેર ખબર=દરવરસે અમારી તરફથી સૌર પક્ષમાં પંચાંગ(ટીપણાં) ઉમદા કાગળપર, સારી છાપ તથા ચોકસાઇથી બહાર પડેછે. ગ્રહનું ચાલન તથા સંદેહવાળી વ્રતની તિથીઓ ગ્રહ લાઘવપરથીજ કરવામાં આવીછે. અને વૈષ્ણવ સંપ્રદાયના ઉત્સવની ટીપ નરભેરામકૃત તિથી નિર્ણયપરથી કરવામાં આવીછે એક પ્રતની કીમત રૂ ૦—૧—૦ સો પ્રતે રૂ૪) પોસ્ટેજ રૂ૧)

વ્યાસ જાદવજી વિ. દલપતમ લીંબુડા ખાડેવે થઇને

"દસ્કતશિક્ષક" કોપીબુકો ઉપર નીચલી સરતે
ડીસ્કાઉટ આપવામાં આવશે.

૧ રોકડે રૂપીએ મુંબાઈનો ખરીદનારને સેંકડે ૨૦ ટકા ડીસ્કાઉન્ટ મળશે.

૨ રોકડે રૂપીએ દેશાવરખાતે સેંકડે ૨૫ ટકા ડીસ્કાઉન્ટ મળશે.

૩. માલ મંગાવવાનો (પોસ્ટેજ સહિત) સર્વે ખરચ ખરીદદારને માથે.

૪ ૨૦૦ થી ઓછી નકલ માલિક પાસેથી મળશે નહિ.

૫ જે ધણી બહાર ગામથી પોતાના એજન્ટ મારફતે માલ મંગાવે તે ધણીએ હમારા ઉપર ડીરેક્ટ કાર્ડ લખી અમને ખબર કરવી. અને તે માલ બહાર ગામ જાયછે તે વિષે તેઓએ અમારી સંતોષકારક ખાતરી કરીઆપવી પડશે. ને ત્યાર પછીજ માલ આપવામાં આવશે. રોકડા રૂપીઆ ભરી માલ લઈ જવો તે એજન્ટનીજ ફરજ છે.

૬ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૭ જ્યાં રેલવે નહિ હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો.

૮ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૯ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે બુકસેલરો તથા માસ્તરોને જણાવવાનું કે 'દસ્તક શિક્ષક" કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૨ ટકા કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરીછે. પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. (જેઓની એ પ્રમાણે મરજી હોય તેઓએ નીચલે શરનામે લખવું.)

૧૦ વિનતિપૂર્વક સર્વે હેડમાસ્તરોને જણાવવામાં આવેછે કે "દસ્કત શિક્ષક" ની કોપીબુકો વાપરવાથી છોકરાઓના દસ્કતમાં આગલી તથા હાલની કાપીબુકો કરતાં સુધારો થાયછે કે નહિ તે વિષે પોતાનો અભિપ્રાય નામ સાથે લખી જણાવો કે જેથી પુરતી જોગવાઈએ તેનો પણ ઘટિત ઉપયોગ કરવામાં આવે.

૧૧ નાટપેડ કાગળો લીધામાં આવશે નહિ.

આદરજી કાવસજી માસ્તર.
દસ્તકશિક્ષક પ્રગટકર્તા.
ધોબીતળાવ મુંબાઈ

—:o:—

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

APRIL 1889.

પુસ્તક ૨૮ મું.   એપ્રિલ, ૧૮૮૯.   અંક ૪ થો.


મોતાજી બહુ મોટું પુલ, નામ તેમ છે કામ;
કર અંતે મન કેળવની, ખરી એતો ધરો હામ.

અનુક્રમણિકા.   પૃષ્ઠ.   CONTENTS:


| | | | |
|---|---|---|---|
| આકાર વિષે પાઠો | ૭૩ | Object-lessons : Form | 73 |
| સુનીતિના પાઠ ૩-૪ થો | ૭૬ | Moral Lessons | 76 |
| વનસ્પતિશાસ્ત્ર વિષે પાઠ | ૮૨ | A Lesson on Botany. | 82 |
| હિંદની ઇંગ્રેજી રાજ્યપદ્ધતિ | ૮૩ | The System of Government in India. | 83 |
| આરોગ્યતા વર્ધક સુધારા વિષે ભાષણ | ૮૯ | A Lecture on Sanitary Reform | 89 |
| સરકારી જાહેર ખબર | ૯૪ | Departmental Notification | 94 |
| નિશાળોનાં ઇનામ પત્રક | ૯૪ | Prizes distributed in Schools | 94 |





( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

સામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

વર્ષનો રૂપિયો એક અગાઉથી.....પોસ્ટેજ માફ.
(છુટક નકલ ૧) ના આના બે ... ... ,, અર્ધો આનો

# गूजरातशाळापत्र.

પુસ્તક ૨૮ મું. એપ્રેલ ૧૮૮૯. અંક ૪ થો.


## आकार विषे पाठो.

### ચોથું પગથિયું.

### ભાગ ચોથો.—સીધી તથા વાંકી લીટીઓ તથા પાસાંઓની સંખ્યા વિષે.

શિક્ષક—(એક પાસે ચપટી ગોળ એવી એક વસ્તુ અને બધી તરફ સીધી લીટીઓવાળાં ચપટાં પાસાંની બીજી વસ્તુ એ બેને દેખાડી) આ બેના પાસાંઓમાં તમને શો ફેર લાગે છે? છોકરાં.—એકને સઘળીમેર સીધી લીટીઆં છે; અને બીજીને એકગમ વાંકી લીટી છે. શિ.—જેનાં પાસાંઓપર બધાગેર સીધી લીટીઓ હોય તેવી ચીજો આ તમારી આગળ છે તેઓમાંથી શોધી કાઢો. છોકરાં તેમ કરેછે. શિ.—એ ચીજોનાં પાસાં કેવાં કહેવાય? છો.—ચપટાં. શિ.—વાંકી લીટીઓવાળાં પાસાંની વસ્તુઓ ખોળી કાઢો. છોકરાં તેમ કરેછે. શિ.—આ પાસાંઓ કેવાં છે? છો.—ચપટાં અને વાંકાં. શિ.—(એક પારિયું દેખાડી) એને કેટલાં પાસાં છે? છો.—પોતાના હાથમાં લઈ ગણીને કહેછે. શિ.—જેને એકજ પાસું હોય તેવી વસ્તુ દેખાડો. છો.—ગોળો હાથમાં લઈ દેખાડે છે. શિ.—એનું પાસું કેવા આકારનું છે? છો.—ગોળાકાર. શિ.—હવે ચપટાં પાસાંવાળામાંથી જેને એકજ પાસું હોય તે બતાવો. છોકરાં શોધેછે પણ જડતું નથી. શિ.—જેને બે પાસાં હોય તેવી ચીજ દેખાડો. છોકરાં દેખાડેછે. શિ.—એનાં બે પાસાંઓમાં કાંઈ ફેર છે? છો.—હા, એક ગોળાકાર છે અને એક ચપટું છે. શિ.—હવે ત્રણ પાસાંવાળી વસ્તુ બતાવો. છો.—બતાવેછે. શિ.—એ પાસાંનો આકાર કેવો છે? છોકરાં—એક ગોળ અને બે ચપટાં. શિ.—

ઓછામાંઓછાં ચપટાં પાસાં હોય તેની વસ્તુ આમાંથી કાઢો. છો.—કાઢેછે. શિ.—એને કેટલાં પાસાં છે? છો.—ચાર. શિ.—પાંચ ચપટાં પાસાંવાળી વસ્તુ બતાવો. છોકરાં બતાવેછે. (એમ શિક્ષકની પાસે જેટલાં ગોળાકાર અને ચપટાં પાસાંવાળી વસ્તુઓ હોય તેપર આ રીતે પાઠ આપવો અને તેઓનાં પાસાં અને પાસાંની લીટીઓ ઓળખાવવી.)

ભાગ પાંચમો.—ત્રિકોણ અને ચોખૂણ તથા તેઓની લીટીઓ.

વર્ગમાં જેટલાં છોકરાં હોય તેટલા નીચે બતાવેલા કાગળના ત્રિકોણ આગળથી કાતરી જુદા જુદા રાખવા.



સમબાજુ.



નીચેની બાજુ મોટી. ઉપલી બે સમાન.



નીચેની બાજુ નાની. ઉપલી બે મોટી.

એમાંથી પ્રથમ એક એક સમબાજુ ત્રિકોણ પ્રત્યેક બાળકને આપી પૂછવું કે એને કેટલાં પાસાં છે? છો.—બે. શિ.—એની આસપાસ લીટીઓ કેટલી છે? છો.—ત્રણ. શિ.—હવે એ કાગળને તમારી સ્લેટ ઉપર મૂકો અને તેની આસપાસ લીટીઓ દોરો. શિ.—જોઉં વારુ બરાબર દોરતાં કોને આવડીછે. જેને ન આવડી હોય તેની કને ફરી દોરાવવી અને ત્યારે પણ ન આવડે તો હાથ ઝાલીને દોરાવવી. પછી પૂછવું કે આ ત્રણ લીટીમાં નાની મોટી કંઈ છે તે કહો. જુઓ આ મારા હાથમાં એવો કાગળ છે તેને પાટિયા ઉપર મૂકી તેની આસપાસ લીટીઓ દોરી આ સૂતળીથી માપું છું. એ ત્રણે સરખી છે, કોઈ નાની મોટી નથી. શિ.—આકૃતિને ખૂણા કેટલા છે તે કોઈ કહી શકશો? છો.—ત્રણ. શિ.—એવી ત્રણખૂણાની આકૃતિનું નામ જાણોછો? છો.—ત્રિકોણ. (છોકરાંને ન આવડતું હોય તે શીખવનારે કહેવું.) શિ.—જુઓ ત્યારે ત્રિકોણને ત્રણ ખૂણા છે અને ત્રણ લીટીઓ છે. એ ત્રણ લીટીઓ આપણે માપી તેવારે કેવી માલૂમ પડી? છો.—ત્રણે બરોબર. શિ.—ત્રિકોણની ત્રણ લીટીઓને તેની બાજુઓ કહેછે. શિ.—મેં શું કહ્યું? છોકરાંને ખરો જવાબ આવડ્યા પછી જુઓ આ ખૂણો કેટલી લીટીથી થયોછે? છો.—બે. શિ.—આ

ત્રિકોણ કેટલી લીટીથી થયોછે? છો.—ત્રણ લીટીઓથી. શિ.—આજ તમે શું શીખ્યા તે કહો. (શીખવેલું આવડ્યું કે નહિ તેની પરીક્ષા કરવી.)

બીજે દિવસે. શિ.—જુઓ કાલના જેવો આ ત્રિકોણ કાળા પાટીઆ ઉપર દોરૂંછું. એની ત્રણ બાજુઓમાં નાની મોટી કેઈ છે.? છો.—ત્રણે સમાન છે. શિ.—જુઓ બીજો ત્રિકોણ મેં દોર્યો. એની ત્રણે બાજુ સમાન છે કે નહિ તે આ દોરીવતી માપુંછું. ઉપલી બે સમાન છે અને નીચલી મોટી છે. મેં શું કહ્યું? છો.—ઉપલી બે સમાન છે અને નીચલી મોટીછે. શિ.—આ ત્રીજો ત્રિકોણ દોર્યો. એની બાજુઓમાંની નાની કેઈ છે તે તમે વગર માપે પણ કહી શકશો. છો.—હા, નીચેની નાની છે. શિ. આ ૪ થી આકૃતિ મેં દોરી તે જોઇને કહો કે એ ત્રિકોણ છે કે નહિ.

    

ચારે બાજુ. ત્રણ બાજુ. બબે સમાન. બે સમાન. ચારે અસમાન.
ઓ સમાન. ઓ સમાન.

છો.—ના. શિ,—કેમ વારૂ? છો.—ત્રિકોણને ત્રણ બાજુઓ હોયછે; આને તો ચાર છે. શિ.—ખરો જવાબ છે. ચાર બાજુની આકૃતિને શું કહેછે તે જાણોછો? એને ચોખૂણ કહુંછે. એને શું કહુંછે? છો.—ચોખૂણ. શિ.—એની ચારે બાજુ સમાન જણાયછે. આવો તમે માપી જુઓ. આ બીજી આકૃતિ મેં દોરી તે પણ ચોખૂણ છે. એ કેવીછે? છો.—ચોખૂણ. તમે આવી એની બાજુઓ માપો. છો.—માપીને કહેછે, ત્રણ સમાન છે અને એક નાની છે. શિ.—જુઓ આ ત્રીજો ચોખુણ મેં દોર્યો, એમાં બબે સમાન છે. હું કહુંછું તે ખરૂં છે એ તમે માપી બતાવો. આ ૪ થો ચોખૂણ મેં દોર્યો. તમે આવી માપીને કહો કેટલી સમાન છે, અને કેટલી નાની મોટી છે. છો.—(માપીને) બે સમાન, એક નાની અને એક મોટી. શિ.—આ પાંચમા ચોખૂણની બાજુઓ તમે માપો. છો.—(માપીને કહેછે) ચારે અસમાન છે. (એ પછી શિક્ષક પુનરાવર્તન કરવું.)

—❧—

# सुनीति. पाठ पांचमो.

બીજા, ત્રીજા, અને ચોથા ધોરણના વર્ગોને માટે પૂર્ણ નોંધ.

સંક્ષેપ નોંધ.

આરંભ પ્રશ્ન.—ગયા પાઠમાં તમને મેં શીખવ્યું કે માબાપ અને ગુરુ કહે તેમ કરવું. મેં તમને શું શીખવ્યું? હવે કોઈ પૂછે કે એમ શામાટે કરવું તો તમે શો ઉત્તર દેશો?

માબાપ વધારે સમજેછે. છોકરાં પોતાની મરજી પ્રમાણે કરે તો દુઃખી થાય. તેમનામાં સારૂં નઠારૂં સમજવાની શક્તિ નથી.

પાઠ.—એક કારણ તો એકે તેઓ વધારે સમજેછે. કોણ વધારે સમજેછે? કોનાથી વધારે સમજે છે? છોકરાં પોતાની મરજી પ્રમાણે કરે તો દુઃખ પામે, કેમકે સારૂં શું અને નઠારૂં શું તે છોકરાં બરોબર સમજી શકતાં નથી. છોકરાં શાથી દુઃખ પામે? તેનું કારણ શું? સાંભળો એ વિષે આ બાળમિત્ર નામે ચોપડીમાંથી હું તમને વાત વાંચી સંભળાવુંછું. આશારામ નામે માણસ હતો તેને કાશીરામ નામે દીકરો હતો અને જીવી નામે દીકરી હતી. મેં શું કહ્યું? બંને તમારાં જેવડાં બાળક હતાં. કોણ બાળક હતું? એક દિવસે કાશીરામે પોતાના બાપને કહ્યું કે હું મોટો હોત તો સારૂં થાત. બાપે પૂછ્યું કેમ વારુ બાપુ? છોકરો કહે, એટલા માટે જે પછી મારે કોઇના કહ્યામાં રહેવું ના પડે, ને મારા મનમાં આવે તે કરૂં. કાશીરામની બેન જીવીએ પણ તેમ કહ્યું. જીવીએ પણ શું કહ્યું? બેહુ છોકરાંની શી ઇચ્છા હતી? એ હું વાંચુંછું તે સાંભળો (શિક્ષકે એ વાત થોડી થોડી વાંચવી, અર્થ સમજાવવા અને શું વાંચ્યું ને કહ્યું તે પૂછવું. એકદમ આખી વાત વાંચી જવાથી બરાબર સમજાશે નહિ, અને શીખામણ છોકરાંના મનમાં ઠસશે નહિ; પરંતુ એમ પૂછવામાં એટલી બધી વાર ન લગાડવી કે રસભંગ થાય. શિક્ષક જો છટાથી રમુજ પડે તેમ વાંચતો જઈ થોડું થોડું પૂછતો જશે તો નિશાળિયાને રસિક લાગશે અને રમુજ પડવાથી કંટાળો નહિ આવે અને નીતિ શી-

સ્વતંત્ર થવા ઇચ્છનાર બે છોકરાંની વાત.

બીજાં ઉદાહર-ણો-ઓસડપીવું. ભણવું. ઇત્યાદિ. કેટલાંક છોકરાંને ગમતું નથી.

પણ. અર્ધા કલાકમાં બધો પાઠ પૂરો ન થાય તો બીજે દિવસે પૂરો કરવો અને પુનરાવર્તનમાં સાર કઢાવી શીખામણ પાકી આવડી કે નહિ તે નક્કી કરવું. માબાપના કહ્યા પ્રમાણે કરવાનું આ કારણ મનમાં હશે તેમ કરવું. ઓસડ પીવું છોકરાંને ગમતું નથી. કેટલાકને ભણવું ગમતું નથી, ઇત્યાદિ બીજાં ઉદાહરણ આપી તેમને સમજાવવું કે માબાપ તથા બીજાં વડીલો તથા મહેતાજીના કહ્યા પ્રમાણે કરવાની જરૂર છે. તેનું એક કારણ એ છે, બીજાં બે કારણો બીજી વખતે શીખવીશ એવી સૂચના અંતે કરવી.)



## पाठ छट्टो. शरीरनी स्वच्छता.

શરીરની સ્વચ્છતા.

આરંભ પ્રશ્ન.—શરીર સ્વચ્છ શા વાસ્તે રાખવું અને શી રીતે રાખવું તે કોઈ જાણોછો? આજનો પાઠ એ વિષે છે. શા વિષે છે?

પાઠ.—કોઈ નાના છોકરાને, ભાઈ, તારૂં શરીર બતાવ. એ શરીરને નિત્ય માથાથી તે પગ લગી સ્વચ્છ રાખવું જોઇએ. મેં શું કહ્યું? સ્વચ્છ રાખવું એટલે કેવું રાખવું? જવાબ—ચોખ્ખું રાખવું. ચોખ્ખું રાખવું એટલે મેલ કાઢી નાખવો. જુઓ આ પીતળનો ચમચો મેલો છે.

મેલા ચમચાને ચોખો કરવો.

(ચમચાને ઠેકાણે હરકોઈ બીજી પીતળની કે ત્રાંબાની વસ્તુ હશે તો ચાલશે, પૈ કે પૈસો હશે તોએ ચાલશે.) એ શેનો ચમચો છે? એ કેવો છે? જુઓ એને હું ચોખો કરૂંછું. હું શું કરૂંછું? (ખાટી વસ્તુ કે ધૂળ અને પાણીવતી ઊજળો કરવો.) મેં શું કર્યું? ચોખો કર્યો. જુઓ આ રૂમાલ કેવો છે? જવાબ—મેલો. એ શાથી મેલો થયો હશે? જવાબ—ધૂળથી. હવે એ ચોખો શાથી થાય? જવાબ—ધોવાથી. જુઓ હું એને ધોઉંછું. આ પાણી નિતર્યું છે. આ પાણી કેવું છે? નિતર્યું એટલે કેવું? જ.—મેલ વગરનું. આ મેલો રૂમાલ એમાં ધો-

મેલા રૂમાલને ચોખો કરવો.

ધોઉંછું. મેં શું કર્યું? જ.—રૂમાલને ધોયો. જુઓ પાણી કેવું થયું? જ.—મેલું થયું. શાથી મેલું થયું? જ.—રૂમાલના મેલથી. જુઓ આ મારા હાથમાં શું છે?
સાબુવાળુંપાણી. જ.—સાબુ. એ સાબુવાળા પાણીથી રૂમાલને ધોઇએ તો વધારે ચોખો થાય. શાથી વધારે ચોખો થાય? જુઓ, સાબુવાળું પાણી હું કરૂંછું ને તેમાં રૂમાલને ધોઉંછું.

કોઈ નાના છોકરાને પૂછવું કે તમારા શરીર ઉપર ચામડી છે તે બતાવો. એ ચામડી આખા શરીર ઉ-
ચામડીનો મેલ. પર છે. ક્યાં છે? આ રૂમાલની પેઠે એપણ મેલી થાય છે. કેવી થાયછે? શાથી મેલી થાયછે? જ.—ધૂળથી. ખરૂં, અને બીજા શાથી થાયછે તે જાણોછો? ચામડીમાં બહુ ઝીણાં છિદ્રો છે. ચામડીમાં શું છે? છિદ્રો એટલે કાણાં. છિદ્રની જોડણી કરો. એ છિદ્રોમાંથી
પરસેવો. પરસેવો નીકળેછે, તથા ચીકણો મેલ નીકળેછે. શું
ચીકણો મેલ. નીકળે છે? એ છિદ્રો શામાટે કર્યાંછે તે જાણોછો? એ મેલ અને પરસેવો ચામડીની બહાર આણવાને સારૂ. મેં શું કહ્યું? એ મેલને ધોઈ નાખવો જોઇએ. શું કરવું જોઇએ? મેલને ધોઈ નાખીએ નહિ તો એ છિદ્રો પૂરાઈ જાય. શું થઈ જાય? શાથી? એ છિદ્રો પૂરાઇ
ચોખા પાણીએ નહાવું. જવાથી એ મેલ બહાર આવી શકે નહિ.શું ન થઇ શકે? અને તેથી રોગ થાયછે. તેથી શું થાયછે? નહાવું એટલે શું તે જાણોછો? ચામડીને ધોઈ સ્વચ્છ કરવી તેનું નામ નહાવું. પરસેવો અને મેલ ચામડીપર રહેવા દીધાથી ચામડી ગંધાયછે. શું ગંધાયછે? શાથી ગંધાય છે? એ મેલ અને પરસેવો શાથી જાય? જ.—ધોવાથી. એ ધોવાને આપણે શું કહીએ છીએ? શાથી નહાવું?
સાબુવાળા પાણીએ નહાવું. જ.—ચોખા પાણીથી સાબુ ચોળીને નાહીએ તો વધારે સારૂં. મેં શું કહ્યું? સાબુમાં ચીકાસ અને મેલ કાઢી
સાબુનો ગુણ. નાખવાનો ગુણ છે. સાબુમાં કયો ગુણ છે? નાહીએ
ચામડીના રોગ. નહિ તો શું થાય? જ.—ચામડીના રોગ થાય. કોઈ

ચામડીના રોગનાં નામ દો ! ખસ, ફોલ્લા, ચાંદાં એ શાનાં નામ છે? જ.—ચામડીના રોગનાં નામ છે. આપણા શરીરને સુખમાં રાખવાના નિયમો પરમેશ્વરે ઠરાવ્યાછે. મેં શું કહ્યું ? એમાંનો એક નિયમ એ છે કે ચામડીને સારી પેઠે ચોળી મસળીને ધોઈ સાફ રાખવી. શો નિયમ છે ? તે કોણે કર્યોછે? એ નિયમને તોડવાથી શું થાય ?

ચામડીને સ્વચ્છ રાખવી એ ઇશ્વરી નિયમ છે.

પુનરાવર્ત્તન—આજે શા વિષે પાઠ શીખ્યાં ? ઇત્યાદિ.

## પાઠ ૭ મો. ચોટલાની સ્વચ્છતા.

સંક્ષેપ નોંધ. કન્યાશાળામાં ત્રીજા અને ચોથા ધોરણના વર્ગોને માટે.

આરંભ પ્રશ્નો.—આપણા અંગની ચામડી સ્વચ્છ રાખવા વિષે તમને પાઠ શીખવ્યો તે તમને સાંભરતો હશે. આજે માથાને ચોખ્ખું રાખવા વિષે શીખવુંછું. શું શીખવુંછું ? કોઇ નાની છોકરીને તારૂં માથું બતાવતો બેન. એ માથાની ચામડી ક્યાં છે ? જ.—વાળની નીચે. ખરો જવાબ છે. માથાના વાળને શા વાસ્તે અને કેમ ચોખ્ખા રાખવા તે જાણોછો ? જાણતાં હો તે આંગળી ઊંચા કરો. કેટલીક છોકરીઓ આંગળી ઊંચા કરેછે ને તેમાંની એક પૂછવાથી કહેછે કે ચોળવાથી ચોટલો ચોખ્ખો થાયછે.

ચોટલો ચોખ્ખો રાખવો.

પાઠ.—જેમ ચામડીને બહારથી ધૂળ અને અંદરનો મેલ વળગેછે તેમ માથાના વાળને પણ વળગેછે. માથાના વાળને શું થાયછે ? જ.—બહારની ધૂળ અને અંદરનો મેલ વળગેછે, શાની અંદરનો ? જ.—માંહેને પાસે શરીરમાં નકામા અને ગંદો પદાર્થ થાયછે તેને બહાર કાઢી નાખવાનું દ્વાર જેમ ચામડી છે તેમ વાળ પણ છે. એ મેલથી ચોટલા મેલો થાયછે અને ગંધાય છે. મેં શું કહ્યું ? ચોટલો શાથી મેલો થાય છે ? શાથી ગંધાય છે ? વળી બહુ મેલો થાય ત્યારે બીજું શું થાયછે તે જાણોછો ? જવાબ—જૂઓ પડે છે. ઠીક. જૂઓ શું કરેછે તે જાણોછો ? તેઓ માથાની

ચોટલો ચોળવાનાં કારણો.

વાળને બહારની ધૂળ વળગે છે તથા અંદરનો નીકળેલો મેલ વળગેછે.

ચોટલો મેલો થાય છે જૂઓ પડેછે, ને ગંધાયછે.

ચામડીને કરડી લોહી ચૂસેછે. મેં શું કહ્યું ? જૂઓ
ઈંડાં મૂકેછે તેમાંથી બીજી જૂઓ નીકળે છે. શેમાંથી
બીજી જૂઓ નીકળે છે ? જૂઓનાં ઈંડાંનું નામ તમે
લીંખો. જાણોછો ? તેને લીંખ કહેછે. કોને લીંખ કહેછે ? જેમ
લીંખો વધેછે તેમ જૂઓ વધેછે. જૂઓ શાથી વધેછે!
જૂઓના વધવાથી શું થાયછે તે જાણોછો ? કોઈ વાર
ધારાં. માથામાં ધારાં પડેછે. શું થાય છે ! ધારાંમાંથી લોહી
નીકળે છે, અને દરદ થાયછે. શું થાય છે ? જેના
ફૂવડ. ચોટલામાં જૂઓ અને લીંખો હોયછે તેને ફૂવડ કહે છે.
કોને ફૂવડ કહેછે ? ફૂવડનો ચોટલો વાસ મારેછે. કોના
ચોટલો વાસ મારેછે ?

ફૂવડ ન થવાને માટે ચોટલો સ્વચ્છ રાખવો જોઈ-
એ. શા વાસ્તે ચોટલો સ્વચ્છ રાખવો જોઈએ! ચોટલો
ચોટલો ચોળવો. ચોળવાથી સ્વચ્છ થાયછે તે તમો જાણોછો. શું જાણો-
છો ! બાયડીઓ ચોટલા શાથી ચોળેછે તે જેમના
જાણવામાં હોય તેઓ આંગળી ઊંચી કરો. એક કહેછે—
અરીઠા, માટી, અરીઠાથી. બીજી કહેછે માટીથી, શિક્ષક—એ વિના
ઈત્યાદિ. બીજી ચીજોથી પણ માથું ચોખ્ખું થાય છે. મેં શું કહ્યું !
તેઓને પાણીમાં પલાળી તેઓવડે વાળને ખૂબ ચો-
ળીને ધોય છે. શું કરેછે ! શી રીતે ! ચોટલામાંની ચી-
કાસ જાય ત્યારે જાણવું કે તે ચોખો થયો. ચોખો થયો
ક્યારે જાણવું! જૂઓ કે લીંખો પડી હોય તો તેઓને
ચોળતી વખતે તથા ચોળ્યા પછી કાઢી નાખવી. મેં શું
કહ્યું ! જૂઓને શાથી કાઢી નંખાય છે તે તો તમે જાણતાં
હોળવું. હશો. હોળવાથી તથા વીણી કાઢવાથી. ખરું. શાથી
હોળેછે તે પણ તમે જાણોછો? કાંસકીવતે. ખરું. કાંસકીનાં
દાંતા ઝીણા અને બહુ પાસેપાસે હોય તો જૂઓ નીકળે
છે. મેં શું કહ્યું ! પણ એમ હોળવાથી લીંખો નીકળતી
નથી. શાથી લીંખો નીકળતી નથી ? લીંખો કાઢવાને
દાંતી દેવી. દાંતી દેવી પડેછે. શું કરવું પડેછે ! શા માટે ! દાંતીથી

રીતે દેછે તે જાણ્યા છે? કાંસકીના દાંતાની વચમાં દાળ કે બીજું કાંઈ ઓથી તેઓને મસ પાસેપાસે લાવી તેઓવડે હોળે છે. શી રીતે હોળેથી લીંખો નીકળેછે? ઓળેલો ચોટલો સૂકાયા પછી શું કરવાની જરૂર છે તે

ધૂપેલ ઘાલવું.

પણ તમે જાણોછો. ધૂપેલ તેલ ઘાલવાની જરૂર છે. શાની જરૂર છે? ધૂપેલ ઘાલ્યા પછી શું કરવું જોઇએ?

નિત્ય હોળવું.

હોળવું જોઇએ. ચોટલાની સંભાળ નિત્ય લેવી જોઇએ. નિત્ય શું કરવું જોઇએ? શી રીતે સંભાળ લેવી? નિત્ય હોળીને તથા જરૂર જેટલું ધૂપેલ ઘાલીને સાફ રાખવો જોઇએ. શું કરવું જોઇએ? દહાડામાં કેટલીવાર? બે

દિવસમાં બેવાર હોળવું.

વાર હોળવાથી વાળ બરોબર ગોઠવાયલા રહેછે. દરરોજ કેટલીવાર હોળવાથી ચોટલો સારી હાલતમાં રહેછે? એકવાર સવારે નાહ્યા પહેલાં અને બીજીવાર પાછલે પહોરે. મેં શું કહ્યું? બેવાર હોળવાનો વખત ન મળે તો એકવાર તો દરરોજ હોળવાની જરૂર છે. શાની જરૂર છે? એમ ન કરે તો શું થાય છે? કેશ વિખરાઈ જઈ લટીઓમાં લબડતાં રહેછે. શું થાય છે? તે કેવું દેખાયછે? નઠારૂં દેખાય છે. અનાડી બઇરાં અને નઠારી છોડીનાં લટીઓમાં લબડતાં હોયછે અને માથું ગંદું હોયછે. એનું માથું એવું ગંદું હોયછે? કેવું ગંદું? તેને ફૂવડ જાણવી.

સ્ત્રીના માથાની શોભા સારે ચોટલેથી છે.

સ્ત્રીના માથાની શોભા સારે ચોટલેથી છે. મેં શું કહ્યું? માથાના કેશ તો નારી જાતિનું મોટું ઘરેણું છે. મેં શું કહ્યું? એ ભૂષણ કોણે આપ્યુંછે? પરમેશ્વરે. માટે તેનું રક્ષણ કરવું જોઇએ. નઠારી છોકરી ચોટલો ઓળાવતાં

શીખામણ. પોતાને હાથે ઓળતાં, હોળતાં, અને અંબોડો વાળતાં શી-

અને માથું હોળાવતાં રડેછે. કોણ રડેછે? શું કરાવતાં? નઠારી બાયડીના વાળ વિખરાયલા અને લટીઓમાં લબડતાં હોયછે. મેં શું કહ્યું? દરેક છોડીએ પોતાના વાળ હોળતાં શીખવું જોઇએ. શું શીખવું જોઇએ? વળી અંબોડો વાળતાં શીખવું જોઇએ. બીજું શું શીખવું

ખવું. નિત્ય સાફ રાખવું. જોઇએ? વળી ચોળતાં પણ શીખવું જોઇએ. જેને ન આવડે તે અનાડી કહેવાય. એવી નઠારી છોડી ફૂવડ બાપડી થાયછે. મેં શું કહ્યું?માથું નિત્ય હોળીને સાફ રાખવું.

પુનરાવર્તન.—આજના પાઠમાં શા વિષે મેં શીખામણ દીધી? ઇત્યાદિ.

## वनस्पति शास्त्र. पाठ २ जो.

### વનસ્પતિને શાની જરૂર છે.

પાંચમા અને છઠ્ઠા ધોરણના વર્ગોને.

સંક્ષેપ નોધ. આરંભ પ્રશ્ન.—વનસ્પતિને કયાં પાંચ વાનાંની જરૂર છે તે જાણોછો?

૧. વાયુ. પાઠ.—એ પાંચમાં એક વાયુ કે હવા છે. સ્વચ્છ વાયુ વનસ્પતિને જીવવાને અવશ્ય છે. મેં શું કહ્યું? પ્રાણીને જેમ શ્વાસોશ્વાસ છે તેમ વનસ્પતિને પણ છે. મેં શું કહ્યું? પાંદડાં નીચે અતિ ઝીણાં છિદ્રો હોય છે તેઓ વડે શ્વાસોશ્વાસની ક્રિયા વનસ્પતિમાં ચાલેછે. મેં શું કહ્યું? જે કામ પ્રાણીઓનાં ફેફસાંમાં થાયછે તે વનસ્પતિનાં પાંદડાંમાં થાયછે. (આ બાબતની વિગત કહેવી) પ્રાણી પોતાના દમમાં ઑક્સિજન લઇ કાર્બોનિક આસિદગ્યાસ બહાર આણે છે, અને વનસ્પતિ તેથી ઉલટું કરેછે. મેં શું કહ્યું? ઉલટું કરેછે તે સમજાવો.

૨. પાણી. મૂળીઆં વડે વનસ્પતિ પોતાનો ખોરાક લેછે. શા વડે ખોરાક લેછે? એ ખોરાક પ્રવાહી સ્થિતિમાં હોયછે તોજ તેઓથી લેવાઇ શકેછે. માટે વનસ્પતિનાં મૂળીઆંને પાણીની જરૂરછે. શાની જરૂર છે? કોને જરૂર છે? શાવાસ્તે જરૂર છે?

૩. અજવાળું. ૪. ઉષ્ણતા. અજવાળું (સૂર્યનો પ્રકાશ) અને ઉષ્ણતા (ગરમી) એ બેની વનસ્પતિને પાચનક્રિયાને માટે જરૂર છે. શેની જરૂર છે? શા માટે? થર્મોમીટરના ૩૨ અંશપર પારો રહે એટલી ઓછામાં ઓછી ગરમીની ગરજ તેને એ ક્રિયાને માટે છે (થર્મોમીટરનો અર્થ સમજાવવો અને હોય તો દેખાડવું). કેટલી ઉષ્ણતાની જરૂર છે? વળી પાં-

દડાંના અને ફૂલોના રંગ ખીલવાને અજવાળાની તથા ગરમીની જરૂર છે. મેં શું કહ્યું?

પં. જમીન. વનસ્પતિના પોષણને સારૂ નિરિંદ્રિય ખનિજ વસ્તુઓની ગરજ છે. શાની ગરજ છે? શામાટે ગરજ છે? એ વસ્તુઓ માત્ર જમીનમાંથી તેને મળી શકેછે. શેમાંથી મળી શકેછે? શું મળી શકેછે? કોને મળી શકેછે? માટે જમીનની ગરજ છે. શાની ગરજ છે! કોને ગરજ છે? શા કારણથી? કોઇ વનસ્પતિને બાળવાથી શેષ રાખ રહેછે તેમાં એ નિરિંદ્રિય ખનિજ છે. મેં શું કહ્યું? ઇત્યાદિ. હવે પુનરાવર્તન કરવું.



## हिंदनी इंग्रेजी राज्यपद्धति.

(ગયા અંકના ૬૬ મા પાનાથી પૂરૂં.)

જિલ્લો ('ડિસ્ટ્રિક્ટ') અથવા વિશેષ દેશિક એકમ.

નિયત અને અનિયત પ્રાંતો એ બેઉમાં જિલ્લો એ રાજ્યવહીવટનું એકમ છે. સરકારી બોલીમાં એ શબ્દનો અર્થ બહુ નિશ્ચિત છે. જિલ્લાના અમલદારને કલેક્ટર–માજિસ્ટ્રેટ કહેતા હોય કે ડેપ્યુટી કમિશનર કહેતા હોય તોપણ તે પોતાના અધિકાર તળેના જિલ્લાનો જવાબદાર ઉપરી છે. એના ઉત્સાહ તથા સ્વાત્મ લક્ષણ ઉપર હિંદી રાજ્યની કાર્યસાધકતાનો છેવટનો આધાર છે.

જિલ્લાનો અમલદાર અથવા 'કલેક્ટર-માજિસ્ટ્રેટ.'

તેણે પંડે કરવાનાં કામ એટલાં બધાં અને એટલાં ભિન્ન છે કે બહારનો માણસ મુઝાઈ જાય; અને તેના હાથ નીચેના યૂરોપી અને દેશી નોકરોનું કામ તેના પંડના દૃષ્ટાંતની જાગૃતિપર આધાર રાખેછે. એના સ્થિતિનો ફ્રેન્ચ પ્રીફેટની સ્થિતિ જોડે મુકાબલો કર્યો છે; પરંતુ એવો મુકાબલો ઘણે પ્રકારે જિલ્લાના અમલદારને ગેરઇન્સાફ આપનારો છે. તે માત્ર મધ્યરાજ્યમંડળખાતાના તાબામાં હોઈ તેના ઉપરીની રૂબરૂ ચાલેછે, અને રાજધાનીના સ્થાપી અધિકારીઓ અથવા રાજ્ય-

પક્ષોનો પ્રતિનિધિ છે એમ ન જાણવું. હિંદનો કલેક્ટર પંડે ગામડાંના લોકોના સુખને લગતી દરેક બાબતમાં ઘણી હોંસથી કામ કરેછે અને તેને પોતાના સ્થળમાં ઘણી સ્વતંત્રતા તથા પોતાના મનથી હરકોઈ કામ ઉઠાવવાની ઘણી છૂટ આપેલી છે.

'કલેક્ટર- માજિસ્ટ્રેટ'નાં કર્તવ્યો.

કલેકટર-માજિસ્ટ્રેટના નામનો અર્થ જોતાં તેને કરવાનાં કામ બે પ્રકારનાં છે. તે મહેસૂલ 'ખાતાનો કામદાર હોઈ જમીનનું મહેસૂલ તથા બીજે ખાતેથી વસૂલ ઉઘરાવે છે; મહેસૂલને લગતા તથા ફોજદારી કામને લગતા અસલ દાવા તથા તે ઉપરની અપીલો પણ તે ચૂકવેછે. તેના નામમાં તેને કરવાનાં અનેક પ્રકારનાં કામો બધાંજ કાંઈ આવી જતાં નથી. ઈંગ્લાંડમાં હોમ સેક્રેટરી જે કામ ઉપર દેખરેખ રાખેછે તે સઘળું તે પોતાના અખત્યારના વધારે નાના સ્થળમાં કરેછે અને તેનાથી ઘણું વધારે કામ કરેછે. કારણ કે રાજ્ય બંધારણના કાયદા પ્રમાણે જે રાજ્યમાં અમલ ચાલેછે તે રાજ્યનો પ્રતિનિધિ નહોતાં જે રાજ્યમાં રાજ્યકર્તા પિતા પ્રમાણે વર્તેછે તે રાજ્યનો પ્રતિનિધિ છે. પોતાના જિલ્લાની પોલીસ, પ્લેગ, કેળવણી, મ્યુનિસિપાલિટીઓ, રસ્તા, આરોગ્યતા, દવાખાનાં, સ્થાનિક કર વેરા, અને અધિરાજ્યનું મહેસૂલ એ સર્વ બાબતો વિષે તેને નિત કાળજી રાખવી પડેછે. તેણે રહીશોની સંસારી અવસ્થાના દરેક સ્વરૂપની તથા દેશની પ્રત્યેક કુદ્રતી સ્થિતિની માહિતી મેળવવી જોઇએ એવી વકી રાખવામાં આવેછે. કાયદામાં, હિસાબી કામમાં, મોજણીના કામમાં, અને સરકારી કાગળપત્રો લખવામાં તે કુશળ હોવો જોઇએ. તેને કૃષિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, અને ઈજનેરી કામનું પણ સારૂં જ્ઞાન હોવું જોઇએ.

બ્રિટિશ હિંદમાં

બ્રિટિશ હિંદમાં જિલ્લાઓની એકંદર સંખ્યા શુમારે

જિલ્લાઓની સંખ્યા.

૨૩૫ છે. તેઓનાં કદ અને વસ્તીની સંખ્યા બહુજ ભિન્ન ભિન્ન છે. તેઓનું સરાસરી ક્ષેત્રફળ ૩,૮૪૦ ચોરસ મૈલ છે; સિંધ (કરાંચી) માં ૧૪,૧૧૫ ચોરસ મૈલ, બંગાળા (લોહારદગા) માં ૧૨,૦૪૫ ચોરસ મૈલ, અને મધ્ય પ્રાંતો (રાયપુર) માં ૧૧,૮૮૫ ચોરસ મૈલથી માંડીને વાયવ્ય પ્રાંતો (તરાઇ) માં ૯૩૦ ચોરસ મૈલ, મદ્રાસ (નીલગિરિ) માં ૯૫૭ ચોરસ મૈલ, અને અયોધ્યા (લકનૌ) માં ૯૮૯ ચોરસ મૈલ સુધી છે. સરાસરી વસ્તી ૮,૦૦,૭૨૩ માણસની છે; બંગાળા (મૈમાનસિંગ) માં ૩૦,૫૧,૯૬૬, વાયવ્ય પ્રાંતો ( ગોરખપુર ) માં ૨૬,૧૭,૧૨૦, અને મદ્રાસ ( મલબાર ) માં ૨૩,૬૫,૦૩૫ થી, એજ પ્રમાણે માંડીને મદ્રાસ ( નીલગિરિ ) માં ૯૧,૦૩૪, વાયવ્ય પ્રાંતો (દેહરા) માં ૧,૪૪,૦૭૦ અને મધ્ય પ્રાંતો (નિમાર) માં ૨,૩૧,૩૪૧ સુધી છે. કેટલાક તાલુકાઓ—ઉદાહરણ, નાનકડો પહાડી સિમલા તાલુકો, પછાત પડેલો અને માત્ર થોડા ભાગમાં વસ્તીવાળો ઉત્તર આરાકાન તાલુકો, અને કલકત્તાનાં પરાંમાંનો હાઉરા તાલુકો—અતિશય નાના હોવાથી તથા બીજાં કારણોને લીધે છેક અપવાદરૂપ થાયછે તેઓને ઉપલી સરાસરીમાં ગણ્યા નથી. મદ્રાસ ઇલાકાના જિલ્લાઓ સરાસરી ઘણાજ વિસ્તારવાળા અને ઘણીજ ઘાડી વસ્તીવાળા છે. મદ્રાસ સિવાય બીજા દરેક પ્રાંતમાં જિલ્લાઓના જથા કર્યા છે તેઓને વિભાગો કહેછે. એમાંનો દરેક વિભાગ કમિશનરના હવાલામાં છે. પરંતુ જિલ્લાઓ જેમ રાજ્યવ્યવસ્થાનાં એકમો છે તેમ એ વિભાગો ખરૂં જોતાં નથી. તેઓ એકમોના સમૂહો હોઇ દેખરેખ રાખવાનું અનુકૂળ પડે તેટલા સારૂ કરેલા છે, કે તેથી કરીને વચલો અધિકારી સર્વત્ર નિપેબાની રાખી શકે. એવી દેખરેખ દૂર રહેલો લેફ્ટેનન્ટ-ગવર્નર બધે ઠેકાણે રાખી શકે નહિ.

તેઓનાં ભિન્ન ભિન્ન કદ.

તાલુકાઓ. એ જિલ્લાઓના વળી નાના નાના ભાગો કરેલા છે તેઓને બંગાળામાં પેટા વિભાગો, મુંબાઈ અને મદ્રાસમાં તાલુકાઓ, અને ઉત્તર હિંદમાં બહુધા તહસિલો કહેછે. આ તાલુકાઓ મહેસૂલની વ્યવસ્થાનાં પ્રાથમિક એકમો છે. થાણું અથવા પોલીસમંડળ આખા બ્રિટિશ હિંદમાં નગરવ્યવસ્થાનું એકમ છે.

જિલ્લાના કલેક્ટરને મદદ કરવાને આસિસ્ટંટ કલેક્ટરો તથા ડેપુટી કલેક્ટરો હોયછે તેઓને જે તાલુકા સોંપવામાં આવેછે તેઓમાં પોતપોતાની કચેરીઓ સહિત ફરી ઊપજ ખાતાની તપાસ કરેછે તથા ફોજદારી કામ ચલાવેછે. એમનાથી ઉતરતે દરજ્જે મામલતદારો છે. પ્રત્યેક તાલુકા માટે જુદો મામલતદાર હોયછે, અને જો તાલુકો ઘણો મોટો હોય તો તેના પેટા મહાલ કરી મહાલકરી નામે અધિકારી રાખવામાં આવેછે. મામલતદારને વસૂલાત ખાતાનો તથા માજિસ્ટ્રેટનો અધિકાર હોયછે, અને મામલતદારના હાથ નીચે અવલ કારકુન હોયછે તેને પણ માજિસ્ટ્રેટનો અધિકાર આપેલો હોયછે. મામલતદારના વર્ગો બાંધ્યાછે અને વર્ગ પ્રમાણે પગાર ઠરાવ્યાછે, માજિસ્ટ્રેટના ત્રણ વર્ગ છે, ૧ લો, ૨ જો, અને ૩ જો. ત્રીજો વર્ગ બીજાથી ઓછો અધિકાર ભોગવેછે, અને બીજાને પહેલાથી ઓછો અધિકાર છે. ગામોની વસૂલાત તથા ફોજદારી કામને માટે તલાટીઓ, મુખી પટેલો, અને પોલીસ પટેલો હોયછે.

રાજ્યનાં જુદાં જુદાં ખાતાં. દરેક જિલ્લાને માટે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ છે અને તેને સહાય કરનારા આસિસ્ટંટ પોલીસ સુપરિન્ટેન્ડન્ટો, પોલીસ ઇન્સ્પેક્ટરો, ચીફકોન્સ્ટેબલો, વગેરે અધિકારીઓ છે. પોલીસનું કામ તોહમતવાળાઓને પકડી ઇન્સાફને સારુ સ્વાધીન કરવાનું છે.

ન્યાય ખાતાની બીજી મોટી શાખા છે તેમાં સબાડિ-

નેટ જડજો, સ્માલકાઝ કોર્ટના જડજો, આસિસ્ટંટ જડજો અને જડજો છે. સબાર્ડિનેટ જડજોના બે વર્ગ પાડી કેટલાક દરજા ઠરાવ્યાછે અને તેમને પોતપોતાના વર્ગના દરજા પ્રમાણે પગાર મળેછે. પહેલાં એમને મુનસિફ, સદર અમીન, અને પ્રિન્સિપાલ સદર અમીન કહેતા. એ અધિકારીઓ બહુધા મિણદિમ્, વારસાદિક દીવાની દાવા ચૂકવેછે; અને આસિસ્ટંટ જડજો તથા જડજોને દીવાની કામ અને દીવાની ફોજદારી અપીલો ચૂકવવાનો અધિકાર છે. મોટા અપરાધની તજવીજ તેઓ કરેછે. એવાં મોટાં ફોજદારી કામની તપાસ વખતે તેમની જોડે જ્યુરી અને આસેસરો રાખવામાં આવેછે. ન્યાયખાતાની તમામ કચેરીઓને માથે હાઈકોર્ટો છે. મુંબાઈ ઇલાકાની હાઇકોર્ટને તાબે સિંધ પ્રાંત નથી તથા તાબેદાર દેશી રાજ્યોપર પણ તેમનો અખત્યાર ચાલતો નથી.

લશ્કરીખાતું જુદું છે અને તેને રાજ્યવહીવટમાં હાથ ઘાલવાનું નથી. દરેક ઇલાકામાં એ ખાતાનો ઉપરી અધિકારી ગવર્નરની કૌન્સિલનો મેમ્બર છે. ગવર્નર સાહેબનો અધિકાર એ ખાતા ઉપર પણ છે.

સરકારી મકાનોની સંભાળ લેવી, નવાં બાંધવાં, રસ્તા, રેલવે, અને પૂલો વગેરે તમામ બાંધકામને સારૂ એન્જિનીઅરનું ખાતું છે તેને પબ્લિકવર્ક્સ ડીપાર્ટમેન્ટકહેછે.

પ્રજાને કેળવણી આપવાનું કામ કરવાને કેળવણી ખાતું છે; સરકારી નોકરોને તથા રૈયતને ઓસડ કરવાને વૈદ્યકખાતું (મેડિકલ ડીપાર્ટમેન્ટ)છે, અને આરોગ્ય રાખવાને સાનિટરી ખાતું છે.

રજવાડાની દેખરેખ રાખવાને પોલિટિકલ ખાતું છે.

લોકોના કાગળો વગેરે લઈ જવા લાવવાને ટપાલખાતું છે.

મંત્રી કચેરી. હિંદની રાજ્યવ્યવસ્થાનું જે વર્ણન ઉપર આપ્યું છે તે દરેક પ્રાંતની મંત્રીકચેરી (સેક્રેટેરિઅટ) અથવા મધ્ય

રાજ્યમંડળખાતું આખા હિંદ પ્રાંત ઉપર હુકમ ચલાવી એકતા રાખેછે તે વિષે કહ્યા સિવાય અપૂર્ણ ગણાય. જે હુકમો પ્રમાણે રાજ્યવહીવટ ચાલેછે અથવા તેમાં ફેરફાર કરવામાં આવેછે તે હુકમો મંત્રીકચેરીમાંથી નીકળેછે; એ કચેરીમાં સ્થાનિક અમલદારોના અનેક પ્રકારના રીપોર્ટો આવી આગળ ઉપર ખપ પડે તેવારે જોવા માટે ત્યાં તેમની વ્યવસ્થિત રચના કરવામાં આવેછે. પરંતુ એ સેક્રેટરીઓ ઇલાકાની રાજધાનીઓમાં રહી દુનિયાદારીનાં સુખ ભોગવેછે અને તેઓને મોટા પગારો મળી પગાર વધવાની સારી આશા હોય છે. તથાપિ ઈંગ્રેજી અમલની કાર્યસાધકતાનો છેવટનો આધાર જિલ્લાના જે અધિકારીઓ આખો દિવસ ઘણો શ્રમ વેઠેછે અને કીર્તિ અથવા બદલો મેળવવાના જેઓને ઘણાજ ઓછા પ્રસંગો આવેછે તેઓના ઉપર છે.

હિંદ સરકારની;

હિંદની વરિષ્ઠ સરકારની મંત્રીકચેરીની સાત શાખાઓ છે તેઓમાંની પ્રત્યેકને રાજ્યનું જુદું જુદું ખાતું સોંપેલું છે. એ શાખાઓના ઉપરી અધિકારીઓને અનુક્રમ પરદેશ ખાતાનો સેક્રેટરી, સ્વદેશ ખાતાનો સેક્રેટરી, મહેસૂલ અને ખેતીખાતાનો સેક્રેટરી, વસૂલાત ખાતાનો સેક્રેટરી, લશ્કરી ખાતાનો સેક્રેટરી, જાહેર બાંધકામ ખાતાનો સેક્રેટરી, અને કાયદા બાંધનારા ખાતાનો સેક્રેટરી કહેછે.

સ્થાનિક સરકારની.

ઇલાકાઓમાં અને લફટેનન્ટ-ગવર્નરોના તથા મુખ્ય કમિશનરોના તાબાના પ્રાંતોમાં એજ ધોરણે પ્રાંતિક મંત્રીકચેરીઓ સ્થાપેલી છે, પરંતુ સેક્રેટરીઓની સંખ્યા એકથી ત્રણ કે ચાર લગી માત્ર હોય છે.

મ્યુનિસિપાલિટીઓ તથા લોકલબોર્ડો.

મોટાં નાનાં શહેરોમાંનું તથા તાલુકાઓમાંનું કેટલુંક સ્થાનિક કામ કરવાને મ્યુનિસિપાલિટીઓ તથા લોકલ બોર્ડો છે; ઉપજ, ખર્ચ, અને વહીવટનો અધિકાર તેઓને કાયદાથી મળ્યોછે.

હિંદ સરકારની ઊપજ તથા ખર્ચ.

હિંદ સરકારની કુલ ઊપજ સને ૧૮૮૭–૮૮ માં ૬૭,૭૯૨,૫૬૦૦૦ થઈ હતી. એમાં મુંબાઈ ઇલાકાની ૨૩,૭૯,૩૮,૮૯૨ ની ઊપજનો સમાવેશ થાયછે. એ ઊપજ મુખ્યત્વે જમીનના ગણોત, મીઠાના, અફીણના, તથા દારૂતાડીના ઇજારા, સ્ટાંપના કાગળોના વેચાણ, ઇન્કમટાક્સ, અને જંગલોનાં લાકડાંથી મુકરર છે. એ વરસમાં હિંદ સરકારને એકંદર ૨૬,૯૬,૩૩૦૦૦ ખર્ચ થયો હતો.



## आरोग्यता वर्धक सुधारा विषे भाषणो.

### भाषण ७ शुं.

**મંદવાડનાં ખરાં કારણો.**—દુનિયામાં ભિન્ન ભિન્ન જાતની અસંખ્ય વસ્તુઓ છે તેઓમાં કેટલીક ગુણકારી અને કેટલીક ઝેરી હોયછે. પરમેશ્વરે આપણને બુદ્ધિ આપીછે તેનો આપણે ખરો ઉપયોગ કરીએ તો કઈ વસ્તુ ખાવી અને કઈ ન ખાવી તે આપણા જાણવામાં આવે, દરેક પદાર્થમાં તેનો ખાસ ગુણ હોયછે. અગ્નિ બાળે અને સોમલ જીવ લે. વસ્તુઓનો ખોટો ઉપયોગ કરવાથી જે પરિણામ નીપજે તેમાંથી લોકોને ઉગારવાને ઇશ્વર કાંઈ ચમતકાર કરતો નથી. કોઈ બાળક જાણીને ઝેર ખાય તો મરી જાય તેજ પ્રમાણે તેને શાકર સમજીને ખાય તોએ મરી જાય. પદાર્થોના ગુણનું જ્ઞાન મેળવી તેને અનુસરીને તેઓનો ઉપયોગ કરવો એજ નિર્ભય રસ્તો છે.

જે વસ્તુઓ જાતે ગુણકારી હોયછે તે વસ્તુઓમાં ઝેર ભળેછે તેવારે હાનિકારક થાયછે. વાડકામાં ચોખ્ખું દૂધ ભરી તેમાં થોડું સોમલ નાંખીએ તો તે ઝેરી થાય અને તે પીધાથી મરી જવાય. માટે એ દૂધ ઢોળી નાંખવું જોઈએ.

તંદુરસ્તીપર પાણી અસર કરેછે એ વાત હિંદના ઘણા લોકો કબૂલ કરેછે. નવી જગામાં કોઈ માણસની પ્રકૃતિ સારી રહેતી નથી તેવારે તે કહેછે કે અહીંનું પાણી મને માફક આવતું નથી. આપણા દેશમાં લગભગ અડધો અડધ મંદવાડ અસ્વચ્છ પાણીથી થાયછે. આપણા શરી-

રનો વધારે ભાગ પાણીનો બનેલો છે. આપણે પાણી પીએછીએ તે લોહીમાં જાયછે અને તેથી શરીરના દરેક ભાગમાં ફરેછે. પાણી ખરાબ હોય તો શરીર બગડેજ.

બીજું અગતનું તત્વ વા (હવા) છે. પ્રાણ ધારણને અર્થે એની ઘણીજ જરૂર છે. ખાધા વિના આપણે થોડાક દિવસ જીવી શકીએ, પરંતુ ઘણો જબરો માણસ વા વગર થોડા ક્ષણમાં મરી જશે. આપણને વાની જરૂર છે એટલુંજ નહિ, પણ વા સ્વચ્છ હોવો જોઇએ. તાજો વા જીવનનો આધાર છે.

અયોગ્ય ખોરાક એ ઘણીવાર મંદવાડનું બીજું કારણ છે. કાચાં ફળ ખાધાથી છોકરાં ઘણી ફેરા માંદાં પડેછે. કેટલાક પદાર્થો ખાધાથી, અતિસાર થાયછે.કોલેરાનો (કોગળિયાનો)લોકોમાં વાવર હોયછે તેવારે અતિસાર કોગળિયાનું રૂપ ધારણ કરે એવો સંભવ છે. અતિ સર્વત્ર વર્જયેત્, અતિશયનો સદા ત્યાગ કરવો. આ વચન ખોરાકને લાગુ પડેછે.

સ્વચ્છતાનો અભાવ (અસ્વચ્છતા). ગંદવાડ એ રોગની માતા છે. એક અથવા બીજે રૂપે એ ખરેખરી મહામારી, અર્થાત્ મૃત્યુની મા છે.

ઉપરનાં કારણોથી મંદવાડ થાયછે તેથી ઉલટું નીચલી બાબતોથી ઘણે દરજ્જે તંદુરસ્તી જળવાય છેઃ—

૧. સારૂં પાણી. ૨. સ્વચ્છ વા. ૩. યોગ્ય ખોરાક. ૪. સ્વચ્છતા.

કેટલીક બીજી બાબતોપર લક્ષ આપવાની જરૂર છે, પરંતુ એ ચાર મુખ્ય છે.

સુવ્યવસ્થિત આરોગ્ય વર્ધક સુધારાથી જે ફાયદા થાયછે તેનું દૃષ્ટાંત નીચે આપીએછીએ.

ઇંગ્લાંડમાં રોગ અને મરણનો ઘટાડો.—કેટલાંક સૈકાંપર ઇંગ્લાંડમાં અને યૂરોપના બીજા દેશોમાં ભયંકર મરકીઓ ચાલવાથી તેઓ વેરાન થઈ ગયા હતા. એ વેળા વચલા અને નીચલા વર્ગોના લોકોના રહેવાનાં ઘર નાનાં હતાં, અને ઓરડાઓ સોઇ વગરના હોય તેઓમાં પ્રકાશ અને હવાની છૂટી નહોતી. બહુધા શહેરો અને કસ્બાને ફરતા ઉંચા કોટ હતા; પાણી વહી જવાને મોરીઓ નહોતી; રસ્તામાં ફર્શબંદી કરેલી નહોતી અને દીવા સળગતા નહિ; લોકોને ઘણીવાર અસ્વચ્છ અને ઘણું કરીને થોડું

પાણી મળવું. ખાળકૂવા અને ખાળકૂંડીઓ પુષ્કળ હતાં તથા પ્રાણિજ અને ઉદ્‌ભિજ કચરાના ઢગલા ઠેરેઠેર નજરે પડતા. રોગીઓના ઉપયોગને માટે દવાખાનાં નહોતાં.

ચૌદમા સૈકામાં યૂરોપમાં ભયંકર મરકી ચાલી, તેણે કરીને લાખો માણસો મરી ગયાં, અને લોકોમાં ગભરાટ ઉત્પન્ન થયો. એને કાળો કેર કહેતા. જેઓ એના સપાટામાં આવ્યા તેઓમાંના થોડાજ સાજા થયા. એ રોગથી શરીરમાં ઘણો દાહ થતો. વેદના કરે એવાં ગૂમડાં ફૂટી નીકળતાં, લોહીના ગળફા પડતા, ફેફસાં સૂજી આવતાં, નસકોરી ફૂટતી; અને શરીરના કેટલાક ભાગપર, વિશેષે કરીને જીભ અને મોઢામાં કાળાં અથવા આસ્માની રંગનાં ચાઠાં પડતા એ એનાં વધારે દેખાઇ આવે એવાં ચિન્હો હતાં. એ મરકી લંડનમાં ઘણા જોશથી ચાલી હતી; અને કહેછે કે એ રોગથી પચાસ હજાર માણસો મરી ગયાં તેઓને એકજ મસાણમાં દાટયાં હતાં. એ રોગથી યૂરોપની વસ્તીનો ચોથો ભાગ અથવા શુમારે અઢી કરોડ માણસો મરણ પામ્યાં હતાં એવું સંભવે છે.

પંદરમા સૈકામાં સ્વેદિત મંદવાડ નામે અતિશય પ્રાણઘાતક મહામારીએ યૂરોપમાં અને વિશેષે કરીને ઇંગ્લાંડમાં સત્યાનાશ વાળ્યું. સખ્ત તાવ આવી લોકો બળ્યા બળ્યા થઈ જતા અને ભારે ધક્કો વાગ્યાની પેઠે એકદમ નિર્ગત થઈ જતા તથા આખે શરીરે પરસેવો થતો તેમાંથી દુર્ગંધ નીકળતી. શરીરમાં એટલો દાહ થતો કે દરદીથી સહન થઈ શકતો નહિ, પરંતુ ટાટક કરે એવું પાન કરવાથી તે નક્કી મરણ પામતો. ભાગ્યે સોમાં એક સાજો થતો. એ રોગથી ઘણાંક શહેરોમાં વસ્તીના ત્રીજા અથવા અડધા ભાગનોએ ઘાણ નીકળ્યો હતો.

સને ૧૬૬૫ માં લંડનમાં "મોટી મરકી" ચાલી તેણે જે નખ્ખોદ વાળ્યું તેનું વર્ણન ડિકન્સ નીચે પ્રમાણે આપે છે:—

"રોગવ્યાપ્ત શહેરમાંથી નાશી જવાનો પ્રયત્ન કરનારા લોકોથી લંડનની બહારની જેરના રસ્તા ખીચોખીચ ભરાઈ ગયા હતા* અને હરકોઈ પ્રકારના વાહનને માટે નાણાની મોટી રકમો આપતા, એ રોગ ઉતાવળે એટલો પ્રસરી ગયો કે જે મકાનોમાં દરદીઓ હતા તે મકાનોને બંધ કરી છતાં માણસો જોડે તેઓનો સંસર્ગ થતો અટકાવવામાં આવે પણ એ

## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવેછે કે હરજીવન વહાલજી, ડાંગરવા, તાલુકે વીરમગામ, જિલ્લે અમદાવાદનો અનટ્રેન્ડ મહેતાજી, નોકરી વરસ સાતની, પગાર રૂ૯) નો, એણે અઢી મહીના લાગી પોતાની નિશાળનું એક દફતર રાખ્યું નહિ, તથા રજા વિના એ હમેશ ગેરહાજર રહેતો તેથી એને કેળવણી ખાતામાંથી બરતર્ફ કરવામાં આવ્યો છે.

ઈ. જાઈલ્સ.
એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર,
ઉત્તર ભાગ.

---

## निशाळोनां इनाम पत्रक.

ડાઠા. થાણદાર સાહેબ. રૂ.૧૧lll–તળાજા કન્યા. વાળા ગરાશીઆ તથા મહાજન મળી. રૂ૭ll ડાઠા કન્યા. તાલુકદાર સાહેબ. રૂ૧ાૹ બોટાદ. ભાવનગરના મે. દરબાર સાહેબ રૂ૮) બોટાદ કન્યા. મે. ભાવનગરના દરબાર સાહેબ. રૂ૨ll ગઢડા. આ. હરજીવનદાસ લખમીદાસ રૂ૧ll ગારીઆધર. વૈદ્ય ગીરજાશંકર બાવા રૂ૧) ચોક. થાણદાર સાહેબ તથા તાલુકદાર તથા મેમ્બરો. રૂ૫ કાનપુર. ગોપાલાલ ગોવીંદલાલ રૂ૧lllૹ લાઠી કન્યા. અમરેલીના આ. ઇ. સાહેબ રૂ૧ા સોનગઢ. ગો. પ્રાં. ના. મે. આ. પો. એ. સાહેબ રૂ૨૭ll હેડમાસ્તર રૂ૧૦) રા. હરીશંકર રૂ૫) રા. દેવચંદ કસળા રૂ૩) ભવાન જીવરામ રૂ૨) મહુવા અંગ્રેજી. મહાજન રૂ૧ll ભાવનગર નં. ૧ દવે, હરીપ્રસાદ સંતોકરાય રૂ૬) કોળીઆ કન્યા. નામદાર દરબાર સાહેબ રૂ૬) કુંડલા. રા. લલુભાઈ શામળદાસ રૂ૧૯) મહાજન રૂ૬–૧૪–૦મહુવા નં. ૧લો. મહાજન રૂ૯) રાજુલા. મહાજન રૂ૫) મહુવા કન્યા. મહાજન રૂ૧૨–૧૦–૬ રાજુલા કન્યા. મે. દરબાર સાહેબ રૂ૭)—પાલડી. રા. વાલજી લક્ષ્મીરામ રૂ૩) દડવા, વાળજી લખમીરામ રૂ૩ll ખજુડ. વાલજી લક્ષ્મીરામ રૂ૩ll ભીમડાદ, રા. લક્ષ્મીરામ બોજા. રૂ૩–૧૦–૯ પાલીતાણા. મે. ઠાકોર સાહેબ રૂ૧૭ll ચોક. મે. તાલુકદાર સાહેબ. રૂ૩) પાલીતાણા-નાઈટ સ્કુલ. મે. દરબાર સાહેબ રૂ૧) પાલીતાણા કન્યા. મે. દરબાર

સાહેબ રૂ૨૯) ચમારડી. આ. તાલુકદારો રૂ૫) ભડલી. ખાચરરાવ દેવાઇન રૂ૧) સોનગઢ. આ. સ્ટે. મા. રૂ૧૦ ભાવ. નં. ૧ લો. મે. દરબાર સાહેબ રૂ૭૫) ભાવ. કન્યા. નં. બો. મે. ભાવ. ના દરબાર સાહેબ મોટાઈ કન્યાશાળા. મે. દરબારશ્રી રૂ૫) ખૂંટવડા. મુલાનથા વિગેરે રૂ૫ા) રાજુલા. મહુવાના દિવાની ન્યાયાધીશ સાહેબ રૂ૨) રાજુલા કન્યા. ભાવનગરના મેં. ના. દિ. સાહેબ રૂ૫) શીહોર. મે. આ. પો. એ. સા. રૂ૧૨ા તથા કસરત કરતારને રૂ૧૦) રા. વેણીશંકરભાઈ વિગેરે રૂ૨) રા. બાવાજી રામચંદ્ર રૂ૨) શીહોર બ્રાંચ. મે. આ. પો. એ. સા. રૂ૮ા શીહોર કન્યા. મે. આ. પો. સા. રૂ૧૬) ઉમરાળા. આ. વાલજી લખમીરામ રૂ૯) મહાજન રૂ૧) ઉમરાળા કન્યા. ભાવનગરના ના. દરબાર સાહેબ રૂ૫) સંસ્થાન વળાના આ. ન્યાયાધીશ સાહેબ રૂ૩) આંબા. મૂળજી જેઠા તથા રેબારી ભોજા. રૂ૧ા પાલીતાણા. મે. ઠાકોર સાહેબ રૂ૧૦) ચોક. મે. તાલુકદાર સાહેબ રૂ૬) પાલીતાણા કન્યા. મે. પાલીતાણાના દરબાર સાહેબ રૂ૨ વળા. વળાના નામદાર દરબાર સાહેબ રૂ૬૦) બોટાદ. રા. રા. લલુભાઈ શામળદાસ રૂ૧૦) મહાજન રૂ૨) ઉમરાળા, ભાવનગરના મે. દિવાન સાહેબ રૂ૨) ચોગઠ. પટેલ રણછોડ મેપા તથા રતના રાજા રૂ૨) ઉમરાળા કન્યા. ભાવનગરના મે. દીવાન સાહેબ રૂ૧) ભીમડાદ. ભીમડાદ મે. દરબારે સાહેબ રૂ૮ા મહેતાજીને રૂ૩ા પાલીતાણા. મે. સરદાર સંગાભાઈ રૂ૭ પાલીતાણા કન્યા. એજન રૂ૧) લાઠી. મે. આ. પો. એ. સાહેબ રૂ૧૯) સદર કન્યા. એજન રૂ૫-૧૧-૩ બાબરા. બાબરાના આજમ તાલુકદારો તરફથી રૂ૨૧) શિક્ષકોને રૂ૯) સુંદરજી ત્રીકમ રૂ૧) કરીઆણા. પોલીસ પટેલ રૂ૧) ભાવનગર નં. ૧ લો. ભાવનગરના નામદાર મહારાજા સાહેબ રૂ૯૮-૧૧-૦ વરતેજ. મહાજન રૂ૪) ભાવનગર વડવા કન્યા. નામદાર મહારાજા સાહેબ રૂ૪૩ાાં સુલતાનપુર. મહેતાજી રૂ૧ા દાઠા. મે. દાઠાના થાણદાર સાહેબ રૂ૨) ગજાભાઈની વાવડી. સ્કુલ કમિટિ રૂ૧) ગઢડા. મહાજન રૂ૨) મોતીબાઈ લવજી રૂ૧) હીરજી ત્રીકમજી રૂ૧) રા. ડોસાભાઈ રૂ૧)—ગારીઆધર. રામજી કેવળ રૂ૧ા ભડલી, કામદાર જેઠા શામળ. રૂ૨ ભાવનગર નં. ૨ જો. નામદાર દરબાર સાહેબ રૂ૫-૦-૬ કોળીપાક. કાળીદાસ સુંદરજી રૂ૧) છામીલ કરસન રૂ૧ા ભાવનગર

કન્યા. નામદાર મહારાજા સાહેબ રૂ૨૪૭-૧૦-૭ એજનતવડવા કન્યા. એજન રૂ૬૫) ભીમોરા પા. દયાળજી પુરશોતમ તથા ઠકર કેશવજી માવજી રૂ૧ છુટા, રા. દેવશંકર અજરામ તથા સ્કુલ કમિટિ રૂ૧૦-૦-૦ લાખેણા, શા. જવેર માવજી રૂ૧) ઉમરાળા. રા. જેઠાલાલ ભાઇચંદ રૂ૧ાાૢ પાલીતાણા, મે. ઠાકોર સાહેબ રૂ૧૧)—એજન કન્યા. એજન રૂ૨ા લાઠી, લાઠીના મે. ઠાકોર સાહેબ રૂ૧૭-૦-૩ શિક્ષકોને રૂ૧૦), સદર કન્યા, મે. ઠાકોર સાહેબ રૂ૭ાાૢ ના મહેતાજીને રૂ૧)

## બાળકેળવણી રીતિ અને નાડી જ્ઞાન ભાષાંતર.

ગુજરાતના સર્વે પ્રસિદ્ધ પત્રો અને વિદ્વાનોએ કબુલ કર્યું છે કે "બાળકેળવણી રીતિ" વાંચવાથી બાળકોને માબાપે કેવી રીતે ઉછેરવાં અને તેમને કેવી કેળવણી આપવી તેનું ઘણુંજ સારૂં જ્ઞાન મળેછે; દરેક મહેતાજીએ અને માબાપે અવસ્ય એક વખત આ પુસ્તકને વાંચવુંજ. નાડીજ્ઞાન, આ પુસ્તકના ઉપયોગીપણાની સાબીતિ એટલીજ કે છપાવતાં પહેલાંજ તેના ૩૦૦ ગ્રાહક ફક્ત ૯૬ દિવસમાં થયાં હતાં. આ ગ્રંથમાં શ્લોક ને ભાષાંતર છે ૬૪ વિષયોછે, આની પણ કીમત આઠ આના હતી તે પાંચ આના કરીછે. ફક્ત બે માસ સુધીજ અમે આપીશું. કારણ ઘણી પ્રત સિલકમાં નથી. પ્રથમથી પૂરેપૂરા પૈસા તે મોકલનારને વે. પે. થી બુકો મોકલીશું.

સરનામુંઃ— કૃષ્ણલાલ ગો. દેવાશ્રયી. ખેડા.

## જાહેર ખબર.

આ શાળાપત્રના મહુમ એડીટર રા. રા. નવલરામ લક્ષ્મીરામનું જીવન ચરિત્ર તેના એક મિત્રે લખી મોકલી વિનતિ કરીછે કે તેને પ્રગટ કરવું. એના કેટલી પ્રતો છપાવવી તેનો નિશ્ચય કરવાને આ પત્રના વાંચનારા તથા બીજાઓને વિનતિ કરવામાં આવેછે કે જેમની ઇચ્છા એ જીવન ચરિત્રનું પુસ્તક લેવાની હોય તેમણે નીચે સહી કરનારને પોતાનાં નામ ઠામ તથા કેટલી પ્રતો લેનીછે તે એપ્રીલની તા. ૩૦ મી સુધીમાં લખી જણાવવું. દર પ્રતની કીમત તથા ટપાલ ખરચ મળી પાંચ આના પડશે. તા. ૧૫-૩-૧૮૮૯

અમદાવાદ. મહીપતરામ રૂપરામ.
એડીટર. ગૂ. શા. પત્ર.

# કેળવણી ખાતાના વડાએ "દસ્કત કોપી" પસંદ કરી.

આખા મુંબાઈ ઈલાકાની નિશાળોમાં ચલાવવાનો
હુકમ કર્યો છે.

## આદરજી કાવસજી માસ્તરની.

ગુજરાતી તથા બાળબોધ કોપી બુકો.
( છ અંકમાં )

મોટા ખરચનો તથા ઘણા વખતનો તથા ઘણી મહેનતનો ભોગ આપી
બનાવવામાં આવેલી.

આજ સુધી નહિ છપેલી તથા વખાણવા જોગ.

જેની બારે સ્તુતિ.

કેળવણી ખાતાના સર્વે ઇન્સ્પેક્ટર સાહેબોએ તથા હોદેદારોએ
મુંબાઈ તથા ગુજરાતના સર્વે જાહેરપત્રોએ
દેશની કેળવણીમાં જાણીતા સર્વે ગ્રહસ્થોએ
એક અવાજે કરી છે.

જુઓ કોપીબુકોના પુંઠા ઉપર તેઓની સર્ટિફીકેટો.

અમારી પાસે હાલ એટલી સર્ટિફીકેટો એકઠી થઈ છે કે પુંઠા ઉપર
મુકવાની બીલકુલ જગો નથી.

આવી અને આટલી સર્ટિફીકેટો આજ સુધી કોઈબી કોપીબુકે મળવી
નથી અને આટલી સસ્તી કોપીબુકો આજ દીનસુધી નીકળી નથી.

"દસ્કતશિક્ષક" કોપીબુકો ઉપર નીચલી સરતે
ડીસ્કાઉંટ આપવામાં આવશે.

૧ રોકડે રૂપીએ મુંબાઈના ખરીદનારને સેંકડે ૨૦ ટકા ડીસ્કાઉન્ટ મળશે.

૨ રોકડે રૂપીએ દેશાવર ખાતે સેંકડે ૨૫ ટકા ડીસ્કાઉન્ટ મળશે.

૩ માલ મંગાવવાનો (પોસ્ટેજ સહિત) સર્વે ખરચ ખરીદદારને માથે.

૪ ૨૦૦ થી ઓછી નકલ માલિક પાસેથી મળશે નહિ.

૫ જે ધણી બહાર ગામથી પોતાના એજન્ટ મારફતે માલ મંગાવે તે ધણીએ હમારા ઉપર ડીરેક્ટ કાર્ડ લખી અમને ખબર કરવી. અને તે માલ બહાર ગામ જાયછે તે વિષે તેઓએ અમારી સંતોષકારક ખાતરી કરીઆપવી પડશે. ને ત્યાર પછીજ માલ આપવામાં આવશે. રોકડા રૂપીઆ ભરી માલ લઈ જવો તે એજન્ટનીજ ફરજ છે.

૬ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૭ જ્યાં રેલવે નહિ હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો.

૮. હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૯ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે બુકસેલરો તથા માસ્તરોને જ-ણાવવાનું કે "દસ્કત શિક્ષક" કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકે સેંકડે ૨ ટકા કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરીછે. પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. (જેઓની એ પ્રમાણે મરજી હોય તેઓએ નીચલે શરનામે લખવું.)

૧૦ વિનતિપૂર્વક સર્વે હેડમાસ્તરોને જણાવવામાં આવેછે કે "દસ્કત શિક્ષક" ના કોપીબુકો વાપરવાથી છોકરાઓના દસ્કતમાં આગલી તથા હાલની કાપીબુકો કરતાં સુધારો થાયછે કે નહિ તે વિષે પોતાનો અભિપ્રાય નામ સાથે લખી જણાવો કે જેથી પુરતી જોગવાઇએ તેનો પણ ઘટિત ઉપયોગ કરવામાં આવે.

૧૧ નાટપેડ કાગળો લીધામાં આવશે નહિ.

આદરજી કાવસજી માસ્તર.
દસ્તકશિક્ષક પ્રગટકર્ત્તા.
ધોબીતલાવ મુંબાઈ.

સહેલું સમજુંને ઉપયોગી☞ દેશીનામાની પદ્ધતી બીજી આવૃતિઃ— રચનાર પ્રેમચંદ કરમચંદ. હે. મા. ફિ. ટ્રે. કો. રાજકોટ. કીમત ૫ આના, પોસ્ટેજ ૭ પાઈ પણ ૫ નંગથી માફ. ૧૦થી ૧૦, ૧૫થી ૧૫, ૨૦થી ૨૦, ૨૫થી ૨૫, ટકા કમીશન. રાજકોટમાં કર્તા. ૯૦ મુંબાઈમાં લાઇબ્રેરીવાળા દામોદર છગનદાસ (કાલકાદેવીને રસ્તે રામવાડી પાસે) સુરત. બુકસેલર જીભોવન ગોપાળદાસ. (રે. બાગા તલાવ) પાસેથી મળશે.

## જાહેર. ખબર.

બાળલગ્નનો ચાલ અતિ હાનિકારક હોવાથી એક પરોપકારી સજ્જ-નની ઇચ્છા કોઈ યોગ્ય પુરૂષને પગારે આપી એ ચાલથી થતી ખરાબી વગેરેના એને લગતા વિષયોપર ભાષણ કરવાને રાખવાની છે, ભાષણ કરનારે આ દેશમાં ફરી ગુજરાતીમાં ભાષણ કરવાં. પગાર ઉપરાંત બીજો ખરચ નહિ આપવામાં આવે. એ જગા લેવાની જેમને ઉમેદ હોય તે-મણે નીચે સહી કરનારને તા. ૩૦ મી એપ્રિલ ૧૮૮૯ સુધીમાં મળવું અ-થવા કાગળ લખવો. કેટલા પગારથી રહેવાને રાજી છે તે તેણે જણાવવું અને પોતાની યોગ્યતા વિષે બની શકે એટલી ખાતરી કરી આપવી. તા. ૩૧ મી માર્ચ ૧૮૮૯ અમદાવાદ.

મહીપતરામ રૂપરામ નીલકંઠ.

જુઓ આ બેઆની શેની બનીછે? આમાં રૂપાનું બીજું શું છે! એ રૂપાનાણું કહેવાય છે. એ શું કહેવાયછે? રૂપાનાણાનાં નામ દો. તમે કાંઈ ઘરેણું રૂપાનું બનેલું જોયુંછે?

પુનરાવર્તનમાં શીખવેલું ટૂંકામાં પૂછી જવું.

પાઠ ૨ જો.

શિક્ષક—જુઓ આ રૂમાલમાં ત્રાંબાનાણું છે. એમાં શું છે? કેટલી પાઇઓનો એક પૈસો થાય તે જાણોછો? આ ટકાના કેટલા પૈસા? અને ટકાના પાઇઓ કેટલી? તો હવે ત્રણ પાઇઓનું એક નામ કહો. છ પાઇઓનું એક નામ કહો. બે પૈસાનું એક નામ કહો. વારુ, ચાર પૈસાનું એક નામ કોઇને આવડે છે? એક આનાના કેટલા પૈસા? આમાંથી એક આનો લઈ મને આપો. એક આનાના ટકા કેટલા? એક આનાની પાઇઓ કેટલી? બાર પાઇના કેટલા આના થાય? આમાંથી બાર પાઇઓ લે. એણે કેટલા આના લીધા? એક આનાની બાર પાઇઓ તો અર્ધા આનાની કેટલી પાઈ? પા આનાની કેટલી પાઇઓ? પોણા આનાની કેટલી પાઇઓ? આમાંથી નવ પાઇઓ ગણી કાઢો. એક આનાના ચાર પૈસા તો અર્ધા આનાના કેટલા પૈસા? પા આનો કેટલા પૈસાનો થાય? પોણો આનો કેટલા પૈસાનો થાય? આ આખો કાગળ છે. એનો અર્ધો ભાગ કરો. હવે પા ભાગ કરો. અર્ધા કાગળની જોડે બીજો અર્ધો મૂકીએ તો કેટલો કાગળ થાય? જોડે વારુ મૂકો તો? આ અર્ધા કાગળની જોડે મૂકીએ તો કેટલો કાગળ થાય? આ બીજો કાગળ છે તેના બરોબર ચાર ભાગ કરો. આ આનો છે તેના ચાર ભાગ કરો. એમાંના એક ભાગનું નામ શું? એક પૈસો. બીજું નામ? પા આનો, ઇત્યાદિ.

સૂચના—બાળવર્ગને શીખવવાના પાઠો લખવામાં આવેછે તે દરેક પાઠ એક વખતે પૂરો થાય કે ન પણ થાય. પા કલાકમાં જેટલું પાકું શીખવાય તેટલું શીખવવું અને બાકીનું બીજા દિવસોએ શીખવવું.

પાઠ ૩ જો.

ઓખા કપડામાં વર્ગની આગળ આઠ પૈસા, આઠ બેઆનીઓ, ચાર પાવલીઓ, બે અર્ધા, અને એક રૂપિઓ રાખી કોઈ નિશાળીઆને કહેવું આમાંથી એક આનો મને આપો. એક આનાના કેટલા પૈસા?

બે આનાના કેટલા પૈસા? તમારા હાથમાં આઠ પૈસા લો. આઠ પૈસાને ઠેકાણે રૂપાનાણું ચાલેછે તેનું નામ કહો. આમાંથી બેઆની લો. એ બેઆનીના કેટલા પૈસા થાય? તમારા હાથમાં બેઆની છે તેની જોડે ચાર પૈસા મૂકું તો કેટલા આના થાય? તમે આમાંથી બે બેઆનાઓ લો. કેટલા આના થયા? પાવલી હાથમાં લઈને આ શું છે? જવાબ—પાવલી. ઠીક, પાવલીના કેટલા આના? જ.—ચાર આના. તો બે બેઆનીઓ અને એક પાવલીમાં શો ફેર? આ પાવલીની જોડે ચાર પૈસા મૂકીએ તો કેટલા આના થાય? અને એક પાવલી અને એક બેઆની લઈએ તો કેટલા આના થાય? એ છ આનામાં ચાર પૈસા ઉમેરીએ તો કેટલા આના થાય? અને સાત આનામાં એક આનો ઉમેરીએ તો કેટલા આના થાય? અર્ધો રૂપિઓ હાથમાં લઈ પૂછવું આ કેટલા આના છે? બે પાવલી લઈ પૂછવું આ કેટલા આના છે? ચાર બેઆનીઓ લઈ પૂછવું આ કેટલા આના છે? ઇત્યાદિ પાકું કરાવવું.

પાઠ ૪ થો.

પૈસા, બેઆનીઓ, પાવલીઓ, બે અર્ધા અને રૂપિઓ વર્ગની આગળ રાખી, હાથમાં અર્ધો લઈ તેનું નામ પૂછવું. એને અર્ધો શામાટે કહેછે તે જાણોછો? જુઓ આ એક રૂપિઓ છે. એના અર્ધા કેટલા? બે અર્ધા રૂપિઆનો એક રૂપિઓ. મેં શું કહ્યું? તો હવે એનું નામ અર્ધો રૂપિઓ શાથી છે? જ.—એક રૂપિઆનો અર્ધો ભાગ છે. પાવલી લઈ, એનું નામ પાવલી શાથી પડ્યું હશે તે જાણોછો? અર્ધા રૂપિઆની કેટલી પાવલી થાય? એક રૂપિઆની કેટલી પાવલી થાય? ચાર પાવલી કોની બરોબર છે? એક પાવલી એક રૂપિઆનો ચોથો ભાગ છે. મેં શું કહ્યું? ચોથા ભાગનું બીજું નામ જાણો છો? પા.ભાગ. ઠીક, પા ભાગ ઉપરથી એનું નામ પાવલી પડ્યું. બે પા ભાગ લઈએ તો શું થાય? જ.—અર્ધો. આ અર્ધાની જોડે એક આનો લઈએ તો કેટલા આના થાય? એક અર્ધો રૂપિઓ અને એક બેઆની લઈએ તો કેટલા આના થાય? એ દશ આનામાં આ એક આનો ઉમેર્યો તો શું થયું? અગીઆર આનામાં એક આનો ઉમેર્યો તો શું થયું? આ ત્રણ પાવલીઓના કેટલા આના થાય? પોણો રૂપિઓ કરવો હોય તો કેટલી પાવલીઓ લેવી? કેટલી બેઆનીઓ લેવી? એક અર્ધો ને એક પાવલીના કેટલા આના?

એક અર્ધા અને બે ચાવ્માનીઓના કેટલા આના? તેની ઉપર બાર પાઈ સંઘએ તો કેટલા આના થાય? સોળ આના કેમ થાય? પંદર આના કેમ થાય? એક રૂપિઆના આના કેટલા? ઇત્યાદિ.

---

## ખનિજ કોયલા વિષે પાઠ, ભાગ ૧ લો.

છઠ્ઠા ધોરણના વર્ગને. (આ પાઠ શીખવવામાં મહેતાજીએ કુદરત ભૂસ્તરવિદ્યા નામે ચોપડી છે તેની મદદ લેવી.)

સંક્ષેપ નોંધ. ખનિજ કોયલા. ઉત્પત્તિ.

આરંભ પ્રશ્નો.—ખનિજ કોયલો વર્ગને દેખાડીને પૂછવું કે આ શું છે? એ ક્યાંથી અને શી રીતે મળે છે તે કોઈ જાણોછો? એની ઉત્પત્તિ વિષે શું જાણોછો તે કહો.

ખાણમાંથી નીકળેછે.

પાઠ.—(આરંભ પ્રશ્નોથી નિશાળીઆનું જ્ઞાન એ વિષે જેટલું જણાય તેથી આગળ ચાલવું) આપણા ઘરમાં કોલસા હોયછે. તેઓ લાકડાં બાળવાથી પડે છે અને આ ખાણમાંથી નીકળે છે. મેં શું કહ્યું? ખાણ કોને કહેછે? એ કોયલાને ખાણમાં કોણે ભર્યા હશે? આ વિષય બહુ મનોરંજક અને ઉપયોગી છે. આ વિષય કેવો છે? કેમ વારૂ? કરોડો ખાંડી કોયલાને ખાણમાં કોણે ભર્યા એ જાણવું મનોરંજક છે, અને તેઓ બહુ કામના છે, તેઓવડે કરોડો રૂપિઆનો ધંધો ચાલેછે એ જાણવું ઉપયોગી છે. એને ઇંગ્રેજીમાં કોલ્સ કહેછે.

કોલસા.

શું કહેછે? કેઈ ભાષામાં? અને તે ઉપરથી આ દેશમાં ઘણા માણસો એને કોલસા કહેછે. કોલસા કહેવાનું શું કારણ?

એ કોલસા જમીનની અંદર શી રીતે ઉત્પન્ન થયા તે કહ્યાની અગાઉ તેઓ શો પદાર્થ છે તે જાણવું જોઇએ. શું જાણવું જોઇએ? ખાણમાંથી કેઈ વસ્તુઓ નીકળેછે તે તમે જાણોછો માટે થોડીકનાં નામ દો. જવાબ—સોનું, રૂપું, લોઢું, ત્રાંબું વગેરે ધાતુઓ. ઠીક. એ ઉપરાંત પત્થરા, ગેરૂ, ગંધક, આક, હીરાદિક

બીજી કણીક બીજે ખાણોમાંથી કાઢવામાં આવેછે. મેં શું કહ્યું ! એ વસ્તુઓ નિરિંદ્રિય છે. એ વસ્તુઓ કેવી છે ? નિરિંદ્રિયનો અર્થ કહો. જોડણી કરો. ખનિજ

સેંદ્રિય છે. કોયલા સેંદ્રિય છે. ખનિજ કોયલાને ધાતુમાં કયો મોટો ફેર મેં કહ્યો ? સેંદ્રિય શબ્દમાં કેટલા ભાગ છે ? કયા કયા ? એ કોયલા ઝાડોના લાકડાના બનેલા છે. શાના બનેલા છે ? તો હવે પ્રશ્ન એ ઊઠેછે કે જમીનની ઉંડાણમાં વૃક્ષો કેમ ઊગી શકે ? શો પ્રશ્ન ઊઠેછે ? એ પ્રશ્ન-

પૃથ્વીનોઇતિહાસ. નો ઉત્તર સમજવાને પૃથ્વીનો ઇતિહાસ જાણવો જોઇએ. શું જાણવું જોઇએ ? શામાટે ? જેમ માણસનો ઇતિહાસ છે તેમ પૃથ્વીનો ઇતિહાસ છે. માણસ જન્મે છે તે વખતે તેને દાંત નથી હોતા, તેનાથી બોલી શકાતું નથી ઇત્યાદિ જેમ વરસ જાયછે તેમ તેમની અવસ્થામાં ફેરફાર થાયછે. મેં શું કહ્યું ? હવે પૃ-

પૃથ્વી પ્રથમ તપેલા રસનો ગોળો હતી. થ્વીનો ઇતિહાસ સાંભળો. પૃથ્વી આરંભમાં અગ્નિથી તપેલા રસનો ગોળો હતી. એવા રસની હાલતમાં હતી, તેવારે એના ઉપર સમુદ્ર, વનસ્પતિ કે જનાવરો નહોતાં. શું ન હતું ? ક્યારે ? ન હોતાં તેનું કારણ કહો. અતિ તપેલી હોવાથી તે ઉપર પાણી, વનસ્પતિ કે પ્રાણી રહી શકે નહિ. પછી લાખો વર્ષો જતાં પૃથ્વીનો ઉપલો ભાગ ટાઢો પડયો. પછી શું થયું ? ક્યારે ? જેમ એ ભાગ ટાઢો પડતો ગયો તેમ તેની કાણ પોપડો બંધાતો ગ-

પૃથ્વીનો પોપડો વીસેક મૈલનો જાડોછે. યો. શું થયું ? હાલ એ પોપડાની સરાસરી જાડાઈ વીસેક મૈલની છે. એ પોપડાની જાડાઈ હાલ કેટલી છે ? સરાસરી કહેવાનું શું કારણ ? એ પોપડાની નીચે

પોપડાની નીચે હજી રસ છે. હજી પીગળેલો રસ છે. એ પોપડાની નીચે હજી શું છે ?

માણસો એ પોપડા ઉપર વસેછે. એ પોપડાની ઉપર માણસો વસેછે. માણસો શા ઉપર વસેછે ? પણ પ્રથમ એ ઉપર વસ્તી નહતી. શું નહતું ? ક્યાં વસ્તી નહતી ? પહેલ વહેલાં તો સાગરો થયા.

પ્રથમ સાગરો થયા. પછી જંતુઓ. સાગરો ક્યારે થયા ? પછી સાગરોમાં વસનારાં જંતુઓ

થયાં.

પછી માછલાં વગેરે જળચર જનાવરો.

પછી કોરીજમીન ઉપર પ્રથમ વનસ્પતિ ઊગી.

પૃથ્વીના પૃષ્ઠ ઉપર ફેરફાર.

થયાં. પછી માછલાં વગેરે જળચર જનાવરો થયાં, એ વખતે કોરી જમીન ઉપર વસનારાં જનાવરો ન હતાં. કોણ ન હતાં? ત્યારે? કોરી જમીન ઉપર પ્રથમ વનસ્પતિ ઊગી. કોરી જમીન ઉપર પ્રથમ શું ઊગ્યું? તે કાળે જે કોરી ધરતી હતી તે બધી વૃક્ષોથી ઢંકાઈ ગઈ. શું થયું? ત્યારે તે કાળે કહેવાનું કારણ જાણોછો? વખતે કોઈ ઠેકાણે સમુદ્રનું તળીયું ઊંચું આવી કોરી જમીન બનેછે. મેં શું કહ્યું? અને કોરી જમીન, જંગલો અને પર્વતો નીચે બેશી તે ઉપર સાગર ફરી વળેછે. શાપર સાગરનાં પાણી ફરી વળેછે? વળી જંગલો વરસાદના પાણીની માટીથી પણ દટાઈ જાયછે. બીજા શાથી દટાઈ જાયછે? એમ લાખો વરસોમાં ધરતીના પૃષ્ઠ ઉપર ફેરફાર થયાછે, મેં શું કહ્યું? એમ

જંગલોનું દટાઈ જવું.

દટાઈ ગયલાં ઝાડોનાં લાકડાંના એ કોયલા છે.

મોટાં મોટાં ગાઢાં વનો દટાઈ ગયાં. શું થયું છે? વન, એટલે શું? દટાઈ ગયલાં ઝાડોનાં લાકડાંમાં કેટલોક ફેરફાર થઈ જવાથી ખનિજ કોયલા બન્યાછે. ખનિજ કોયલા શાથી બન્યા છે? એ કોયલાની ખાણોમાં તથા એ કોયલાની તપાસ કરવાથી એ જણાયું છે, શું જણાયું છે? શાથી જણાયું છે? બધા દેશોની જમીનમાંથી એ કોયલા કેમ નથી નીકળતા?

પુનરાવર્તન.—આજે તમે શા વિષે શીખ્યા? એને ખનિજ કોયલા શામાટે કહેછે? એને કોલસા કહેવાનું કારણ શું? આપણા ઘરમાં કોયલા હોયછે તે અને આ કોયલા એકજ છે કે? બીજી ખનિજ વસ્તુઓનાં નામ દો, તેઓમાં અને ખનિજ કોયલામાં શો ભેદ છે? નિરિંદ્રિય અને સેંદ્રિયનો ભેદ સમજાવો. પૃથ્વીનો ઇતિહાસ એટલે શું? પૃથ્વી આરંભમાં કેવી હતી? પૃથ્વીનો-પોપડો કોને કહેછે? એ પોપડાની સરાસરી જાડાઈ કેટલી છે? સરાસરી કહેવાનું કારણ? એ પોપડાની તળે શું છે? એ પોપડાના ઉપલા પૃષ્ઠ ઉપર

વાસ કોણ વસેછે? ખોપડો બંધાયા પછી પ્રથમ શું થ-
યું? ત્યાર પછી શું થયું? કોરી જમીન ઉપર પહેલાં
પ્રાણી થયાં કે વનસ્પતિ ઊગી? એ ઝાડોનું શું થયું?
બધા દેશોમાં કોયલા કેમ નથી?

—⊰⊱—

# सुनीति. पाठ आठमो.

બીજા, ત્રીજા અને ચોથા ધોરણના વર્ગને માટે પૂર્ણબોધ.

સંક્ષેપ નોધ. આરંભ પ્રશ્ન—માબાપ અને મહેતાજીના કહ્યા પ્ર-
માણે કરવાનું એક કારણ તમને શીખવ્યું તે તમને
સાંભરતું હશે. બીજાં બે કારણો છે તે કોઈ જાણોછો?

માબાપ અને મહેતાજીના કહ્યા પ્રમાણે કરવાનાં કારણો.

ઉછેરેછે.

ભણાવે છે.

પાળેછે.

લૂગડાં પ્હેરાવેછે.

જમાડે છે.

ઘરમાં રાખે છે.

ઉપકાર કરેછે,એ

બીજું કારણ.

પાઠ—માબાપ છોકરાંને ઉછેરેછે. અને મહેતાજી
ભણાવે છે. માબાપ શું કરેછે? મહેતાજી શું કરેછે?
ઉછેરવું એટલે શું કરવું? તમે લૂગડાં પહેર્યાં છે તે
કોણે કરાવ્યાં છે? તમારે માથે ટોપી છે તે કોણે લીધી?
વારુ બીજું તમે શું પહેર્યું છે તે કહો. લૂગડાં ન પ-
હેરીએ તો શું થાય તે કોઈ જાણોછો? જાણતા હો તે
આંગળી ઉંચી કરો. વળી તમને ભૂખ લાગેછે ત્યારે
કોણ જમાડે છે? જમ્યા વિના કેમ ન ચાલે? ને તમે
કોના ઘરમાં રહોછો? ઘરમાં ન રાખે તો તમને શું થાય?
એમ તમને પાળી પોષીને ઉછેરે છે. શું કરે છે?
શાથી પોષેછે? શાથી પાળેછે? એમ તમારૂં સારૂં ક-
રેછે. શું કરેછે? કોઇનું સારૂ કરવું તેને ઉપકાર કર-
વો કહેછે. ઉપકાર કરવો એટલે શું કરવું? તમારા ઉ-
પર ઉપકાર કોણ કરેછે? એ ઉપકારને બદલે તમારે શું
કરવું? માબાપની ચાકરી કરવી. બીજું શું કરવું? તે-
મની આજ્ઞા પાળવી. વળી તેઓ તમને નિશાળે ભણવા
મોકલેછે, ને તેથી તમારૂં ભલું કરેછે. તો જુઓ મા-
બાપનો કેટલો બધો આભાર તમારા ઉપર છે! મા-
બાપના કહ્યા પ્રમાણે કરવાનું આ બીજું કારણ છે.

કયું બીજું કારણ છે? જે છોકરાં માબાપની સાર્મું બોલે તે કેવાં કહેવાય? નઠારાં. સારાં છોકરાં કોને કહેવાં?

મહેતાજી તમને ભણાવે છે. કોણ ભણાવેછે? વળી તમને સારી શીખામણ દેછે. મહેતાજી બીજું શું કરેછે? એ તેમનો ઉપકાર છે માટે તેમની આજ્ઞા પાળવી. કોની આજ્ઞા પાળવી? શામાટે? ઇત્યાદિ.

ત્રીજું કારણ પરમેશ્વરનો નિયમ છે કે છોકરાંએ માબાપ અને મહેતાજીની આજ્ઞા પાળવી. ન પાળવાથી પાપ લાગે.

હવે ત્રીજું કારણ કહુંછું તે સાંભળો. તમારામાંથી કોઈ જાણતું હો તો કહો, નહિતો હું કહુંછું. પરમેશ્વરનો નિયમ છે કે છોકરાંએ માબાપ અને મહેતાજીની આજ્ઞા પાળવી. કોનો નિયમ છે? શો નિયમ છે? શી રીતે આજ્ઞા પાળવી? ન પાળવાથી પાપ લાગે. શું લાગે? શાથી લાગે? પાપ એટલે નઠારૂં કામ. પાપ એટલે શું? નઠારા કામનો એક દાખલો આપો. પાપ કરનારને પરમેશ્વર સજા કરેછે. કોને?

સૂચના—શિક્ષક આ પાઠ શીખવવામાં જ્યાં ઘટે ત્યાં વિસ્તાર કરવો. માત્ર એમાં છે તેજ સવાલ પૂછવા એમ સમજવું. દ્વિ. પુનરાવર્તનમાં તો ટૂંકામાં સાર પૂછવો.

## પાઠ ૯ મો. સ્વચ્છતા. ૪ થા, ૫ મા અને ૬ ઠા ધોરણોના વર્ગોને.

આરંભ પ્રશ્નો.—પોતાનું આખું અંગ સ્વચ્છ રાખવું જોઇએ એ તમે જાણ્યું. હવે પહેરવાનાં લૂગડાં સ્વચ્છ રાખવાનાં કારણ જાણવાં જોઇએ. શું જાણવું જોઇએ? એ કારણો જેને આવડતાં હોય તેઓ આંગળી ઊંચી કરો.

લૂગડાંનો મેલ ચામડીને વળગેછે. ચામડીના અંદરનો મેલ તથા બહારની ધૂળ લૂગડાંને મેલાં કરેછે.

પાઠ—૧ લું કારણ-લૂગડાંનો મેલ ચામડીને વળગે છે. મેં શું કહ્યું? કેવાં લૂગડાંનો મેલ ચામડીને વળગેછે? તે મેલ ક્યાંથી આવેછે? પરસેવાની જેડે ચામડીની અંદરની બાજુએથી નીકળેછે તે તથા બહાર ધૂળ ઉડીને લાગેછે. લૂગડાં મેલાં શાથી થાયછે? લૂગડાં મેલાં પહેરવાથી નાહી શરીર ચોખ્ખું કરવાનું ફળ રદ જાયછે. શાનું ફળ રદ જાયછે? કેમ વારૂ? અને

તેનું પરિણામ શું થાય તે તમે કહી શકશો? અનેક પ્રકારના ચામડીના રોગ થાયછે. શું થાયછે? ચામડીના કોઈ રોગનું નામ કહો.

*ચામડીના રોગ થાયછે.*

રાત્રે સૂવાની પથારી તથા ઓઢવાનું પણ સ્વચ્છ જોઇએ. શું સ્વચ્છ જોઇએ? તેઓ સ્વચ્છ ન હોય તો શું થાય? ચામડીના રોગ ઉપરાંત બીજું શું થાય છે તે જાણોછો? મેલાં લૂગડાંમાં જૂઓ થાયછે. શેમાં જૂઓ થાય છે?

*પથારી તથા ઓઢવાનું સ્વચ્છ જોઇએ. જૂઓ થાયછે.*

મેલ અને પરસેવાથી લૂગડાં ગંધાયછે. શાથી ગંધાયછે? શું ગંધાય છે? વળી તંદુરસ્તી ઘટેછે. રોગથાયછે.

*લૂગડાં ગંધાયછે.*

પહેરવાનાં અને ઓઢવા પાથરવાનાં મેલાં લૂગડાં એ અસુધરેલપણાનું એક મોટું ચિન્હ છે. મેં શું કહ્યું? અસુધરેલપણાનું એક મોટું ચિન્હ કયું છે? શરીર અને લૂગડાંની સ્વચ્છતાથી આરોગ્યતા વધેછે. છે.

*મેલાં લૂગડાં એ અસુધરેલપણાનું ચિન્હ છે. આરોગ્યતાવધેછે.*

કેટલાક માણસો લોકને દેખાડવાનાં ઉપરનાં સ્વાહી, ઊજળાં પહેરેછે, અને અંદર ચામડીની પ શકે છે,— તેમનાં લૂગડાં મેલાં હોય છે. મેં શું કહ્યું? ।। મૂળીઆં- શાથી ખોટું છે?

લૂગડાં શી રીતે સ્વચ્છ રાખવાં તેનો પ્રું માં વાયુરૂપે કરી શકેછે? એક રીત કાંઇક ખર્ચ થાય છે. ત્યાંથી બીજી રીતે મફત રાખી શકાય છે તે બે રીતો પાંદડાં ધોબી કને ધોવડાવવામાં કાંઇક ખર્ચ થાયછે. કેમ વારૂ? પાં હાથે ધોવામાં ભાગ્યે કાંઇ ખર્ચ થાયછે. ભાગ્યે શામાટે કહ્યું? કોઈવાર સાબુનો ખપ પડેછે તે વેચાતો લાવવો પડે. ચીકાશ કાઢવાને સાબુ જોઇએ. તો પૈસાદાર અને ગરીબ બેહુ ચોખાં વસ્ત્ર પહેરી શકે. આળસુ અને ફુવડ સ્ત્રીઓ અને પુરૂષોનાં લૂગડાં મેલાં હોય છે મેલાં અને ફાટાં લૂગડાં પહેરનારી સ્ત્રીઓને આળસુ અને ફુવડ જાણવી. તેમને લૂગડે પુષ્કળ મેલ, ગંધાતે માથાવરી તથા તેલ ટીપેલા ... ... ...

*લૂગડાં ખર્ચ વિના સ્વચ્છ રાખી શકાય.*

*મેલાં અને ફાટાં લૂગડાં પહેરનારાં સ્ત્રીપુરૂષોને આળસુ અને ફુવડ જાણવાં.*

ધોતાં અને સાંધતાં શીખવું એમાં સુઘડતા છે.

કરાંનાં અને બાયડાનાં લૂગડાં ધોવાનું ને સાંધવાનું તમને ભાન નથી. છોકરા અને છોકરી બંનેએ લૂગડાં ધોતાં અને સાંધતાં શીખવું જોઇએ. છોકરીઓએ તો જરૂર શીખવું. બેહુએ એ વિષે સદા લક્ષ રાખવું. એમ કરનારા (ગરીબ અને ધનવંત) માનવંતા છે, અને નહિ કરનાર નિર્લજ્જ છે, ધિક્કારને પાત્ર છે. સુઘડતામાં માન છે. સ્વચ્છ અને સાજાં લૂગડાં પહેરવા, ઓઢવા અને પાથરવામાં સુઘડતા છે. (ઇત્યાદિ યોગ્ય વિસ્તારથી આ પાઠ મહેતાજી અને મહેતીજીએ શીખવવો. ઉદાહરણ આપવાં.)



## વનસ્પતિ શાસ્ત્ર. પાઠ ૨ જો.

### પાંચમા અને છઠ્ઠા ધોરણના વર્ગોને.

નોંધ. પૂર્ણ નોંધ. વનસ્પતિની આવરદા વિષે જાણતા હોય તેઓ હાથ ઊંચા કરે.

પાઠ ૯ ની ... કેટલીક જાતની માત્ર એક દિવસ જીવેછે. મેં શું કહ્યું!
ા. એવી એક જાતનું નામ મશરૂ છે. શું નામ છે!
ુ. શેનું? એને આપણે દિનાયુ કહીએ તો ચાલે. દિનાયુ કોને કહીએ? કેટલીક માત્ર એક વરસ કે એક મોસમ જીવેછે. ઉદાહરણ, ઘઉં. એ શેનું ઉદાહરણ છે? તમારા જાણવામાં બીજાં ઉદાહરણો હોય તો કહો.

(૨) વર્ષાયુ. એવાનું નામ આપણે વર્ષાયુ પાડીએ. એવાનું શું નામ પાડીએ? શામાટે? કેટલીક બીજે વર્ષે મરી જાયછે. મેં શું કહ્યું? એનું એક ઉદાહરણ મૂળા છે, બીજું

(૩) દ્વિવર્ષાયુ. કોબી. એમ બે વર્ષો જીવનારાને દ્વિવર્ષાયુ કહેછે. ઘણાં વર્ષો જીવે એવા છોડ અને ઝાડો પુષ્કળ છે. ઉદાહરણ ગુલાબ, કરેણ, આંબા, લીમડા, વડ ઇત્યાદિ. એવાને

(૪) બહુવર્ષાયુ. બહુ વર્ષાયુ કહી શકાય.

૨ સર્વ દેશોમાં સરખી ઊગતી નથી. વનસ્પતિ પૃથ્વીના બધા ભાગોપર ઊગે છે, પરંતુ સઘળે ઠેકાણે સરખી હોતી નથી. જે જે આપણા દેશમાં ઊગેછે તે બધી પૃથ્વીના સર્વ દેશોમાં ઊગતી નથી. તેમજ બીજા દેશોની તમામ વનસ્પતિ આપણા દેશમાં ઊગતી નથી. આંબા, નાળિએરી એ ઈંગ્લાંડમાં ઊગતાં નથી. હિમાલય પર્વતપર અને કાશ્મીર દેશમાં, નેપાલ, ભુતાન અને ટીબેટમાં જે જે ઊગેછે તે તે બધી ગૂજરાતમાં નથી ઊગતી. દેશના ઉષ્ણતામાન, ભેજ, જમીન વગેરેના ભેદો પ્રમાણે જાત અને કદમાંફેર હોયછે.

૩ વનસ્પતિના આકાર. વનસ્પતિના જુદા જુદા આકાર તો તમે પણ કહી શકશો. ઝાડ, છોડ, વેલા, ઘાસ, શેવાળ એઓના રૂપમાં ભેદ જોતાંવારને સમજાય છે. કેટલીકનાં આકાર એટલા નાના છે કે સૂક્ષ્મદર્શક યંત્રથી માત્ર સ્પષ્ટ જણાઈ શકે—લીલ અને ફુગ એ પ્રકારની છે.

૪ વનસ્પતિનો ખોરાક. (૧) પ્રવાહી રૂપમાં. (૨) વાયુ રૂપમાં. વનસ્પતિ પોતાનો ખોરાક બે રૂપમાં લેછે—૧ પ્રવાહી, ૨ વાયુ; એ બે રૂપોમાં હોય છે તો લઈ શકે છે.—ઘનરૂપમાં તેનાથી લેવાઈ શકાતો નથી. તેનાં મૂળીઆંમાં ઝીણાં છિદ્રો હોયછે તેઓવડે જમીનમાં વાયુરૂપે અને પ્રવાહી રૂપે રહેલો ખોરાક તે શોષી લેછે. ત્યાંથી એ ખોરાક થડમાં થઈ પાંદડાં સુધી ચડેછે. પાંદડાં હવામાંથી કાર્બોનિકઆસિદ ગ્યાસનો શ્વાસ લેછે, પાંદડાંમાં એમ ખોરાક અને કાર્બોનિકઆસિદગ્યાસ ભેગા થાયછે, અને સૂરજના પ્રકાશથી તેઓનો સંયોગ થઈ

સ્ટાર્ચ. સ્ટાર્ચ નામે નવો પદાર્થ બનેછે, પછી એ સ્ટાર્ચ બધા ભાગોમાં પ્રસરી સર્વને પોષણ પૂરૂં પાડેછે અને એમ ખોરાક મળવાથી તેઓ વધેછે. વનસ્પતિમાં પાણી વધારે હોયછે તે પાંદડાંનાં છિદ્રોવાટે વરાળરૂપે ઊડી જાયછે. વળી મૂળીઆં જમીનમાંથી પ્રવાહી રૂપમાં

આલ્બ્યુમિનેડ. નૈત્રોજન લેછે, તેનો એ સ્ટાર્ચ જોડે સંયોગ થવાથી

આલ્બ્યુમિનેડ નામે પદાર્થ બનેછે તે પણ વનસ્પતિને વૃદ્ધિ પમાડે છે.

પુનરાવર્તન—સંક્ષેપનોધમાં લખેલા શબ્દો કાળાપાટીઆ ઉપર લખ્યા હોય તેઓને ભૂશી નાંખી પરીક્ષા કરવી.



## બ્રિટિશ રાજ્યબંધારણ.

અમદાવાદની અને રાજકોટની ટ્રેનિંગ કોલેજોમાં ઇંગ્લાંડનો ઇતિહાસ શીખવવામાં આવેછે તેથી એ બંને કોલેજોમાં ભણનારા વિદ્યાર્થીઓને ત્યાંના રાજ્યબંધારણનું જ્ઞાન ઉપયોગી થઈ પડશે એમ જાણી તેની હકીકત ટૂંકામાં હેઠળ આપી છે. એ જ્ઞાન બીજા લોકોને પણ લાભકારી થઈ પડશે એવી આશા છેઃ—

ઇંગ્લાંડના ભૂપતિને અને પાર્લમેન્ટની બે સભાને—ઉમરાવોની સભાને અને આમની એટલે લોકોના પ્રતિનિધિઓની સભાને—બ્રિટિશ અધિરાજ્યપર હકૂમત ચલાવવાની સત્તા છે. એમ ત્યાંની રાજ્યવ્યવસ્થા મિશ્ર છે,—એકલા રાજાને, અથવા એકલા ઉમરાવોને, અથવા એકલી પ્રજાને હાથ તમામ અધિકાર નથી, પરંતુ એ ત્રણેનું મિશ્રણ છે. આ સંયુક્ત લક્ષણમાં રાજ્યવ્યવસ્થાનું મુખ્ય બળ રહેલું છે. એ રાજ્યવ્યવસ્થામાં દરેક વર્ગના પ્રતિનિધિઓ છે અને દેશના તમામ લોકોનું હિત પ્રદર્શિત થાયછે. જમીદાર અમીરોની સત્તાનું ઉમરાવોની સભામાં ઘટિત વજન છે. મોટા મધ્યમવર્ગના અને દ્રવ્ય ઉત્પન્ન કરવામાં તેઓને સહાય કરનારા ઉદ્યમી વર્ગના લોકોની સત્તા આમની સભામાં સર્વોપરિ છે. વંશપરંપરાની પ્રાચીન એકરાજસત્તા ભૂપતિમાં જળવાઈ રહી છે. એ ભૂપતિ રાજ્ય રૂપી મંદિરનું શિખર છે.

કાયદા કરવા અને રાજ્યકાર્યને અર્થે જોઇતાં નાણાંની મંજૂરી આપવી એ પાર્લમેન્ટની બંને સભાનું મુખ્ય કામ છે. કાયદા અમલમાં લાવવાનો અધિકાર એકલા ભૂપતિનો છે એવો નિયમ છે, પરંતુ વહીવટમાં ભૂપતિને નામે મંત્રીમંડળ તેનો અમલ કરેછે. એ મંત્રીમંડળને પાર્લમેન્ટની બંને સભામાંથી પસંદ કરવામાં આવેછે. એમ એ પ્રધાનટોળી રાજ્યનો કારભાર ચલાવવાને પાર્લમેન્ટને જવાબદાર છે, અને તેમનાપરથી પાર્લમેન્ટનો

વિશ્વાસ ઊઠી જાયછે તેવારે ભૂપતિએ બીજું મંત્રીમંડળ પસંદ કરવું જોઈએ. એ રીતે પાર્લમેન્ટ વસ્તુતઃ સર્વોપરિ છે.

રાજ્યગાદી વંશપરંપરા છે, અને તેપર રાજા કે રાણી બેસી શકે. એ રાજા કે રાણી ઈંગ્લાંડના ધર્મસમાજના પ્રોટેસ્ટંટ માર્ગનાં હોવાં જોઇએ. એ રાજ્યકર્તાને વિગ્રહ કે સંધિ કરવાની, દોષવાન ઠરેલા અપરાધીને માફી આપવાની, પાર્લમેન્ટને બોલાવવાની, મુલતવી રાખવાની, અથવા વિસર્જન કરવાની, શિક્કા પાડવાની, અને મોટાં પદ કે ઇલકાબ આપવાની સત્તા છે. પ્રત્યેક નવા કાયદાને ગાદીપતિની મંજૂરીની પણ જરૂર છે. પરંતુ ઉપર કહ્યું તેમ તે વખતે જે પ્રધાનમંડળને હાથ કારભાર હોય તે પ્રધાનમંડળની સલાહથી હમણા ભૂપતિ એ અધિકારોનો અમલ કરેછે અથવા ભૂપતિને નામે પ્રધાનમંડળ અમલ કરેછે.

ઉમરાવોની સભા અથવા પાર્લમેન્ટની વરિષ્ઠ કે ઉપલી સભા (અપર હૌસ) માં ધર્માધ્યક્ષો અને ઉમરાવો નીચે પ્રમાણે છેઃ—

પર્માધ્યક્ષો.

| | |
|---|---|
| ઈંગ્લાંડના મુખ્ય આચાર્યો (આર્ચ-બિશપો) | ૨ |
| ઈંગ્લાંડના આચાર્યો (બિશપો) | ૨૪ |
| | ૨૬ |

ઉમરાવો.

| | |
|---|---|
| ઈંગ્લાંડના વંશપરંપરા અમીરો | ૨૮૭ |
| સ્કાટ્લાંડના વંશપરંપરા અમીરો, જેઓ ઈંગ્લાંડના અથવા બ્રિટિશ અમીરો પણ છે | ૪૩ |
| આયર્લાંડના વંશપરંપરા અમીરો, જેઓ ઈંગ્લાંડના અથવા બ્રિટિશ અમીરો પણ છે | ૭૮ |
| સ્કાટ્લાંડના પ્રતિનિધિ અમીરો, દરેક પાર્લમેન્ટને માટે નીમાયલા | ૧૬ |
| આયર્લાંડના પ્રતિનિધિ અમીરો, જીવન પર્યંત નીમાયલા | ૨૮ |
| | ૪૫૨ |

ઉમરાવોની સભાના અધ્યક્ષને લાર્ડ ચાન્સેલર કહેછે અને તેના આસનને વુલસેક કહેછે. પાર્લમેન્ટ બદલાય છે તેવારે એ પ્રમુખ પણ બદલાય છે. એ ઉપલી સભા ન્યાયની સર્વોપરિ કોર્ટ છે અને નીચલી કોર્ટોપરની અપીલો ચૂકવે છે. હરકોઇ અમીર પ્રોક્સીથી એટલે બધ્યીને

પોતાનો મત આપી શકે. તેની ગેરહાજરીમાં એ મત કાયદાસર ગણાય છે. નાણાં સંબંધી નવા કાયદાનાં ખરડા (બિલ) સિવાયનો હરકોઇ નવા કાયદાનો ખરડો ઉમરાવોની સભા કરી શકે.

આમની સભા એટલે પાર્લમેન્ટની નીચલી સભા (લોઅર હૌસ) માં ઇંગ્લાંડ અને વેલ્સનાં, સ્કાટ્લાંડનાં, અને આયર્લાંડનાં પરગણાં, નગરો, અને યુનિવર્સિટિઓના મુખત્યારો બેસેછે તેઓની વહેંચણ નીચે પ્રમાણે કરવામાં આવેછે:—

| | ઇંગ્લાંડ અને વેલ્સ. | સ્કાટ્લાંડ. | આયર્લાંડ. | કુલ. |
|---|---|---|---|---|
| પરગણાંના સભાસદો...... | ૧૮૭ | ૩૨ | ૬૪ | ૨૮૩ |
| નગર અને કસ્બાના સભાસદો | ૩૦૧ | ૨૬ | ૩૯ | ૩૬૬ |
| યુનિવર્સિટિના સભાસદો.... | ૫ | ૨ | ૨ | ૯ |
| એકંદર........ | ૪૯૩ | ૬૦ | ૧૦૫ | ૬૫૮ |

નગરોમાં, બીખારીઓનું ગુજરાન ચલાવવાને માટે કર લેવામાં આવે છે તે જેઓને આપવો પડેછે તેવા ઘરધણી, અને વરસે દશ પૌંડના ભાડાની સરસામાન વગરની ઓરડીઓમાં બાર મહીના રહ્યા હોય તેવા ભાડુતો; પરગણાંમાં, વરસે બે પૌંડની ઊપજની પોતાની જમીન હોય તેવા અને વરસે પાંચ પૌંડની આવકની બીજી જમીન (જેનું ગણોત આપવું પડતું હોય તે)ના માલિકો, તથા જમીનનું વરસે બાર પૌંડ (સ્કાટ્લાંડમાં ચૌદ પૌંડ) નું ગણોત ભરનાર ખેડુતો અથવા ઘરનું ભાડું ભરનાર ભાડુતો; એ સર્વેને પાર્લમેન્ટના મેમ્બરોની ચુંટણીમાં મત આપવાનો અધિકારછે. આમની સભાના અધ્યક્ષને સ્પીકર કહેછે, કારણ કે ભૂપતિની હજૂરમાં જઈ તે તેમની વતી બોલનારો અથવા પ્રતિનિધિ છે. પ્રત્યેક નવી પાર્લમેન્ટના આરંભમાં નવો સ્પીકર પસંદ કરવામાં આવેછે. પ્રધાન બદલાય છે તેવારે એ બદલાતો નથી. નાણાંપ્રકરણ (જૂના કરવેરા લેવા અથવા નવા નાંખવા) સંબંધી કાયદાના ખરડા એકલી આમની સભા કરી શકે; અને જોઇતાં નાણાં આપવાની સત્તા પોતાને હસ્તક હોવાથી એ સભા ગાદીપતિને પોતાનાં કબ્જામાં રાખી શકે છે.

અગત્યના બનાવો અને તે પ્રસંગે ઉપલી સભાપર પણ તેનું ચલણ છે; કારણ કે પ્રધાનમંડળને આમની સભામાં જબરો ટકો હોયછે તેવારે

અમીરોની સભામાં પોતાના પક્ષના વધારે સભાસદો થાય તેટલા માટે જોઇએ એટલા નવા અમીરો બનાવવાની ભૂપતિને સલાહ આપી શકે. આ ઉપાયની ધમકીને લીધે અમીરોની સભાને આમની સભાની ઇચ્છાને ઘણુંકરીને આધીન રહેવું પડ્યું છે.

કાયદા કરવાની પદ્ધતિ નીચે પ્રમાણે ચાલેછે:—જે કાયદો કરવો હોય તે કાયદો મંજૂરી મળ્યાકેડે ખરડાના રૂપમાં એ બેમાંની હરકોઈ સભામાં રજુ કરવામાં આવેછે. પછી તે પહેલીવાર વંચાય છે તેવારે કોઈ મેમ્બર વિરૂદ્ધ પડતો નથી, અને તેની વિગતોથી મેમ્બરોને જાણીતા કરવાને તેને છાપવાની આજ્ઞા કરવામાં આવેછે. પછી તેને મેમ્બરોમાં ફેરવેછે અને બીજીવાર વાંચવાનો દહાડો ઠરાવવામાં આવેછે. એ ખરડો બીજીવાર વાંચવાની મંજૂરી આપવી કે નહિ તે વિષે પહેલો વિવાદ ચાલેછે અને મત લેવાય છે. એ ખરડો બીજીવાર વંચાવવાનું મંજૂર થાય છે તો એ સભા ખરડામાંની પૃથક્ પૃથક્ કલમ વિષે વિચાર કરી મત લેવા માંડેછે. એ કાર્યને અર્થે સભા કમિટી બનેછે. સભાના બધા મેમ્બરો એ કમિટીમાં હોયછે; પરંતુ સભાના સ્પીકરને ઠામે એ કમિટીનો અધ્યક્ષ હોયછે, અને સભામાં વાદવિવાદ કરવાના સખ્ત નિયમો અને વહીવટના પ્રકાર બહુજ ઢીલા મુકવામાં આવેછે, એટલે સભામાં હરકોઈ મેમ્બર એકજવાર બોલી શકે, પરંતુ એ કમિટીમાં જેટલીવાર બોલવું હોય તેટલીવાર બોલવાની તેને છૂટ છે. એ ખરડો કમિટીમાં મંજૂર થયા પછી તેના સુધારેલા રૂપમાં તેને વિષે સભાને રીપોર્ટ કરવામાં આવેછે અને ત્રીજીવાર વાંચવા માટે તૈયાર થયો કહેવાય છે. તે ત્રીજીવાર વાંચવા માટે મંજૂર થાય એટલે પછી તેને અમીરોની સભામાં મોકલવામાં આવેછે.

એ સભામાં પણ તેનાપર બરાબર એવાજ સંસ્કાર થાયછે; તે ત્રીજીવાર વંચાય છે અને બીજી તથા ત્રીજીવાર વંચાય તેની વચગાળે કમિટીમાં કાળજીથી તેની તપાસ કરવામાં આવેછે. એ સભામાં તેમાં સુધારો અથવા ફેરફાર કરવામાં આવેછે તો જે સભાએ એ ખરડો તૈયાર કર્યો હોયછે તે સભાપર પાછો મોકલવામાં આવેછે. એ સભા એ સુધારા માન્ય કરેછે અથવા નથી કરતી, અને મતભેદનો નિકાલ કરવાને બીજી સભા જોડે વિચાર કરવાની માગણી કરી શકે.

એ ખરડો છેવટે બંને સભામાં મંજૂર થાયછે તેવારે તે કાયદો થતા પહેલાં તેનાપર ભૂપતિની મંજૂરી લેવી પડેછે. એ મંજૂરી ભૂપતિ પંડે આપેછે અથવા કમિશનથી આપેછે એટલે પ્રધાનની માર્ફત કહેવડાવેછે કે એ કાયદો મેં મંજૂર કર્યોછે. સને ૧૭૦૭ ની સાલ પછી કોઈ પણ ભૂપતિએ પોતાની મંજૂરી નહિ આપવાનો અધિકાર બજાવવાની હામ બીડી નથી.



(અપૂર્ણ.)

# आरोग्यता वर्धक सुधारा विषे भाषणो.

## भाषण ५ मुं.

હિંદમાં રોગ અને મરણ ઓછાં થઈ શકે.—સત્તરમા સૈકામાં આરોગ્યતા સંબંધી ઇંગ્લાંડની જે સ્થિતિ હતી તેને હિંદની આરોગ્યતા સંબંધી સ્થિતિ ઘણી બાબતોમાં મળતી આવેછે. દાક્તર ટોમ્સન ઘણાંક ગામડાંની સ્થિતિનું વર્ણન નીચે પ્રમાણે કરેછે:—

"આ દેશમાં હજારો, બલ્કે લાખો જંતુનો જે સ્થિતિમાં દહાડા કહાડેછે અને મરણ પામેછે તે સ્થિતિ વિષે આપણે વિચાર કરીએ. જે સ્થળમાં પાછલા જમાનાના લોકોએ ઉત્પન્ન કરેલો ગંદવાડ મચી રહેલો હોયછે તે સ્થળમાં ગામ બહુધા ખીચોખીચ વસેલું હોય છે. બહુ રોગ ઉત્પન્ન કરનારી હવા (મલેરિઆ)નું મૂળ જે ઝીલ અથવા ખાડું તળાવ તે ઘણું કરીને થડમાંજ હોયછે. આરોગ્યતાનું શી રીતે રક્ષણ કરવું તે ગામડાના લોકો સમજતા નથી અને તે વિષે દરકારરાખતા નથી. દેખાય નહિ એવી રીતે ઘણીજ અનુકૂળ જગ્યાપર પેશાબ કરવાની તેઓને ટેવ પડી ગયેલી હોયછે; એ બહુધા ગામની વચ્ચોવચ્ચ અંદર થઈ ગયેલો વંડો અથવા ઝુંપડું હોયછે. હરેક જાતનો પૂંજો, ગંદું પાણી, કોહતી વનસ્પતિ, અને ઢોરનું છાણ તેના આંગણાની થડમાંજ પડી રહેછે; અને ઘરધણી કસરાંઓ હોયછે તો બાળવા સારૂ તડકામાં સુકવવાને પોતાની ભીંત ઉપર છાણાં પણ થાપે છે, તેઓ પાસેનાં ખેતરોમાં ઝાડેફરે જાયછે ત્યાં મળ ઉઘાડો પડી રહી હવાને બગાડેછે. એ બગડેલી હવા ગામમાં પ્રસરી લોકોનાં ફેફસાંમાં જાયછે. એ હવા અતિસારયુક્ત પિત્તજ્વર અથવા કોગળિયાનું ઝેર લેતી જાયછે. કસાઈ, ખાટકી, અને ચામડીઆ

લોકો પોતાને મનગમતી જગ્યામાં પોતાનો ધંધો ચલાવે છે, ખાડામાં ગંદું પાણી ભરાઈ રહી છેવટે કૂવામાં જાયછે અને તેમાંનું પાણી બગાડે છે, મેલાં લૂગડાં ધોયલા અથવા લોકોના નાહેલા પાણીમાંનો મેલ આસપાસની જમીનમાં મચેછે; જનાવરોનાં મુડદાં તડકામાં પડી રહી સડ્યાં કરેછે; અને છેલ્લે મુડદાંને ગામની વચમાં છાછરી કબરોમાં દાટેછે અથવા અડધાં પડધાં બાળેછે. આ અને બીજાં ઘણાંક કારણો વાંચનારને સૂઝે તેઓ ઉપલી હવાને અથવા નીચેની જમીનને બગાડે છે; અને બેઉમાંથી નિરંતર નીકળતો ભેજ અને હવા એ જમીનમાં હોયછે તેથી બંનેમાં સરખી હાનિ થાયછે.

"અને તેનું ઘર આપણે જોઈએછીએ તો શું નજરે પડેછે! બહુધા નાનો વંડો હોઈ તેમાં પાણી ભરાઈ રહેલું હોયછે; બળદ અથવા ઘોડાંક બકરાં બાંધેલાં હોયછે, અને ખૂણામાં ગંધાતો જાજરૂ હોયછે. એ વંડો ઝુંપડાની ચોમેર હોવાથી તાજી વા છૂટથી આવવા પામતો નથી. ઝુંપડાની ભીંતો કાદવની કરેલી હોયછે અને હવાની આવજા થવા સારૂ ગોઠવણ કરેલી હોતી નથી. માથે છાપરાપર નાનાં પ્રાણીઓ, પક્ષીઓ, અને જીવડાંની ગંધાતી વિષ્ટા અને સડી જતાં મુડદાં પડેલાં હોયછે. સ્વચ્છતા વિષે તેના વિચાર ભૂલ ભરેલા હોવાથી તે બહુધા અઠવાડીઆમાં એકવાર ભોંયતળિયું લીંપેછે, પરંતુ એમ કરવાથી છાણને રૂપે કેટલાક કોહેલા પદાર્થનો ઉપયોગ કરી તથા ભોંયતળિયું ભેજવાળું કરી નવા ભયનો ઉમેરો માત્ર કરેછે. રાતે દીવો બળેછે તેના ધૂમાડાએ કરીને સામાન્ય અસ્વચ્છતામાં ઉમેરો થાયછે અને ઘરધણી ઘણીવાર ભોંયતળિયે સૂઈ રહેછે તેથી ઝેરી હવા શ્વાસમાં લેવાના જોખમમાં વધારો કરેછે અથવા મોંઢે માથે કામળો ઓઢી અને પોતાના અસ્વચ્છ ઉચ્છ્વાસનો ફરી ફરીને દમ લઈ એ જોખમ નક્કી માથે હોરી લેછે. (ભાષણ કરનારે પોતાના ગામમાં જે પ્રકારની ગંદકી હોય તે વિષે આમાં ફેરફાર કરીને કહેવું.)

"ગામડાં વિષે કહીએછીએ, પરંતુ એમાંનાં ઘણાંખરાં જોખમ શહેરોમાં અને કસ્બામાં નથી હોતાં એવું કોણ કહી શકશે? અને આ અવસ્થાને લીધે શહેરમાં કોગળિયું અથવા બીજો ચેપી રોગ એકવાર ઉત્પન્ન થાય છે અથવા ચાલવામાં તેને ઉત્તેજન મળેછે તેવારે શું એનાથી વધારે જોખમ થતું નથી!"

સામાન્ય સ્થિતિ આવી હોવાથી સ્પષ્ટ છે કે આ બાબતમાં ઘણો સુધારો થઈ શકે એમ છે.

હમણા બ્રિટિશ હિંદમાં દરવરસે મૃત્યુ સંખ્યા દરહજાર માણસે ૩૪ થી અથવા ૬૬,૦૦૦૦૦ થી ઘણુંકરીને ઓછી આવતી નથી, અને ૧૩,૬૦,૦૦૦૦૦ માણસને રોગ થાયછે. એ સંખ્યા ઘટાડીને ઈંગ્લાંડમાં જેટલી મરણ સંખ્યા આવેછે તેટલી કરી શકાય તો મૃત્યુ સંખ્યા ૪૪,૦૦૦૦૦ અને રોગીઓની સંખ્યા ૮,૮૦,૦૦૦૦૦ થાય, વરસે ૨૪,૦૦૦૦૦ માણસના જાન બચે અને ૪,૮૦,૦૦૦૦૦ માણસો મંદવાડથી બચે.

આરોગ્યતાની બાબતમાં સુધારો કરવામાં આવે તો હિંદના લોકો ઈંગ્લાંડના લોકોના જેટલી અથવા તેમનાથી વધારે તંદુરસ્તી ભોગવે. ઈંગ્લાંડમાં પૂર્વ દિશાનો ઠંડો સખ્ત પવન વાયછે તેને લીધે ક્ષય રોગ થાયછે અને ઘરડા માણસો ફેફસાં સૂજી જવાથી મરણ પામેછે. તેવો વાયરો અહીં નથી. અહીંની હવા છોકરાંને પણ વધારે માફક છે.

**આરોગ્યતા સંબંધી જ્ઞાનની અવશ્યતા**—શરીરે આરોગ્ય રહેવા માટે જે જે બાબતોની ઘણીજ દેખાઈતી જરૂર છે તે તે બાબતોથી લોકો કેવળ અજાણ્યા છે. યૂરોપી પદ્ધતિઓની કાર્યસાધકતા વિષે તેઓના મનમાં સંદેહ હોયછે એ વાત નિઃસંશય છે. સ્વચ્છ હવા, ચોખ્ખા પાણી, અને ગુણકારી ખોરાકની અવશ્યતા વિષે તેમના મનમાં ઉતારવાનું કરીએછીએ તેવારે ઘણાક લોકોને હસવું આવેછે. તેમના પૂર્વજો જે રીતે ચાલતા તેજ રીતે ચાલવું તેમના વિચારમાં યોગ્ય જણાય છે. તેમની પાડોશમાં રહેનારા હજારો લોકો હરકોઈ મહામારીથી દરરોજ મરી જાયછે તેવારે કોઈ દેવીદેવીનો કોપ થયોછે એવું તે રોગનું કારણ માની ભોગ આપીને અને ક્રિયાઓ કરીને તેને તૃપ્ત કરેછે અને નિરાંતે બેસેછે. જે વાસ્તવિક કારણોને લીધે અજ્ઞાન લોકો મરણના ભોગ થઈ પડેછે તે કારણોથી તેઓ અજાણ્યા છે. એ કારણો ઘણુંકરી અટકાવી શકાય એવાં છે અને ઘણીકવેળા સાધારણ સાવચેતી રાખવાથી એ ભયંકર રોગને પત ન કરતાં સુખમાં અને આરોગ્ય રહી શકાય તેની તેઓને ખબર નથી.

આરોગ્યતાને લગતા નિયમો રાજ્યકર્તાઓના મનના માત્ર તરંગો છે અને શિક્ષા ન થાય એવી રીતે તે તોડી શકાય તેવારે તોડવા એવું ઘણા લોકો માનેછે. ખરેખર તેઓ એ નિયમોને કોઈવાર એક પ્રકારનો જુલમ

જાણેછે. એવો જૂલમ કરવાનો આરોપ નઠારામાં નઠારા હિંદુ અથવા મુસલમાન સ્વેચ્છિક રાજાને માથે આવ્યો નહોતો. એમાંના કિયા લોકોએ ગંધાતી મોરીઓ વિષે વાંધો લીધો? સુખાકારી સંબંધી નિયમોના જ્ઞાનનો પ્રસાર આરોગ્યતાવર્દ્ધક સુધારાનું મૂળ છે. એ જ્ઞાન નહિ હોવાથી લોકોના જાનની ખુવારી થાયછે.

હલકા દરજાની સરકારી નોકરીમાં દાખલ થવાની ઇચ્છા રાખનારાઓને આરોગ્યવિદ્યાનું જ્ઞાન હોવું જોઇએ એવો સરકારે ઠરાવ કર્યો છે તેથી મુખ્ય નિશાળોમાં એ વિષય શીખવવામાં આવેછે, તથાપિ બધી નિશાળોમાં દાખલ કરવાની જરૂર છે. તેમજ જે આગેવાન દેશીઓમાંના કેટલાક સરકારી નોકરો છે, અને કેટલાક મ્યુનિસિપાલ કમિશનરો છે, અને જેઓનો લોકોમાં ઓછોવત્તો વક્કર છે તેઓને પણ એનાં મૂળતત્વોનું જ્ઞાન હોવું જોઇએ.

જે નિયમો પ્રમાણે વનસ્પતિ માત્રની વ્યવસ્થા થાયછે તેજ નિયમો પ્રમાણે રોગની વ્યવસ્થા થાયછે એવું તેમણે પ્રથમ સ્પષ્ટ સમજવું જોઇએ. કોઇપણ માણસ એટલો મૂર્ખ નથી કે ગહૂં, ડાંગર, અથવા રાઇનો પાક પોતાની મેળે થાય એવું ધારે. એનાં બીજ પ્રથમથી જમીનમાં હોવાં જોઇએ અને જેવાં બીજ હશે તે પ્રમાણે પાક થશે. રોગો પણ પોતાની મેળે ઉત્પન્ન થતા નથી, અને પ્રત્યેક રોગના સ્વરૂપનો આધાર તેના કારણ ઉપર છે. હરેક ચેપી કે ઊડતા રોગમાં તેનાં બીજ હોયછે તેઓ જુદી જુદી જાતના ધાન્યની પેઠે તેને ફરી ઉત્પન્ન કરેછે,

મરકીથી બચવાને માટે જે ક્રિયાઓ અને દેવના વરઘોડાપર લોકો વિશ્વાસ રાખેછે તેઓ માત્ર સંકટમાં વધારો કરેછે તે વિષે હવે પછી કહેવામાં આવશે,

જે નિયમોપર શરીરની સુખાકારીનો આધાર છે તે નિયમોનું જ્ઞાન મેળવવું એ આપણું પહેલું કર્તવ્ય છે. બીજું કર્તવ્ય એ છે કે તે નિયમો પ્રમાણે વર્તીને બીજાને દૃષ્ટાંત આપવું. છોકરાં અને ચાકરો પાસે તે નિયમો પળાવવા. છેવટે બીજા જે લોકોપર આપણું ચલણ હોય તેઓને એ નિયમો સમજાવી તે પળાવવાનો બની શકે તેટલો પ્રયત્ન કરવો.

આરોગ્યવિદ્યાના નિયમો પ્રમાણે વર્તવાથી હિંદમાં દરવરસે લાખો માણસોના જીવ બચે અને વર્ણન થઈ ન શકે એ[illegible]

ડાનો અટકાવ થાય. મિસ નાઇટિંગેલ કહેછે કે "આ જગત્ ઉત્પન્ન થયું ત્યારથી હિંદમાં કોગળિયા વગેરે રોગો દર વરસે જેટલાં જાનમાલનું સત્યાનાશ વાળેછે તેનાથી વધારે સત્યાનાશ ગુનેહગારોએ દેખાઇતું વાળ્યુંનથી.

તંદુરસ્તી જાળવવાના સામાન્ય નિયમો છે; પરંતુ અમુક રોગથી બચવાને માટે વિશેષ સાવચેતી રાખવી જોઇએ. એ બંને બાબતો વિષે વારાફરતી લખવામાં આવશે.



## निशाळोनां इनाम पत्रक.

ચમારડી ( બાબરા ) તાલુકદારો વિગેરે. રૂરા ભાવનગર નં. ૩ જો. નામદાર મહારાજા સાહેબ. રૂ૧૦) વરતેજ. વહીવટદાર સાહેબ રૂ૧) કોળી-પાક. વહાલા લખમણ રૂ૧ા=) પ્રાગજી દુલભ. રૂ૧) ભાવનગર કન્યા. શ્રી પરબ્રહ્મ મુનીરાજ. રૂ૪) વડવા કન્યા. એજન રૂરાા મહારાજા સાહેબ રૂ૩) ભીમોદ્રા. પરી. દયાળજી પુરૂષોતમ તથા કેશવ માવજી રૂ૧) સીમરણ. વેકસીનેટર વજેશંકરભાઈ રૂ૧) તળાજા કન્યા. લલુ ભાઈદાસ રૂ૧)=) મગનલાલ નારણ ૦)=) પોસ્ટમાસ્તર ૦)=) લાપણી. મોરારજી જેશંકર રૂ૨) કારીઆણી. બગલાન ચાંપસી રૂરાા ધારૂકા. કમિટિ રૂ૧) ધોળા. કમિટિ રૂ૨) ગઢડા. ગીગા ધનજી રૂ૧ા નીંગાળા. મહાજન રૂ૧) લાખણુકા. રાઓશ્રી દાનસંગજી મોતીબાઈ વિગેરે રૂ૧ાા પાંચતલાવડા. સ્કુલ કમીટી રૂ૨) ભડલી. સ્કુલ કમીટી. રૂ૨) પીપળવા. રેસનાળ પીપળવાના આ. વહીવટદાર બીખાજી રામચંદ્ર રૂ૩) ભાવનગર નં. ૨ જો. ભાવનગરના નામદાર મહારાજા સાહેબ. રૂ૧૦—૦—૬ ભાવનગર નં. ૩ જો. રૂ૫) કોળીયાક. ગામલોકો. પરબ મંડાળ્યું. જડવા કન્યા. કુંડ સ્વામી રૂ૨) મહુવા નં. ૧ લો શેઠ મનજીભાઈ નથુભાઈ રૂ૩ા પરીખ. પરમાનંદ જીવણદાસ રૂ૧—૧—૦ રાજુલા. મોદી પ્રાણજીવન પરસોતમ વીગેરે રૂરા મહુવા કન્યા. શેઠ મનજીભાઈ નથુભાઈ રૂ૧ા તળાજા. વાળા કાયભાઈ સાજુભાઈ રૂ૧ાા ખાદાદ. મહેતા ચતુરભાઈ બાઇચંદ રૂ૧ાા વાવડી ગજાભાઈની. વાવડીના આજમ તાલુકદાર. રૂ૧) મોખડકા. ગામલોકો. રૂ૧)=) સાઠી. કુમારસીંહ વીજયસીંહજી. રૂજા ભાવનગરવડવા. કન્યા. શ્રીવીરચંદ્રતોદવાત્

જગહીતાર્થે. રૂ૨) રોહીસાળા. શા. છગનલાલ વીઠલ વગેરે. રૂ૧) ઉમરાળા. શેઠ. રૂપાડ પરસોતમ. રૂ૧) લાખણકાર. કુમારશ્રી દાનસંગજી રૂ૨) પછેગામ. તાલુકદારો. રૂ૨૦) ભડલી. ભડલીના તાલુકદારો રૂ૨) ભમોદ્રા. કેડાણુનાં ગળેદરાં બાઈ માકબાઈ. રૂ૧) ટાણા. ટાણાના આજમ થાણદાર સાહેબ રૂ૧) તળાજા. દોશી પરસોતમ ભગવાનદાસ રૂ૧। તળાજા કન્યા. મહુવાના શેઠ આજા ઈમઝાભાઈ નથુભાઈ રૂ૫) બોટાદ કન્યા. ભાવનગરના નામદાર મહારાજા સાહેબ રૂ૨॥ ગામલોકો રૂ૦॥ વળા. મહેતા કલ્યાણ મૂળજી રૂ૫) લાઠી. બાંધકામના ઉપરી દાદાભાઈ વગેરે રૂ૧) ભડલી. ઠકર પત્રજી રતનજી રૂ૧॥ વડવા કન્યા. મેહેરબાન ભાવનગરના દરબાર શ્રી રૂ૩૩-૧૧-૦ બાસરી. ચમકલા એરાવાળા. રૂ૨॥ॅ પછેગામ. પોલીસપટેલ રણછોડલાલ રૂ૧) બાબરા. આ. તાલુકા સ્કુલમાસ્તર રામચંદ ગણેશ રૂ૪) ભાવનગર મુખ્ય દેશાઈ આજા પ્રસાદભાઈ સંતોકરાંમ રૂ૧૦) ભૂમલીની નિશાળ તથા કન્યાશાળા. ગામલોકો રૂ૧॥ ત્રાપજ. ત. છગનલાલ મૂળજી રૂ૧) જેસર. શેઠ. મોહનલાલ ત્રંબક રૂ૧) લાઠીદડ. ગામના મુખ્ય પટેલ. અમરસી જેરાજ રૂ૧। બોટાદ. સંસ્થાન ભાવનગરના મે. વસુલાતના અધીકારી. રૂ૧) પીપળીઆ. મહેતા કાનજી માધવજી રૂ૧) હવીઆદ તાબે વવા. મુંબાઈના મહેતા પરસોતમ સામળ રૂ૧। કોટડાપીઠા. ઠકર હરજીવન કલ્યાણ રૂ૨) પીંપળવા. શેઠ અંબાવીદાસ બેચરદાસ વિગેરે રૂ૧૨)

પાલણપુર વિભાગ. નં. ૩૦૯ તા. ૨૯-૧૨-૮૮.

ઉણ. જાગીરદાર તરફથી રૂ૫॥ તેરવાડા. તાલુકદારો. રૂ૨॥ થરા. તાલુકદારો રૂ૭॥ થરાદ. અવલકારકુન મોતીભાઈ. રૂ૧) દીયોદર. ઠાકોરો રૂ૨॥ ધાનેરા. પરીખ શવજી કરસન રૂ૧) પાલણપુર તાલુકા સ્કુલ. મે. પાલણપુરના દીવાન સાહેબ રૂ૩૨) પાલણપુર કન્યા. એજન રૂ૧૦) પાલણપુર. ઉર્દુસ્કુલ. એજન રૂ૧૨)ॅ મેતા. શીતળા ખાતાના આ. સુપરીન્ટેન્ડેન્ટ મયારાંમરાજારામ રૂ૧) ગામલોકો રૂ૧)ॅ રાધનપુર તાલુકા સ્કુલ. મે. રાધનપુરના નવાબસાહેબ રૂ૩૦) રાધનપુર કન્યા. એજન રૂ૨૦) લોલાડા. સ્કુલ કમીટીના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો. રૂ૨) શા૧. મહેતા રીખપચંદ નથુભાઈ ૧ મે. વાવરાણાજી સાહેબ. રૂ૧) મહેતા સામજી રૂ૧॥ દોસી ભીમાચંદુર રૂ૧) મહેતા મગન રૂ૧) ગામલોકો

૨૧) સાંતલપુર. ઠાકોરો અને સ્કુલ કમીટી ૨૩

ખેડા જીલ્લો. તા. ૧૦-૧-૮૯.

વિણા. કાશીરામ જેભાઈ. ૨૧ાા સાસ્તાપુર. પાનાચંદ પીતાંબરદાસ. ૨૧) બીડજ. રામદાસ ઉદેસીંગ, ૨૧) હીરંજ. છોટાલાલ ખુશાલદાસ ૨ાા દેથલી. સ્કુલ કમિટિ ૨૨) ત્રાજ. સ્કુલ કમિટિ ૨૩) પેટલ. વરજભાઈ નથુ. ૨૧) કરમસદ. પટેલ. કાળીદાસ મીઠા. ૨૧) ત્રીકમભાઈ દેસાઈ ૨૧ા ભાલજ. પાદરી સાહેબ ૨૨) પીપલાવ. છગનલાલ રણછોડદાસ ૨૧) કૃપાશંકર પ્રભાશંકર ૨૨) તુળશીદાસ લલુભાઈ ૨૧)

ઝાલાવાડ પ્રાંત. નં. ૯૯૩ તા. ૧૧-૧-૮૯.

ધ્રાંગધ્રા કન્યા. વૈદ્ય હરી દેવજી ૨૫) નગરશેઠ મલુ હરી ૨૪) હળવદ. બળવંતરાવ રામચંદ્ર ૨૧) ધાંટીલા. પટેલ જસમત સવા ૨૧ા પંચાશીઆ. કુમારશ્રી કેસરીસીંહજી ૨૨) પાણશીણા. મેમ્બર શીવરામ ૨૧) સુદામડા. તાલુકદાર ખવડ ખોડા ૨૧૫) મૂળી. પરમાર રૂપાભાઈ અમરસીંહ તથા જેસંગ મીઠાભાઈ ૨૧ા જસવલા. પાટડી દરબારશ્રી સુરજમલજી ૨૨-૧૪-૬ દસાડા મુખ્ય. મલેકશ્રી જોરાવરખાનજી ૨૨) જીવા સુંદરજી ૨૨) દસાડા કન્યા. મલેકશ્રી જોરાવરખાનજી ૨૨) લોખીડા. તાલુકદાર ઝાલા ચંદ્રસીંહજી ૨૩ા પાલીઆદ. ખાચર ચેલા ઓઢા ૨૩) ખોડીપીપરડી. શેઠ નુરચંદ હંસરાજ ૨૧) એથાણ. પરસોતમ ભીમચંદ ૨૧ા બાવળી. દરબારો તથા કમિટિ ૨૧) ધ્રાંગધ્રા કન્યા. મહારાજ સાહેબ ૨૧૦૩-૧૦-૬ મહેતીજીને ૨૧૫ાા રા. પ્રભાશંકર મકનજી ૨૨) લીંબડી કન્યા. ઠાકોર સાહેબ ૨૩) સંઘવી ફુલા જેમલ ૨૬) સા. ટોકરે ગોકળ ૨૧ા પરછમ. હડાળા ચીફકોન્સ્ટેબલ તથા લેકો ૨૨) વઢવાણ કન્યા. વૈદ્ય ઓધડ દયારામ ૨૧) દેવશંકર રામચંદ્ર ૨૧) ગુલાબ હકમચંદ. ૨ા બાઇશ્રી માંધીબા ૨૧૫) વીસાવડી. દસાડા દરબાર ૨૩ા મહેતાજીને ૨૧૦) થાન, દરબાર સાહેબ ૨૨) શેઠ નથુ મહાવજી ૨૩) પાલીઆદ. ચાણદાર તાલુકદાર તથા કામદાર સાહેબો ૨૨૫) ધ્રાંગધ્રા કન્યા. મહારાજ સાહેબ ૨૫) ધ્રમડ. શા. જીવરાજ પુંજા ૨૧) ધ્રાંગધ્રા કન્યા. મહારાજ સાહેબ ૨૬) શા. ચુનીલાલ કચરા ૨૨) પીપલીઆ. લુહાર શામજી ૨૧) મોતીચંદ નાગરજી ૨ાા દેમાનુરા ૨ા દેવપુરા. વહીવટદાર સાહેબ

તથા પોપટ હીરાચંદ રૂ૩) શીયાણી કન્યા. સ્કુલ કમિટિના મેમબરો રૂ૩) વઢવાણ. વોરા સુંદરજી ધનજી રૂ૩॥ સદર બ્રાં. નં. ૧ એજન. રૂ. ૧|≈ ગાંધી ઉકા મુળચંદ રૂ૧॥ સદર બ્રાં. નં. ૨ વોરા સુંદરજી ધનજી રૂ૧) સદર કન્યા. એજન ધનજી રૂ૧॥ થાન. પ્રેમચંદ ફુલચંદ તથા નાગરદાસ જગંનનાથ રૂ૨॥ લીલાપુર. ગામલોકો તરફથી રૂ૧) સાપલા કન્યા. છગનલાલ ગોકીદાસ રૂ૧) ચુડા કન્યા. સ્કુલ કમિટિના મેમ્બરો રૂ૧૧-૧-૯ ક્લારા. દસાડાના દરબાર રૂ.૧૪) દસાડા કન્યા. માણેકલાલ મગનલાલ રૂ૨) ઝીંઝુવાડા. કારોલના રાણા મોતીભાઈ અગરભાઈ રૂ૧॥ ઓડુ. ઝીંઝુવાડાના મેહરબાન કામદાર સાહેબ રૂ૨-૧૧-૦.

રેવાકાંઠા પંચમહાલ.

ભદ્રામ. તલાટી નર્મદાશંકર કેશવરામ રૂ૩॥≈॥ પા. મુળજી મનોર રૂ૧॥≈॥ પા. જાદવ ખુશાલ રૂ૦॥।–॥ પા. નાગર ભગવાન રૂ૦॥।–॥ પા. પુલજીરામ રૂ૦॥।–॥ કારકુન દલપતરામ વિશ્વનાથ. રૂ૦॥≈ પાઠક રણછોડ પેલા રૂ૦॥।–॥ દેવગઢ તા. સ્કુલ, મહારાજા સાહેબ રૂ૧૦) કોટડી. દે. માણેકલાલ માધાભાઈ દે. ચુનીલાલ મનસુખ રૂ૦॥ નાદુંકણ. રા. ગણપત નાથજી રૂ૧) હાલોલ. માણેકલાલ અજુભાઈ રૂ૧|≈ માલવણ. મહારાણા શ્રી પ્રતાપસીંગજી રૂ૧) જંત્રાલ. આંકલાવના ગોસાંઈ ઇશ્વરગર હંસગર રૂ૨॥ વ્રજેશંકર બહેચર રૂ૨॥ કાશીરામ નાથજી રૂ૧) દેવગઢ તા. સ્કુ. અને કન્યાશાળા. રાજાજી સાહેબ રૂ૫) મે. રેવાકાંઠાના પો. એજન્ટ સાહેબ રૂ૨) ખેરડી. બળવંતરાવ અમરતરાવ રૂ૧) દેવગઢ. કન્યા શ્રીમાનસીંગજી મહારાજ રૂ૬) મહેતાજીને જાંબુઘોડા. રૂ૧૧|≈ મે. ઠાકોર સાહેબ ભાલોદ કન્યા. ગીરધરલાલ હરીવલ્લવ તથા પીતાંબર જગજીવનદાસ રૂ૧) વાંકાનેર. જીભાઈ લલુભાઈ રૂ૧) ભાલોદ કન્યા. રા. ગુણવંત લક્ષ્મિરામ, ગોપાલ વૈકુંઠ, કેશવલાલ મોતીલાલ ચુનીલાલ ત્રીભોવન વિગેરે રૂ૨|≈ ભાદરવા. ઠાકોર સાહેબ રૂ૩) બડોલી. હસનઅલી સુલતાનઅલી તથા અંબાલાલ મોતીરામ રૂ૧) લુણાવાડા. મહારાણા સાહેબ રૂ૫૦-૧૪-૦ નાંદોદ નં. ૨ પરી. ફુલભજી હરજીવનદાસ રૂ૫ કાલોલ. મે. કલેક્ટર સાહેબ રૂ૫) વેજલપુર. મે. કલેક્ટર સાહેબ રૂ૨) રેડીઆવાડા. મે. પો. મુ. સાહેબ રૂ૨॥ છોટાઉદેપુર. મે. કલેક્ટર સાહેબ રૂ૨) ભાદરવા. મે. પો. એ. સાહેબ રૂ૨) તથા મહારાજા ફતેસીંગજી રૂ૨)

# ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૯ મું. જુન, ૧૮૮૯. અંક ૬ ઠો.

## माप विषे.

### પાઠ ૧લો.

પહેલા ધોરણના વર્ગને ગજ દેખાડી તથા તેમના હાથમાં આપી પૂછવું કે આ શું છે? નિશાળીઓ.-એ લાકડી છે. શિક્ષક.-એ શા કામની લાકડી તે જાણોછો? એ માપવાની લાકડી છે. એ શું છે? એનું નામ જેમને આવડતું હોય તેમણે હાથ ઉંચા કરવા. હાથ ઉંચા કરનારમાંથી એકને, તમે કહો. જ.-ગજ. શિ.-બીજા કોઇને, તમે એ ગજથી આ ઓરડાને માપો. (ન આવડે તો શીખવવું.) કેટલા ગજ લાંબો થયો? હવે આમ માપો. કેટલા ગજ પહોળો થયો? બીજાને, વારુ તમે આ છોકરાને માપો. કેટલો ઉંચો છે? એક ગજ ઉપર કાંઈ વધારે છે. ઠીક. જુઓ એ ગજ ઉપર કાપા પાડેલાછે તે શું છે? એને તસુ કહેછે. એને શું કહેછે? તસુ જેવો લાકડીનો કકડો બનાવી આ નાનો કકડો તસુ છે. એ શું છે? તમારી સ્લેટ ભરી જુઓ કેટલા તસુ છે. તમારી ચોપડી ભરો. હવે આ ગજને તસુથી માપો. કેટલા તસુનો ગજ થયો? જ.-૨૪ તસુનો. ૨૪ તસુનો ગજ તો અર્ધો ગજ કેટલા તસુનો? બાર તસુનો. એ ખરું છે કે ખોટું તે તમે ભરી બતાવો. પા ગજના કેટલા તસુ? ગજ શું માપવામાં કામ લાગેછે? લુગડાં માપવામાં. મેં શું કહ્યું? એવો ગજ તમે કોઇની પાસે જોયોછે? એક છોકરો-હા, દરજીની પાસે. શિ.-ખરી વાત. બીજા કોણ રાખેછે? કાપડ વેચનારા. મેં શું કહ્યું? વળી બીજા કોણ ગજથી માપે છે? ઇત્યાદિ. પાકું આવડે પછી પુનરાવર્તન.

પાઠ બીજો.

ગજ, તસુ, ફુટ, અને વાર વર્ગની આગળ રાખી તથા હાથમાં આપી પૂછવું કે કાપડ વેચનારામાંના ઘણાક હાલ બીજા ક્યા માપથી ભરેછે તે કોઈ જાણોછો? નથી જાણતા તો હું તમને કહુંછું. આ તસુને ઇંગ્રેજી બોલીમાં શું કહેછે તે જાણોછો? ઈંચ કહેછે. કોને ઈંચ કહેછે? કઇ બોલીમાં? એક તસુના કેટલા ઈંચ? એક ઈંચના કેટલા તસુ? બાર ઈંચનો એક ફુટ થાયછે. મેં શું કહ્યું? જુઓ આ એક ફુટ છે. લો, હાથમાં લઇને જુઓ. એ શું છે? એમાં કેટલા ઈંચ છે તે ગણો. અર્ધો ગજ અને એક ફુટમાં ફેર શો? કાંઈ નહિ. અર્ધો ગજ મોટો કે એક ફુટ મોટો? બે બરોબર. કેમ વારુ? તો કેટલા ફુટનો એક ગજ થાય? બે ફુટનો એક ગજ. આવો ભરી બતાવો. ત્રણ ફુટના માપને શું કહેછે તે જાણોછો? ત્રણ ફુટનો વાર થાયછે. મેં શું કહ્યું? જુઓ આ વાર છે. એ શું છે? ઘણા કાપડીઆ વારવડે લૂગડાં ભરેછે. મેં શું કહ્યું? એક વાર કેટલા ગજની બરોબર? દોઢ ગજની બરોબર. એ વારવડે આ ઓરડો ભરો. ઇત્યાદિ પાકું કરાવવું. પછી પુનરાવર્તન.

---

# તોલ વિષે.

પાઠ ૧ લો.

પહેલું ધોરણ ભણનારા વર્ગની આગળ સોનું તોળવાનો કાંટો દેખાડી પૂછવું, એને શું કહેછે? જવાબ ન આવડે તો કહેવું, કાંટો. એ શા કામમાં આવેછે? જ.—સોનું તોળવાના. બીજું શું તોળવાના કામમાં આવે છે? જ.—રૂપું. સોનું રૂપું શાથી તોળાયછે તે જાણોછો? જ.—કાંટાથી. કાંટાથી બીજું શું તોળાય? જે તોળવું હોય તે તોળાય. આ કાંટાના કેટલા ભાગ છે તે કોઈ કહી શકશો? એને ચાર ભાગ છે. આ એને પલાં કહેછે. શું કહેછે? આને દોરી કહેછે. શું કહેછે? તમે પલાં બતાવો. તમે દોરી બતાવો. આને દાંડી કહેછે. શું કહેછે? તમે દાંડી બતાવો. એમ ત્રણ ભાગ થયા. કેટલા થયા? આ ચોથા ભાગથી કાંટો ઝલાયછે. એ ચોથા ભાગને વચગાળે સળી છે તે દેખોછો? એ શા કામની છે તે જાણોછો? જાણતા તો હું તમને દેખાડીશ. વારુ આ બે પલાં શા કામનાં છે

ણોછો? એમાંના એકમાં જે તોળવું હોય તે મૂકવું. શામાં મૂકવું? શું મૂકવું? અને બીજા પલ્લામાં શું મૂકવું તે આવતી કાલે શીખવીશ.

પુનરાવર્તન—જોઉં વારૂ આજે શીખવ્યું તે તમને બરાબર આવડ્યુંછે કે નહિ? (કાંટો હાથમાં રાખીને) મારા હાથમાં શું છે? ઇત્યાદિ.

પાઠ બીજો.

કાંટો, કાટલાં (રતી, વાલ, ગદીઆણા, અને તોલો) તથા કાંટાથી તોળી શકાય તેવી થોડીક નાની વસ્તુઓ વર્ગની આગળ રાખવી.

આ કાંટાને બે પલ્લાં છે તેમાંનું એક શા કામનું અને બીજું શા કામનું તે જાણોછો? જાણતા હો તેઓ આંગળી ઉંચી કરો. એમાંના એકમાં જે તોળવું હોય તે મૂકાયછે. એમાંના એકમાં શું મૂકાયછે? અને બીજામાં કાટલો મૂકાયછે. બીજામાં શું મૂકાયછે? જુઓ આ કાટલાં છે. એ શું છે? એનાં નામ જેમને આવડતાં હોય તેઓએ હાથ ઊંચા કરવા (કોઇ હાથ ઊંચા કરે તો તેમની કને કહેવડાવવાં અને તે વડે બીજાને શીખવવું.) આને રતી કહેછે. લો તમારા હાથમાં લઇને જુઓ. બીજાના હાથમાં આપો. આને વાલ કહેછે. એને શું કહેછે? હાથમાં લઇને રતીના અને વાલના ભારમાં કાંઇ ફેર જણાયછે? એ બેને આપણે આવતી કાલે તોળીશું. લો જુઓ આ ગદીઆણો છે. એ શું છે? એને શું કહેછે? વાલ ભારે લાગેછે કે ગદીઆણો? એ બેને પણ જોખીશું. આને તોલો કહેછે. એને શું કહેછે? તમે આમાંથી વાલ બતાવો. તમે રતી બતાવો. તમે ગદીઆણો બતાવો. તમે તોલો બતાવો. આ એક પલ્લામાં રૂપિઓ મૂકી એને તોળીએ. બીજા પલ્લામાં તોલો મૂકીએ. એ બેનો ભાર સરખો છે. કોનો ભાર સરખો છે? આ તોલો કાઢી લઇ ગદીઆણો મૂકીએ. રૂપિઆવાળું પલ્લું નીચું ગયું. શું નીચું ગયું? શાથી તે જાણોછો? ગદીઆણાથી રૂપિઓ ભારે છે. રૂપિઆ બણીની દાંડી નીચી નમીછે. શું થયુંછે? વળી આ ઝાલવાનુંછે તેમાંની સળી પણ રૂપિઆ બણી વળીછે. મેં શું કહ્યું? હવે આ કાગળને તોળીએ. એ કોની બરોબર થયો? ઇત્યાદિ. નિશાળીઆ પાસે પણ તોળાવવું.

પાઠ ૩ જો.

કાંટો વગેરે બીજા પાઠમાં વર્ગની આગળ મૂક્યાં હતાં તે મૂકવાં.

જુઓ બાપુ આ એક પલ્લામાં વાલ મૂકુંછું. એક પલ્લામાં શું મૂકયું

છે. આ બીજા પલ્લામાં રતી મૂકું છું. બીજામાં શું મૂક્યું? કાંટાને ઉપાડું છું. વાલ ભારે જણાયછે કે રતી? વાલ ભારે છે એવું શાથી જાણ્યું? એની સામેના પલ્લામાં બીજી રતી મૂકું છું. હજી દાંડી સીધી થઈ નથી. શું થયું નથી? નમેલીછે. કેવી છે? કોની ભણી નમેલીછે? વળી આ ઝાલવાની પટીની વચમાં સળી (કાંટો)છે તે પણ વાલ ભણી નમેલીછે. મેં શું કહ્યું? જુઓ આ ત્રીજી રતી મૂકું છું. મેં શું કહ્યું? હવે આ દાંડી જુઓ. એ વાંકી નમેલી નથી. કેવી નથી? અને ઝાલવાની પટીની વચમાં સળી છે તે કયા પલ્લા તરફ નમેલીછે? જુઓ બધા, આ પલ્લામાં કેટલી રતીઓ છે? આ પલ્લામાં વાલ કેટલા છે? એક વાલનો ભાર કેટલી રતીઓના ભાર જેટલો છે? અને ત્રણ રતીઓનો ભાર કેટલા વાલના ભાર જેટલો છે? વારૂ આ રતીઓવાળા પલ્લામાં ૪ થી રતી ઉમેરીએ તો આ દાંડી અને સળી કેણી ગમ નમશે? જુઓ એક રતી ઉમેરૂં છું. કયું પલ્લું ઊંચું ગયું? શા માટે? તો કેટલી રતીઓ બરોબર એક વાલ છે? એક વાલ બરોબર કેટલી રતીઓછે?

## પાઠ ૪ થો.

### કાંટો, કાટલાં વગેરે વર્ગની આગળ રાખવાં.

આ કાટલાં પડ્યાંછે તેમાં ગદીઆણો લેઈ આમાંના એક પલ્લામાં મૂકો. આણે શું મેલ્યું? શેમાં મેલ્યું? હવે બીજામાં એક વાલ મેલો. એક વાલથી ગદીઆણાવાળું પલ્લું ઉપડતું નથી. મેં શું કહ્યું? તો હવે બીજો વાલ મૂકો. એ વાલથી ગદીઆણો વધારે ભારે છે. મેં શું કહ્યું? તો આ ત્રીજો વાલ મૂકું છું. હજી એ ગદીઆણો ઉપડતો નથી. ?તો ચોથો વાલ મેલ્યો. આ પાંચમો મેલ્યો; કેટલા વાલ મેલ્યા? તોએ ગદીઆણો તોળાતો નથી. શું નથી થતું? જુઓ છઠ્ઠો વાલ ઉમેરૂં છું. આ સાતમો ઉમેરૂં છું. આ આઠમો ઉમેરૂં છું. તોપણ ગદીઆણો તોળાતો નથી. શું નથી થતું? ઠીક, તો બીજા આઠ વાલ ઉમેરૂં છું. જોયું કે હવે શું થયું? એ પલ્લાંમાંનું એક નમેલું નથી. શું નથી? જુઓ આ દાંડી પણ નમેલી નથી અને આ સળી પણ નમેલી નથી. શું નથી? શા કારણથી? આ પલ્લામાં એક ગદીઆણો છે. શું છે? આ બીજામાં કેટલા વાલ છે? તો સોળ વાલનો ભાર એક ગદીઆણાની બરોબર છે. મેં શું કહ્યું? તો એક ગદીઆણો અને સોળ વાલ એ સમતોલ છે. શું છે? સમતોલ એટલે સરખો કે બરોબર

ભારે. સમતોલ એટલે શું? સોળ વાલ બરોબર શું છે? એક ગદીઆણાના કેટલા વાલ? ૧૬ વાલના કેટલા ગદીઆણા?

### પાઠ ૫ મો.

કાટલાં અને કાંટો વર્ગની આગળ રાખી પાઠ આપવો.

જુઓ આ ગદીઆણો એક પલ્લામાં મૂકુંછું. મેં શું કર્યું? આ બીજા પલ્લામાં તોલો મૂકુંછું. બીજા પલ્લામાં શું મૂક્યું? હવે કાંટો ઊંચકુંછું. તમને વધારે ભારે શું જણાયછે? તો બીજો ગદીઆણો ઉમેરૂંછું. મેં શું કર્યું? એક પલ્લામાં શું છે? બીજામાં શું છે? જુઓ કાંટાને ઉપાડુંછું. વધારે ભાર કયા પલ્લામાં છે? તો બે ગદીઆણા બરોબર શું થયું? એક તોલા બરોબર શું થયું? તોલાના ગદીઆણા બે છે તો વાલ કેટલા થાય? કેમ વારૂ? ગદીઆણાની રતીઓ કેટલી? તોલાની રતીઓ કેટલી? કેટલી રતીઓનો તોલો? કેટલા વાલનો તોલો? અર્ધા તોલા બરોબર કેટલા ગદીઆણા? આ રૂપિઓ એક પલ્લામાં મૂકુંછું અને બીજામાં એક તોલો મૂકુંછું? કહો એ બેમાં વધારે ભારે શું છે? આ અર્ધો રૂપિઓ કોની બરોબર થશે? જુઓ હું તોળુંછું. આ પાવલી કેટલી ભારે થશે? લાવો તમારી પથ્થરપેન તોળીએ. એનો ભાર કેટલો છે? આ ચાકના કકડાને જોખીએ. કેટલા થયો? એમ કેટલીક નાની વસ્તુઓ તોળી દેખાડવી. પછી કહેવું કે લાવો તમારી સ્લેટને તોળીએ. એ તો આ પલ્લામાં માતી નથી. તો મોટી વસ્તુઓ કેમ તોળાયછે તે કાલે શીખવીશ.

પુનરાવર્તનમાં રતી, વાલ, ગદીઆણો, તોલો, રૂપિઓ, અર્ધો અને પાવલીના તોલ વિષે પ્રશ્નો પૂછી નક્કી કરવું કે આ વિષય પાકો આવડ્યો છે. પાકો આવડ્યો ન હોય તો બીજે દહાડે ફરીને શીખવવો.



## ખનિજ કોયલા વિષે પાઠ. ભાગ બીજો.

પહેલો ભાગ જેમને શીખવ્યો તેમને આ બીજો ભાગ શીખવવો.

સંક્ષેપ નોંધ — ખનિજ કોયલાની ખાણો.

આરંભ પ્રશ્નો.—એ કોયલા ખાણોમાંથી નીકળે છે તે તમે શીખ્યા. હવે એ ખાણો ક્યાં ખોદેછે, શી રીતે ખોદેછે અને કેવી હોયછે તે જાણનારા ઊભા થાઓ. કોઈ નથી જાણતા તો હું શીખવુંછું. ધ્યાન આપો.

પુનરાવર્તન—કોયલાવાળું સ્થળ શાથી પ્રથમ જણાય? ત્યાં કોયલા છે એ નક્કી શાથી કરેછે? ને નક્કી થયા પછી પ્રથમ શું કરેછે? ઇત્યાદિ,

સૂચના—કોઇના મનમાં એમ શંકા ઊઠે કે ઉપલા વર્ગોના ધોરણોમાં પદાર્થો વગેરેના કથિત પાઠ શીખવવાનું ફરમાવ્યું નથી તો આવા પાઠ શા કામમાં આવશે? એનો ખુલાસો એ છે કે વાંચનની ઉપલી ચોપડીઓમાં ઘણાક પદાર્થો વગેરેના ટૂંકા પાઠો છે તેઓને વિસ્તારથી સમજાવવાને આ પત્રમાં પ્રગટ થતા પાઠો ઉપયોગી થશે. ઉદાહરણ, એક ઉર્દુ સરકારી નિશાળમાં જઇને ત્યાંના પહેલા વર્ગને પત્થરના કોયલા વિષે તેમની વાંચનની ઉર્દુ ચોપડીમાં પાઠ હતો અને તે પાઠ છોકરા શીખી ગયા હતા તે વંચાવ્યો અને અર્થ પૂછ્યા તેવારે વર્ગના એકેએક છોકરાએ કહ્યું કે જમીનની અંદર કોઈ પહાડ બળી ગયલો તે પહાડના પત્થરના એ કોયલા છે. એ પાઠ શીખવનાર ત્રેનિંગકાલેજમાં ડા. કુક કૃત ભૂસ્તર વિદ્યા શીખ્યો હતો તે ભૂલી ગયલો જણાયું. વળી એ પાઠો ત્રેનિંગકાલેજોમાં શીખવી શકાશે. એડિટર.



## વનસ્પતિ શાસ્ત્ર. પાઠ ૪ થો.

### ભાગ ૧ લો.

પાંચમા અને છઠ્ઠા ધોરણના વર્ગને માટે.

| | |
|---|---|
| સંક્ષેપબોધ. | પૂર્ણબોધ. વનસ્પતિના અવયવો બે પ્રકારના છે. ૧ પોષક. ૨ પુનરુત્પાદક. |
| અવયવો. | પોષક અવયવો તેને ખોરાક પૂરો પાડવાનું કામ કરેછે. |
| ૧. પોષક. | વનસ્પતિનો વંશ જારી રાખવાનું કામ પુનરુત્પાદક અ- |
| ૨ પુનરુત્પાદક. | વયવો કરેછે. |

એ બે પ્રકારના અવયવો જુદા પાઠોથી શીખવવા.

## પોષક અવયવો.

પોષક અવયવો.

(૧) મૂળીઆં. તેઓનાં કામ અને પ્રકારો.

એમાં પહેલાં મૂળીઆં છે. તેઓ ભોંયમાં ઉતરી વૃક્ષોને ઊભાં રહેવાને શક્તિમાન કરેછે, તથા તેઓને છેડે ઝીણા તંતુઓ હોયછે તેઓનાં છિદ્રોવડે ખોરાક લઈ તેઓનું પોષણ કરેછે. વળી કેટલાંક મૂળિયાં ખોરાકનો સંગ્રહ કરી રાખી જે ઋતુમાં તે જમીનમાંથી લઈ શકાતો નથી તે ઋતુમાં પૂરો પાડે છે. મૂળિયાં ચાર પ્રકારોનાં છે. પહેલા પ્રકારનાં મૂળિયાં વિભાગ થવા વિના જમીનમાં ઊંડાં ઉતરે છે, તથા લાંબાં જાયછે. એઓને (૧) ઊંડાં ઉતરનારાં મૂળિયાં કહેછે. બાવળ, આંબા, લીમડાં વગેરે ઘણાંખરાં મોટાં ઝાડોને એ જાતનાં મૂળ હોયછે. એમાંનાં કેટલાંક વૃક્ષોનાં મૂળ એટલા જોરથી વધેછે ને જબરાં છે કે કઠણ ખડકો અને મજબૂત ઇમારતોને ફાડી અંદર ઘૂસેછે. ઉદાહરણ, પીપળાનાં મૂળ એવાં હોયછે. (૨) તંતુવાળાં મૂળીઆં કેટલીક વનસ્પતિને હોયછે તેઓ ભોંયમાં ઊંડાં ઉતરતાં નથી. નાળીએરી, ઘઉં, વગેરે ઘણાને એવાં હોયછે. (૩) અંતરિક્ષ મૂળ, એ ઝાડનાં થડ અને ડાળાંમાંથી નીકળી પ્રથમ લટકતાં રહેછે અને વધી જમીન સૂધી પ્હોંચે છે તેવારે તેની અંદર ઉતરે છે. વડનાં મૂળ આ પ્રકારનાં મૂળ થાયછે. (૪) ગાંઠોવાળાં મૂળ; એનું જાણીતુ ઉદાહરણ મૂળા છે.

(૨) થડ અને તેના પ્રકારો.

મૂળીઆંની પેઠે થડ ઝાડને ઊભાં રહી શકવામાં ટેકો આપેછે. મૂળીઆંએ લીધેલો ખોરાક થડમાં થઈ પ્રથમ પાત્રાંમાં જાયછે. થડ ઉપર ડાળાં અને ડાળીઓ ફૂટેછે, અને લાકડાનો મોટો જથો થડમાં બંધાય છે. ઘણુંકરીને થડ જમીનની ઉપર હોયછે, પણ કોઈ વૃક્ષોનાં થડો જમીનની અંદર હોયછે; એવાંને અંતર્ભો-

म कहे छे.

જમીન ઉપરનાં થડોના મુખ્ય ત્રણ પ્રકાર છે. (૧) સીધાં થડો, ઉદાહરણ, કેળ, તાડ, નાળીએરી, આંબા, શરૂ, આમલી આદિક ઘણાં ઝાડોને એવાં સીધાં થડ હોય છે. કેટલાંક ઝાડોનાં થડ વાંકાંચુકાં થાયછે, ઉદાહરણ, માલતીનું થડ એ પ્રકારનું છે. (૩) કેટલીક વનસ્પતિનાં થડો વેલારૂપ હોયછે. ઉદાહરણ, પોઈ, ગલકાં, કરેણ ફૂલ વગેરેના વેલા.

અંતર્ભૌમ થડોની ચાર જાતો છે—(૧) આંખોવાળા ગોળાકાર, ઉદાહરણ બટેટા. (૨) ઘણાં પડો કે પાત્રાંની બનેલી ગાંઠો, ઉદાહરણ, ડુંગળી, લસણ. (૩) કંદમૂળ, ઉદાહરણ, આદુ, હળધર. (૪) નક્કર ગાંઠો, ઉદાહરણ, અળવીની ગાંઠો, કે અલુઅડાં.

(૩) પાંદડાં. પાંદડાં (પાત્રાં) એ ઝાડોમાં ફેફસાંનું કામ કરેછે તથા વધારાનું પાણી વરાળરૂપે નીકળી જવાનો એ માર્ગ છે. તેઓના આકાર, ઝાડ ઉપરની ગોઠવણ અને રંગ ભિન્નભિન્ન છે. કેટલાંક ગોળ, કેટલાંક લાંબાં, કેટલાંક કાંગરાવાળાં, કેટલાંક માણસના હાથના પંજા જેવાં, કેટલાંક સારંગી જેવાં, કેટલાંક પક્ષીઓની પાંખોના આકારે ઇત્યાદિ. કેટલાંકને દીંઠ હોયછે અને કેટલાંકને નથી હોતાં. કેટલાંક થડોને વિટલાયલાં હોયછે. ઘણાખરાનો રંગ લીલો હોયછે, પરંતુ કોઇનો લાલ કે પીળો કે ધોળો હોયછે; વળી કોઈપર અનેક રંગ હોય છે; કોઇને ઉપર અને હેઠળ જુદા રંગ હોયછે. કેટલાંકના રંગ બદલાયાં કરેછે. આવી ભિન્નતાપરથી વનસ્પતિ શાસ્ત્રમાં તેઓના વર્ગ બાંધ્યા છે.

# સુનીતિના પાઠો.

## અપરાધ અને કાયદા.

ચોથા, પાંચમા, અને છઠા ધોરણોના વર્ગોને, અમદાવાદ પ્રાક્ટિસિંગ * સ્કૂલ.

| સંક્ષેપ નોંધ. | પુર્ણ નોંધ. |
| --- | --- |
| અપરાધ અને કાયદા. | આરંભ પ્રશ્નો—અપરાધ અને કાયદા વિષે જેમના જાણવામાં હોય તેમણે આંગળી ઊંચી કરવી. કહો વારૂ તમો. ઇત્યાદિ. |
| કેદખાનું કે જેલ. અપરાધ કે ગુનાહ. કાયદા, દીવાની તથા ફોજદારી. | પાઠ.—અમદાવાદમાં કેદખાનું ક્યાં છે તે તમે જાણોછો? કેદખાનાને ઇંગ્રેજીમાં જેલ કહેછે. એમાં કોને રાખેછે તે તમે જાણોછો? કોણ રાખેછે? શા વાસ્તે રાખેછે? અપરાધ કે ગુનાહ વિષે થોડો વિસ્તાર તથા કાયદાનો અર્થ અને તેનાં ઉદાહરણો, કાયદાની બે શાખાઓ, દીવાની અને ફોજદારી, કાયદાનાં પુસ્તક નિશાળીઆને દેખાડવાં. તેમાંનું કાંઇક વાંચવું. |
| | નિશાળમાં ભણેલા માણસોમાંના કોઇને સરકાર કેદમાં પૂરેછે કે નહિ? શા વાસ્તે પૂરેછે? તે માણસ એમ |
| વિદ્યાની જોડે સુનીતિ જોઇએ. | કહે કે હું ભણેલો છું, વિદ્વાન છું તો તેને છોડીદે કે નહિ? ભણતર કે વિદ્યાની જોડે સુનીતિ જોઇએ. કાયદો તોડનાર ભણેલો હોય તોએ સજા પામે. ન ભણેલો હોય |
| કાયદો સર્વને માટે સરખો છે. | તોએ સજા પામે. વારૂ કાયદો તોડનાર મોટો ધનવાન શેઠ હોય તો તેને સજા થાય કે નહિ અને મોટો કે નાનો સરકારી નોકર કે અમલદાર હોય કે જમીનદાર હોય કે સાહેબ હોય તો તેને સજા થાય કે ન થાય? નર અને નારી એ બેમાંથી કોને થાય? |

*અમદાવાદને બદલે બીજે સ્થળે આ પાઠ આપવામાં ત્યાંના કેદખાનાનું ઉદાહરણ લેવું અને ત્યાં ન હોય તો બીજી રીતે આરંભ કરવો. મતલબ બધે સરખી આવવી જોઇએ.

કાયદા અમલમાં ન આવે તેનાં પરિણામ. "કાયદો અમલમાં ન આવે" તેનો અર્થ, અને તેનાં પરિણામ, ઇતિહાસપરથી જાણવામાં આવ્યાં હોય તે ઉદાહરણો. કાયદાનું જોર ક્યારે ન હતું? ને તેવારે શું બનતું, તેનાં પરિણામ કેવાં થયાં હતાં? તો કાયદાને બરોબર અમલમાં આણવાની શી જરૂર?

નિશાળના બે હેતુ—(૧) વિદ્યાની વૃદ્ધિ. (૨) સુનીતિની વૃદ્ધિ. નિશાળના બે મોટા હેતુ છે. વિદ્યાનો પ્રસાર કરવો એ એક અને સુનીતિની વૃદ્ધિ કરવી એ બીજો. આજનો વિષય આ બીજો હેતુ છે. અનીતિ એટલે ગુનાહ ઘટે તેમ સુનીતિ વધે. નિશાળમાં ભણેલાં માણસોએ નિત્ય યાદ રાખવું કે તેમને ભણાવવાની એક મોટી મતલબ એ છે કે તેમણે અપરાધ કરવા નહિ. તેઓમાંનું કોઈ ગુનાહ કરે તેથી તેમની કેળવણીને, અને તેમની નિશાળને લાજ લાગેછે. જીવન પર્યંત આ સંભારી વર્તવું. શિક્ષકે આ બાબત વિસ્તારથી નિશાળીઆના મન પર ઠસાવવી.



# आरोग्यता वर्द्धक सुधारा विषे भाषणो.

## भाषण ६ हुं.

### આરોગ્યતાનાં સામાન્ય સાધનો.

#### સ્વચ્છ વા (કે હવા).

વાનું બંધારણ—આ દુનિયામાં જન્મતાં વારને વાનો શ્વાસ લેવો એ આપણું પહેલું કામ છે, અને વાને બહાર કાઢવો (પ્રાણનું જવું) એ છેલ્લું કામ છે. જન્મથી મરણ પર્યંત, જાગતાં કે ઉંઘતાં નિરંતર આપણો શ્વાસોચ્છવાસ ચાલ્યાં કરેછે. જેમ સમુદ્રનું તળિયું પાણીથી ઢંકાયલુંછે તેમ આખી પૃથ્વી વાના મોટા સાગરથી ઢંકાયલીછે અને માછલાં જેમ પાણીમાં ફરેછે તેમ આપણે તેને તળિયે ફરીએ છીએ. માછલાંને પાણીની બહાર કહાડીએ છીએ તેવારે તે મરી જાયછે તેમ વા વિના આપણે મરી જઇએ.

આપણને વાની ગરજ છે તે તો સર્વ જાણેછે, પરંતુ ગમે તેવો વા ચાલે, એવું ઘણા લાકો ધારેછે તેથી સારો વા મેળવવાની તજવીજ કરવાનો શ્રમ તેઓ લેતા નથી. એથી ઉલટું, કેટલાક પ્રકારનો વા બહુ હાનિકારક હોયછે. દુનિયામાં ઘણી જાતનાં ઝેર હોયછે, પરંતુ જે ઝેરથી ઘણાં માણસો મરી જાયછે તે બહુધા નઠારો વા છે.

પૂર્વે લોકો ધારતા કે વા એ તત્વ એટલે એકજ પદાર્થ છે. વિદ્વાન માણસોને હમણા માલૂમ પડ્યું છે કે એ મુખ્યત્વે આક્સિજન અને નૈટ્રોજન નામે બે ગ્યાસોનો બનેલાછે. વામાંથી એ બે ગ્યાસો છૂટા પાડી શકાય અથવા એ બેને મેળવીને તે બનાવી શકાય. વાના જે ભાગપર જીવનનો મુખ્ય આધાર છે તે આક્સિજન છે. આક્સિજન વિના દીવો પણ બળે નહિ. પરંતુ વામાં બધો આક્સિજન હોય તો આપણે ત્રટ મરી જઇએ; તે આપણને ઘણો સખ્ત પડે. એ કારણથી આક્સિજનમાં નૈટ્રોજન ભળેલાછે. આક્સિજનથી એ ઘણો જુદો છે, એ પ્રાણને આધાર આપી શકતો નથી અને તેમાં દીવા મૂકતાંને વાર હોલવાઈ જાયછે. આપણને શ્વાસ લેવાને અથવા વસ્તુઓને બળવાને જોઇએ તેવા ઉત્તમ પ્રમાણમાં એ બે ગ્યાસો ભળેલાછે. નૈટ્રોજનના ચાર ભાગે શુમારે એક ભાગ આક્સિજન છે.

વામાં બીજી બે વસ્તુઓ છે તેઓ પરિમાણમાં ઓછી છે, તથાપિ ઘણી ઉપયોગી છે.

નર્યા કોયલાને કાર્બન કહેછે. આક્સિજન અને કાર્બન બળવાથી ગ્યાસ બનેછે તેને કાર્બોનિક આસિડ ગ્યાસ કહેછે. વામાં ત્રીજી વસ્તુ છે તે એ છે. એ ગ્યાસ ભારે છે અને કોઇ કોઇવાર ઊંડા ખાલી કૂવાને તળિયે એકઠો થાયછે. એમાં મૂકવાથી દીવો હોલવાઈ જાયછે અને માણસ તેનો દમ લેછે તો તુરત મરી જાયછે. પરંતુ વનસ્પતિનો એ મુખ્ય ખોરાક છે. એના વગર વનસ્પતિ ઊગી શકે નહિ. વનસ્પતિ આખો દિવસ તેનું પાન કરેછે.

સ્વચ્છ વામાં ૨૫૦૦ ભાગમાં શુમારે માત્ર એક ભાગ અથવા તેર રૂપિએ એક પાઈ જેટલો કાર્બોનિક આસિડ ગ્યાસ છે. એટલા થોડા પ-

રિમાણથી આપણને હાનિ થતી નથી, પરંતુ તે ઘણો વધારે હોય આપણે નબળા અને માંદા પડીએ.

વામાં ચોથી વસ્તુ પાણીની થોડી વરાળ છે. એ ચારે વસ્તુઓ બરાબર ભળેલી હોયછે તેવારે વા સ્વચ્છ હોયછે અને આપણને સાજા અને મજબૂત રાખવાને લાયક હોયછે.

**વા શી રીતે અસ્વચ્છ થાયછે.**—વા પ્રાણધારણ કરવાને મુખ્ય ત્રણ રીતે અયોગ્ય થાયછે.

**૧. શ્વાસોચ્છવાસ અથવા દમ લેવો અને મૂકવો.**—આપણે શ્વાસ લઈએ છીએ તેવારે વાનો દમ લઈ તેને જેવો ને તેવો પાછો કહાડતા નથી. ઉચ્છવાસની જોડે કેટલીક વસ્તુઓ આપણે બહાર કહાડીએ છીએ. એ વસ્તુઓ આપણે જે વાનો દમ લીધો તેમાં નહોતી. ચોખ્ખા પાણીથી ગંદા વાસણને ધોઈએ છીએ તેવારે તે પાણી મેલું થાયછે. એજ રીતે જે વા આપણે શ્વાસમાં લઇએ છીએ તે આપણા શરીરના અંદરના ભાગને નિરંતર ધોઈ મેલને સાફ કરેછે.

આપણે ઉચ્છવાસમાં જે હવા કહાડીએ છીએ તે નીચેની ત્રણ વસ્તુઓ પોતાની જોડે લેતી જાય છે.

**૧. કાર્બોનિક આસિડ ગ્યાસ.**—ચોખ્ખા વામાં એનું માત્ર બહુજ થોડું પરિમાણ હોયછે; ઉચ્છવાસમાં આપણે જે વા કહાડીએ છીએ તેમાં તેનાથી શુમારે સોગણું હોયછે. આપણે તેને જોઈ શકતા નથી, પરંતુ દેવતામાંથી જેમ ધૂમાડો નીકળેછે તેમ આપણા શરીરમાંથી એ નીકળે છે. થોડી જગ્યાવાળા બંધીઆર ઓરડામાં ઘણા માણસોને પૂર્યા હોય તો તેમાંનો વા કાર્બોનિક આસિડથી ભરાઈ જાય છે. ગયા સૈકામાં ૧૪૬ માણસને કલકત્તામાં અંધારી કોટડી નામે નાના કેદખાનામાં એક રાત ગોંધી રાખ્યા હતા. એ કેદખાનાને માત્ર બે નાનાં જાળીઆં હતાં. બીજે દહાડે સવારમાં તેનું બારણું ઉઘાડ્યું તેવારે માત્ર ૨૩ જણા લથડીઆં ખાતા બહાર આવી શક્યા; બાકીના માણસો મરણ પામ્યા હતા. તેઓ શાથી મરી ગયા? ખરાબ હવાથી. આ બાપડાઓની પેઠે એક રાતમાં થોડા માણસો મરેછે, તથાપિ ઘણા માણસો તાજો વા નહિ મળવાથી આખો જન્મારો નબળા અને રોગી રહેછે.

૨. પાણીની વરાળ.—આપણે સ્લેટ ઉપર શ્વાસ મૂકીશું તો તે ભીની થશે તેપરથી જણાય છે કે ઉચ્છવાસમાં નીકળેલા વામાં પાણી છે.

૩ ગંદો નકામો પદાર્થ—ઉચ્છવાસમાં પણ કેટલોક કોહતો પદાર્થ નીકળેછે તે જો શરીરપર રહે તો રોગ ઉત્પન્ન કરે. કાર્બોનિક આસિડ ગ્યાસ નુકસાન કરેછે તેમજ એ કરેછે.

આ દેશમાં ઘણા લોકો બીજા માણસે ડૂચાને પાણી પીધેલા વાસણમાંથી પાણી પીવાની ના કહેછે, પરંતુ વાસેલા ઓરડાઓમાં તેઓ ખીચોખીચ બેસેછે તેવારે એકએકનાં ફેફસાંમાંથી નકારો વા અને ગંદો પદાર્થ નીકળે છે તેનો તેઓ વારે વારે દમ લેછે.

આપણી પેઠે ઢોર, બકરાં, કૂતરાં, અને બીજાં પ્રાણીઓ શ્વાસોચ્છવાસ લેછે અને એજ રીતે હવાને બગાડે છે.

૨ બળવું—જેમ પ્રાણનો આધાર આક્સિજન ઉપર છે તેમ દેવતાનો આધાર આક્સિજન ઉપર છે. વાસણમાં દીવો મૂકી તેને ઢાંકી દેશો તો તે તુરત હોલવાઈ જશે, કારણ કે કાર્બોનિક આસિડ ગ્યાસ બનાવવામાં તમામ આક્સિજન ખપી જાય છે. એમ દીવો દેવતા વાને અસ્વચ્છ કરેછે.

કલકત્તામાં મુસલમાનોનાં છોકરાં ઘણાં મરી જાયછે તે વિષે આપણે પાછળ કહી ગયા છીએ. જન્મ્યા પછી થોડા દિવસમાં ડાચું ખેંચાઈ જઈ (દાંત બીડાઈ જાય) ઘણાં છોકરાં મરી જાયછે. એજ શહેરમાં વસનારા યૂરોપી લોકોનાં છોકરાંને એ રોગ થતો નથી. ખ્રિસ્તિ લોકોની સ્ત્રીઓ જેટલી મરણ પામેછે તેનાથી મુસલમાનોની સ્ત્રીઓ બમણી મરેછે. સુવાવડમાં એ સ્ત્રીઓને નાના ઓરડાઓમાં પૂરી રાખી તમામ બારી બારણાં સંભાળથી વાસી રાખેછે; ત્યાં સગડી હમેશા બળ્યાં કરેછે; અને તેમની સગીઓ તથા બેનપણીઓ તેમની આસપાસ ટોળું વળીને બેશી રહેછે. માને અને બાળકને ખરાબ હવાનું ઝેર ચેઢેછે. છોકરાં મોટાં થઈ પોતાનો ઘણો વખત ખુલ્લી હવામાં ગાળેછે તેવારે મોતની સંખ્યા ઘણીજ ઓછી થાય છે.

કોહવાણ—વા દિવસે બિલકુલ સ્વચ્છ દેખાયછે, પરંતુ અંધારા ઓરડામાં સૂર્યનું કિરણ આવવા દઈએ છીએ તો તેમાં અસંખ્ય રજકણો

સદા કરતા બાસે છે. એમાંના કેટલાક રજકણો માટી, રેતી, ધસાદિના બારીક કણ હોયછે, અને કેટલાક વનસ્પતિનાં બીજ હોયછે. સડેલા પદાર્થોના રજકણો ઘણાજ નુકસાનકારક છે.

વનસ્પતિ અથવા પ્રાણી મરી જાયછે ત્યાર કેડે તે તુરત સડવા માંડે છે. તેમાંથી અતિ હાનિકારક ગ્યાસો નીકળે છે અને હવામાં તેના રજકણો ઊડી જાયછે.

આપણી આંખો આપણાં નાકના જેટલી તીક્ષ્ણ હોય તો પુષ્કળ નાના રજકણોને કોહતા જનાવરમાંથી નીકળતા અને વામાં પ્રસરી જતા દેખી શકીએ. તેઓ આપણા શ્વાસમાં ઘસડાઈ આવેછે તેવારે તેઓનો સ્પર્શ આપણા નાકને ગંધરૂપે જણાય છે.

એમ લોકોનાં આંતરડાંમાંથી નીકળેલો ગંધાતો મળ ઘણીવાર શ્વાસમાં જાયછે: મળ ખુલી હવામાં પડી રહેછે; ત્યાં તે સૂકાઈ જાયછે અને તેના રજકણો હવામાં ઊડી જઈ શ્વાસમાં ખેંચાઈ આવે છે.

શાકનાં છોડાં અને બીજો કચરો ઘરની થડમાં નાંખવામાં આવેછે તે હવાને બગાડે છે. ખાટકીઓ, ચામડીઆ, અને રંગારા પણ પોતાનો ધંધો કરવામાં હવાને અસ્વચ્છ કરેછે. કબરસ્તાનો અને મસાણો ઘરની થડમાં રહેવા દેવાં ન જોઇએ.

જમીનમાંથી પણ બાફ નીકળે છે. એમાં (જમીનમાં) વા ઓછો વત્તો પેસેછે અને એ વા ઉપલી હવા જોડે ભળેછે.

જમીનમાં ભેજ હોયછે તેવારે કોહવાણ અતિશય ખરાબ હોય છે. તાવનું મુખ્ય કારણ કોહતી વનસ્પતિ છે એવું ઘણુંકરીને ધારવામાં આવેછે.

જે મુખ્ય ત્રણ પ્રકારે વા અસ્વચ્છ થાયછે તે શ્વાસોચ્છવાસ, દહન, અને કોહવાણ છે.

૩. વા શી રીતે સ્વચ્છ થાયછે.—વાને સ્વચ્છ કરવાના ઉપાય ન હોય તો પૃથ્વી વસી શકાય નહિ એવી થોડા વખતમાં થાય. મુખ્ય ઉપાયો હેઠળ જણાવ્યા છે.

(૧) ગ્યાસો એક એક જોડે ભળેછે—પાણીમાં થોડું દૂધ રેડશો તો તે પાણી જોડે ભળી જશે. દેવતામાંનો ધૂમાડો તુરત હવામાં ફેલાઈ જાય છે. તેથી તે દેખાતો નથી. આપણે ઉચ્છવાસમાં જે અસ્વચ્છ વા કહાડીએ

છે.એ તેનું પણ એમજ થાયછે. તે આસપાસની સ્વચ્છ હવા જોડે ભળેછે અને તે જેમ વધારે પાતળો થાયછે તેમ તે ઓછો હાનિકારક થાયછે.

(૨) વાયરો કે પવન.—પવન લગભગ હમેશા ઓછો કે વત્તો વાય છે તેના કારણ વિષે તમે કદી વિચાર કર્યોછે? એક કારણ એ છે કે કોહતી વસ્તુઓમાંથી નીકળતી દુર્ગંધને ઘસડી લઈ જવાને તેને પરમેશ્વર મોકલેછે. હવા તાજી અને સ્વચ્છ રહે માટે ખુશકારક પવન વાયછે.

(૩) વનસ્પતિ.—શ્વાસોચ્છ્વાસમાં પ્રાણીઓ આક્સિજન અંદર લેછે અને કાર્બોનિક આસિડ ગ્યાસ બહાર કહાડે છે. પરંતુ દિવસે વનસ્પતિ કાર્બોનિક આસિડ ગ્યાસને છૂટો પાડી કાર્બન લેછે અને આક્સિજન બહાર કહાડેછે. એથી વાને સ્વચ્છ રહેવામાં ઘણી મદદ મળેછે. ખરૂં છે કે રાત્રિએ વનસ્પતિ આક્સિજન અંદર લેછે અને કાર્બોનિક આસિડ ગ્યાસ બહાર કહાડેછે, પરંતુ તે જેટલો આક્સિજન લેછે તેનાથી ઘણો વધારે બહાર કહાડેછે. તથાપિ જે ઓરડામાં છોડવા હોય તે ઓરડામાં સૂવું સારૂં નહિ.

ગ્યાસો એક એક જોડે ભળવાથી, પવનથી, અને વનસ્પતિથી હવા સ્વચ્છ થાયછે. વરસાદ પણ મદદ કરેછે. આપણે તેમને અટકાવવાનો પ્રયત્ન ન કરતાં તેમને પોતપોતાનું કામ કરવા દેવું જોઇએ.

૪. તાજો વા શી રીતે મેળવવો.—હેઠલા નિયમો પ્રમાણે ચાલવું જોઇએઃ—

૧. તમારા ઘરની બહાર તાજો વા આવે એમ કરો.—જે ભાગમાં ઘરો ઘણાંજ ખીચોખીચ હોય તે ભાગમાં બનતાં લગી રહેવું નહિ. બની શકે તો આસપાસ બધું પૂર્ણ સ્વચ્છ રાખવું. હવા બગડે માટે કચરો કે કોહતી વસ્તુઓ રાખવી નહિ; ગંધાતી મોરીઓ અથવા પાણી ભરાઇ રહે એવા ખાડા રાખવા નહિ.

૨. તમારા ઘરની અંદર પુષ્કળ તાજી હવા આવવા દો.—ઘરમાં વાયરો પેશી હવાને ચોખ્ખી કરે માટે દિવસે બારી બારણાં ઉઘાડાં રાખવાં. પરંતુ જેમ દિવસે તાજા વાની જરૂર છે તેમ રાત્રિએ પણ જરૂર છે. એ વેળા થોડીક બારી કે બારણાં ઉઘાડાં રાખી ન શકાય તો ફરેડીવાળી બારીઓથી અથવા ઘરો એ મથાળા નીચે કહેલા ઉપાયોવડે તે મળવા-

નો પ્રયત્ન કરવો. કેટલાક લોકો ધારેછે કે રાતની હવા નુકસાન કરેછે, પરં પરમાંની હવા કરતાં એ ઘણી વધારે સારી છે.

૩. માંદા માણસોને અને બાળકોને વિશેષે કરીને પુષ્કળ તાજા વાની ગરજ છે.—સાજા માણસો કરતાં માંદા માણસો હવાને ઘણી વધારે ઉતાવળે બગાડેછે. બાળકનું ચૈતન્ય નાના દીવાની જ્યોતની પેઠે ઝટ બુઝાઇ જાયછે.

૪. વાને આપણાં શરીરમાં છૂટથી આવવા દેવો જોઇએ.—વાદળીને અથવા લૂગડાના કકડાને છૂટો ધરી રાખીશું તો તે ઘણું પાણી ચૂશી લેશે. વાદળીને જેમ વધારે દાબીએછીએ તેમ તેમાં ઓછું પાણી માયછે. આપણાં ફેફસાં વિષે પણ એમજ છે. તેઓ જેમ ઓછાં દબાશે તેમ વધારે વા લેશે અને લોહી વધારે સ્વચ્છ થશે. લખતી અથવા કામ કરતી વેળા માણસોએ વાંકા વળવું નહિ. એમ કરવાથી ફેફસાં દબાયછે, અને હવાને અંદર જતાં પ્રતિરોધ થાયછે. શરીરને સીધું રાખવાથી વધારે તંદુરસ્ત રહેવાય છે.

૫. કોઈ કોઇવાર ખુલ્લા પ્રદેશમાં અથવા દરિયાકિનારે હવા ફેર કરવાથી તંદુરસ્તીને ઘણો ફાયદો થાયછે.—સૌથી ચોખ્ખી હવા દરિયાકિનારે હોયછે. એ કારણથી જે લોકો ભૂમિપર માંદા હોય છે તેઓ ઘણીવાર દરિયાકિનારે રહેવાથી થોડા દિવસમાં સાજા થાયછે.



## सरकारी मध्य बुक डीपो.

### मुंबाई.

#### નવા ધારા.

હમણા સરકારે અમદાવાદની ડિસ્ટ્રિકટ અને તાલુકા ડીપો કહાડી નાંખી છે તેથી મહેતાજીઓને પુસ્તકો ખરીદ કરવાની અને વેચવાની પરવાનગી મળવાથી એ ધારા તેઓને ઉપયોગી થઈ પડશે એમ ધારી હેઠળ પ્રગટ કરીએ છીએઃ—

બુકડીપો કોડના ૧ લા પ્રકરણના ૧૩મા નિયમને બદલે તથા આખા ૫ મા પ્રકરણને બદલે હેઠલા નિયમો ઠરાવ્યાછે. એ નિયમો સને ૧૮૮૪ના આગસ્ટ માસની ૧લી તારીખથી અમલમાં આવશે અને એ કોડની

સુધારેલી આવૃત્તિ છપાશે તેમાં દાખલ કરવામાં આવશે. એ ધારા કેળવણી ખાતાના કામદારોને, ડીપોના બીજા સરકારી અને ખાનગી ગ્રાહકોને, અને વેપારીઓને લાગુ પડશે.

જથાબંધ કામ.

૧. જથાબંધ કામ એટલે ૨૨૫)નાં અને તેથી વધારે કીમતનાં પુસ્તકો મોકલવાની ફરમાશ અથવા ખરીદી.

ટીપ—પુણા અને સુરત જિલ્લાની બ્રાંચ ડીપો હમણાં કહાડી નાંખીછે, તેથી ત્યાંના મહેતાજીઓના બાબતમાં સામટી ખરીદી અથવા ફરમાશનો અર્થ બીજો હુકમ થતાં સુધી ૨૧૦નાં અને તે કરતાં વધારે કીમતનાં પુસ્તકોની ખરીદી સમજવી.

૨. સરકારી મધ્ય બુક ડીપોએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો અને નકશાની સામટી ખરીદીપર છાપેલી કીમતોપર સેંકડે વીસ ટકા વટાવ આપવામાં આવશે. રૂપિઆના અપૂર્ણાંકપર વટાવ આપવામાં નહિ આવે.

૩. જે પુસ્તકો અને નકશા સરકારી મધ્ય બુક ડીપોએ પ્રસિદ્ધ કર્યાં નહિ હોય અને જે પુસ્તકો અને નકશા ઘટાડેલી કીમતે વેચવાનાં હશે તેઓના સંબંધમાં ક્યુરેટરની ઇચ્છામાં આવશે તો સામટી ખરીદી કરવા દેશે અને વટાવ આપશે.

૪. ક્યુરેટરના પત્રકમાં જે પુસ્તકો અને નકશા સરકારના માલિકીનાં અથવાં હકસાઈ લેઇને વેચવા રાખેલાં જણાવ્યાં હશે તેઓપર વટાવ આપવામાં નહિ આવે.

૫. રવાને કરવાનો તમામ ખર્ચ ખરીદદારોએ આપવો પડશે અને રસ્તામાં ખોવાશે અને નુકશાન થશે તેનું સઘળું જોખમ તેમને ખમવું પડશે. જેરવલ્લ પડે તેવારે વાંધો ન ઊઠે તેટલા સારૂ એક રૂપિઆ ઉપરાંતની કીમતની ચોપડીઓની ટપાલ માર્ફતે મોકલેલી બીંડડીઓ ખરીદદારને ખર્ચે હમેશ રજિસ્ટર કરાવવામાં આવશે. મરજી હશે તો રેલવેને રસ્તે મોકલવાની બીંડડીઓનો વીમો ઉતરાવવામાં આવશે.

૬. તમામ સામટી ખરીદી મુંબાઇ માંહેલી મધ્ય બુક ડીપોમાંથી કરવી જોઇએ. સર્વે પ્રકારની બ્રાંચ ડીપોને પુસ્તકોનું સામટું વેચાણ કરવાની મના છે.

૭. ઉધાર ખાતું રાખ્યું નહિ હોય ત્યારે જે ફરમાશ જોડે અવેજ મોકલ્યો નહિ હોય તેપર નિયમ તરીકે ધ્યાન આપવામાં આવશે નહિ.

ટીપ—બુક ડીપો કોડના ૪થા પ્રકરણનો જે ભાગ રદ કર્યો નથી તે પ્રમાણે ઉધાર ખાતાની વ્યવસ્થા કરવામાં આવેછે.

૮. સામટી ખરીદીપર વટાવ આપવામાં આવે તે લેવો હોય તો હમેશ અગાઉથી નાણાં મોકલવાં જોઇએ.

૯. જથાબંધ ખરીદીની શરતોએ પુસ્તકો મોકલવાંની ફરમાશો જોડે પુસ્તકોની કીમત, બીડવાનો તથા ટપાલ ખર્ચ (ખરીદેલી ચોપડીની કીમત એક રૂપિઆથી વધારે હોય તો રજિસ્ટર કરાવવાની ફી), અથવા આગગાડીનું નૂર બેસે તે પૂરાં પડે એટલાં નાણાં મોકલવાં જોઇએ.

૧૦. ફરમાશ પ્રમાણે કરવામાં કાંઈ શિલક રહેશે તો તે હમેશ માલિકને ખર્ચે પાછી મોકલવામાં આવશે.

૧૧. હુંડી, ચેક (નાણા મળવાનો રૂખલો), અને મુંબાઈ ઇલાકા સિવાયના બીજા કોઇ ઇલાકાની ચલણી નોટોથી વાળેલો અવેજ માલિકને ખર્ચે વટાવી રૂપાનાણું કરવામાં આવશે.

૧૨. ટપાલની ટીકીટો સિવાયની બીજી ટીકીટો અવેજને પેટે મોકલી હશે તો તે લેવામાં નહિ આવે; અને રૂપિએ એક આનાના દરે તે ટીકીટો બદલાવી નાણા કરવાની હરકત પૂરી પડે એટલી ટીકીટો મોકલવી જોઇએ, નહિતો દર રૂપિએ એક આનાના દરે જે રકમ થશે તે બાદ કરી તેઓની કીમત ગણવામાં આવશે.

૧૩. બાંધણકામ (પાકિંગ) સાધારણ પ્રકારનું કરવામાં આવશે, એટલે (૧) ટપાલ અથવા રેલવે માર્ફત રવાને કરવા સારૂ કોરી મોસમમાં જાડો કાગળ અથવા ચોમાસાની ઋતુમાં મીણકપડ વીંટાળવામાં આવશે; (૨) રેલવે માર્ફતે મોકલવાની મોટી બીંડડીઓને સારૂ બધી ઋતુઓમાં *ફેરસરની પેટીઓપર ડામર લગાડેલું કપડું વીંટાળવામાં આવશે (ફરમાશ* કરવામાં આવશે તો ચીનાઈ પત્રાની પેટીઓ વાપરવામાં આવશે); અને (૩) નકશાને માટે—ચોમાસામાં હમેશ ચીનાઈ પત્રાની પેટીઓ.

૧૪. એકવાર વેચેલી ચોપડી વિશેષ કારણો સિવાય પાછી લેવામાં નહિ આવે.

૧૫. મુંબાઇ ઇલાકા અને હિંદના હરકોઈ બીજા ભાગ માંહેલા

ખાનગી ચોપડી વેચનારાઓ કનેથી અથવા દુકાનેથી પુસ્તકો ખરીદ કરી મોકલી આપવામાં આવશે, અને તેપર ડીપો સેંકડે પાંચ ટકા કમિશન લેશે.

૧૬. નિયમ તરીકે પુસ્તકો વેલ્યુપેઅબલ પાર્સલથી મોકલવામાં આવશે નહિ.



## નિશાળોનાં ઇનામ પત્રક.

કોઠ. આ. ડાહ્યાભાઈ જેશંકર રૂ.ના કમિટિના મેમ્બરો રૂ૧) હાલોલ કન્યા. મે. કલેક્ટર સાહેબ રૂ૫) જાબુંઘોડા. રા. સોરાબજી દાદાભાઈ રૂ૧ાા~ કાલોલ મે. કલેક્ટર સાહેબ રૂ૧૨) દેરોળ. મે. કલેક્ટર સાહેબ રૂ૧) ઝગડીઆ. મુનસફ સાહેબ માધવરાવ ભાસ્કરરાવ રૂ૧) કપલસાડી. ઝગડીઆના થાણાદાર વલવ મોતીચંદ રૂ૧ા ઝગડીઆં કન્યા. મે. રાજપીપળાના સુબા સાહેબ રણછોડભાઈ ગોવિંદરામ રૂ૨) મલાવ મે. કલેક્ટર સાહેબ રૂ૧) ઝાલોદ. કોઠારી હરજીવન ઝવેર રૂ૨) દે. રામજી હીરાચંદ રૂ૧) રા. મોહનલાલ લલુભાઈ રૂ૧ા ડેડીઆવાડા. ફોજદાર સાહેબ બાપુરાવ રૂગનાથરાવ રૂ૫) અપોધા. ઝગડીઆના થાણાદાર વલવ મોતીચંદ રૂ૨) ઝગડીઆ પ્રગણાના તજવીજદાર રૂ૧ા

પાલણપુર વિભાગ. નં. ૩૫૯ તા. ૧૧-૨-૮૯.

કુંવર મે. રાધનપુરના નવાબ સાહેબ રૂ૪) કુંવારદ. મે. નાદેઅલી-ખાનજી રૂ૧~ ગોતરકા. મે. રાધનપુરના નવાબસાહેબ રૂ૨ા અમરસી માવજી રૂ૧) દૂવડ. મે. મુર્તુઝાખાનજી રૂ૩) કુંધકા. મે. રાધનપુરના નવાબ સાહેબ રૂ૩) સુજપુર. મે. રાધણપુરના નવાબ સાહેબ રૂ૬) રાધનપુર કન્યા. મે. રાધનપુરના નવાબ રૂ૧૫) રાધનપુર તા. સ્કુ. રાધનપુરના મે. નવાબ સાહેબ રૂ.૩૩) લોલડા. રાધનપુરના મે. નવાબ સાહેબ રૂ૩ા ધોસરાના ઠકર તલકસી મનોરદાસ રૂ૧~ વારાહી. તાલુકદાર તથા બીજા સદ્‌ગ્રહસ્થો રૂ૨૦) મહેતાજીને રૂ૬) આસિસ્ટંટને રૂ૧) સાંતલપુર. ઠાકોર સાહેબ તથા સદ્‌ગ્રહસ્થો રૂ૧૧~ થરાદ. વકીલ ઉતમરામ નારણ રૂ૬) ડોસી પીતાંબર નરસીંહ રૂ૨) મોરવાડા. થરાદના મે. ઠાકોર સાહેબ રૂ૩ા વાવ. મે. રાણાજી સાહેબ રૂ૩) સુઇગામના ઠાકોર સાહેબ રૂ૩) મહેતા નેમજી મલુકચંદ રૂ૧) મહેતા કુબેર નથુમી રૂ૧)

હાલાર પ્રાંત. નં. ૧૩૪ તા. ૧૩-૨-૮૯.

સલાયા. રા. નારણજી ભાણજી રૂ૧~ ડા. વાલજી દેવજી રૂ૧ ખડબા. સ્કુલ કમિટી રૂ૧) જોડીઆ. ઠ. ભીમજી રૂ૧॥ આમરણ. રેવીન્યુ અધીકારી રા. જીવાભાઈ ઓધવજી રૂ૨) દુધૈ. મહે-દેવશંકર વસરામ રૂ૧) મોરબી બ્રાંચ. બાઈશ્રી મોધીબા રૂ૩) ટંકારા. લક્ષ્મીદાસ મુલચંદ રૂ૧ રાજકોટ તાલુકાસ્કુલ. મે. ઠાકોર સાહેબ રૂ૮) રાજકોટ બ્રાંચ. મે. ઠાકોર સાહેબ રૂ૬) સરધાર. ઉપાધ્યા લાલજી નંદરામ રૂ૧) નવાનગર કન્યા નં. ૧ મણીશંકર સુંદરજી રૂ.૨) કાલાવાડ કન્યાઃ નં. ૧ મહારાજા જામસાહેબ રૂ૧) ધ્રોલ કન્યા. કલ્યાણજી અમીચંદ રૂ૨॥ મોરબી કન્યા. બાઈશ્રી મોધીબા. રૂ૧) મોવૈયા કન્યા. મ. ગોંડલ દરબાર સાહેબ રૂ૧॥~ નવાનગર પાઠશાળા. વૈદ મણીશંકર ગોવીંદજી રૂ૧૬) કંડોરણા. પારેખ મુલજી વસનજી રૂ૭) બેડ. મે. મીસીસ મેકલીલેન્ડ રૂ૧॥ મેવાસા. મહેતાજી કાબા કચરા રૂ૧) ખંભાલીઆ. શેઠ દામોદર નંદજી રૂ૬) મોરારજીગોવીંદજી રૂ૨) સલાયા. દામોદર નંદજી રૂ૧॥~ જોડીયા મુખ્ય. ઠા. ધનજી કેશવજી રૂ૪) ટંકારા. ઠા. વલભદાસ મુલચંદ રૂ૧॥ મેઘપુર. સ્કુલ કમિટી રૂ૧) દેરડી. રેવન્યુકમિશનર રૂ૧) ધોરાજી મુખ્ય. મે. ગોંડલ ઠાકોર સાહેબ. રૂ૨૨॥ ધોરાજી બ્રાંચ. મે. ગોંડલ ઠાકોર સાહેબ રૂ૭॥ ધોરાજી પાઠશાળા. મે. ગોંડલ ઠાકોર સાહેબ રૂ૨૪॥ ધોરાજી ઉર્દુ.મે.ગોંડલ ઠાકોરસાહેબ રૂ૧૫॥~ મોટીમારડ.દેવચંદ જાદા રૂ૧) ભાયાવદર. સ્કુલકમિટીના પ્રેસીડેન્ટ રૂ૧॥ સરધાર. શેઠ સાકરચંદ જેતશી રૂ૬) ધ્રોલ મુખ્ય. મે.ઠાકોર સાહેબ રૂ૨૪) મહેતાજીને રૂ૫) આસીસ્ટંટને રૂ૫॥~ વીરપુર. મહેરબાન ઠાકોર સાહેબ રૂ૧॥~ ઠા. માધવજી રવજી રૂ૧) સાણુદડ. પ્રાંતના ઇનચાર્જ કોનસ્ટેબલ રૂ૧॥ નવાનગર કન્યા. નં. ૧ મે. મીસીસ મેકલીલેન્ડ સાહેબ રૂ૧૬) નવાનગર કન્યા. નં. ૨ મે. મીસીસમેકલીલેન્ડ સાહેબ રૂ૧૧॥~ કંડોરણા કન્યા. શેઠ હરીદાસ રવજી રૂ૫॥ ખંભાલીઆ કન્યા. શેઠ દામોદર નંદજી રૂ૨॥ ધોરાજી કન્યા. મે.ગોંડલના ઠાકોર સાહેબ રૂ૯૨॥~ ધ્રોલ કન્યા.ધ્રોલના મે.ઠાકોર સાહેબ રૂ૧૫) મોવૈયા કન્યા, ગોંડલ દરબાર સાહેબ રૂ૧) કંડોરણા.(જામ) નવાનગરના મે. રેવન્યુકમીશનર સાહેબ રૂ૧) ધુંવાવ. ખોજા હીરાઅલીદાની

આ) બેરી. મે. મીસીસ મેકલીઑડ સાહેબ રૂ૪) ભાડલા. નવાનગર-ના મે. દે. કમીશનર સાહેબ રૂ૩ાા દુધૈ. મેહેતા ઝીણા ખીમજી રૂ૧) ખંભાલીઆ. શેઠ મોરારજી ગોવીંદજી રૂ૨) સતાપુર. રા. માધવલાલ હર-જીવન તથા મહાલકારી સાહેબ રૂ૩ાા ખડભા. જાડેજાશ્રી અમરસીંગ ગ-ગજીભાઈ રૂ૨) જેતપુર. શેઠ પ્રાણજીવન લાલચંદ રૂ૨) અધોઈ. મે. દ-રબાર સાહેબ રૂ૨) ભેંષપુર. કામદાર દયાળજી પુરસોતમ રૂ૪) ધુનડા. મે. ઇવેંક્ટીસાઇડ સેન્સર સાહેબ રૂ૧) મીતાણું. લખમણ કેશા રૂ૧ાા કોલીવડ. ગોંડલના મે. પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ રૂ૧) કોલકી વહી-વટી કારકુન રૂ૧) ગણોદ. ગણોદ ભાયાત રૂ૩) લાઠ. વેપારીઓએ રૂ૧) માલીઆ. મે. ઠાકોર સાહેબ રૂ૧૨) મહેતાજીને રૂ૫) આસીસ્ટંટને રૂ૫) વાઘરવા. ભાગીદારો રૂ૧ાા મોવૈયા કન્યા. નામદાર દરબાર સાહેબ રૂ૨ાા

સુરત વિભાગ. નં. ૮૦૪ તા. ૨૬-૨-૮૯.

સુરત. નં. ૭ મી. બાવા ભૈરવ ભારથી રૂ૮ાા સચીન કન્યા. જમીય-તરામ દલપતરામ રૂ૧ાા ઓરપાડ કન્યા. દાકતર દલપતરામ ઉમેદરામ રૂ૧ા- વાલોડ. મી. ચુનીલાલ ઠાકોરદાસ રૂ૨ાા સુપા. જુના ગોસાંઈ વિગેરે રૂ૧) અથામા કન્યા. જલાલપુરના મામલતદાર સાહેબ રૂ૧) વેંઠી. દ-યાશંકર વિશ્વનાથ રૂ૦ા પટેલ આસમાલજી સુલેમાનજી રૂ૦ા મુસાજી સુલે-માનજી રૂ૦ા ગુલામ દાવજી રૂ૦ા ફકીરા કેશવ રૂ૦ા ગોવિંદ મેરજી રૂ૦ા વાલોડ કન્યા. ઠાકોરદાસ નરસીદાસ રૂ૦ા આબકારી કમીશનરના કલાર્ક. રૂ૦ા. દેસાઈ પેલાભાઈ નારણદાસ રૂ૦ા દે. લક્ષ્મીશંકર હરીવલ્લભ રૂ૦ા કેશવરામ વજેરામ દેસાઈ રૂ૦ા પ્રાણજીવનદાસ તુળજારામ રૂ૦ા પોસ્ટમા-સ્તર રૂ૦ા ચીખલી કન્યા. દેસાઈ હરરાય બાપુભાઈ રૂ૨ગાાાા વસનજી ડાહ્યાભાઈ રૂ૩) ખરવાસા. ખંભાસલાના પટેલ રણછોડ ખુશાલ રૂ૨) હરીઆ. દે. હરરાય બાપુભાઈ રૂ૧૨) બોધાન. લીલા વીરજી રૂ૧- અ-લથાણ. મોરારજી મોહનભાઈ રૂ૧) અજેદ. શેઠ ભીખાભાઈ નવરોજજી પાલનજી તથા દાદાભાઈ કાવસજી રૂ૫) ભેદેલી. મે. આસી. કલેકટર સાહેબ રૂ૩) મગોદ. આસી. નીછાલાલભાઈ રૂ૧) ભેસાણ. સદ્ગ્રહસ્થો રૂ૧ાા- સરસ. રૂ૪- વરાછા. દે. હરરાય બાપુભાઈ રૂ૧૨) ઓરપાડ. દે. મણીલાલ લલુભાઈ રૂ૧) ઓરપાડ ઉર્દુ. શેખ આબેદ શેર અન્જુ જુના રૂ૩ાા- રાવલા. મે. જોઇંટ સાહેબ રૂ૨) ગામના લોકો રૂ૨) વાંઝ-

ના પટેલ નારણ મોરાર રૂ૧) ઉધનાના પટેલ વશનજી સગરા-ટઉ. શેઠ દામોદર તાપીદાસ મોતીરામ ગોકળદાસ તથા શેઠ બેરામજી જીજીભાઈ મળી રૂ૭ા ઓરમા. જેમ એદુલ સાહેબ રૂ૭ા ચીખલી કન્યા. વંદ્રાવનદાસ તુલસીદાસ રૂ૫ા

## પાલણપુર વિભાગ. નં. ૪૦૩-૪૧૮

ગોતરકા. મે રાધનપુરના નવાબ સાહેબ રૂ૨ા મહેતાજીને રૂ૫) થરાદ. પારેખ વિરચંદ રામચંદ રૂ૨) મુજપુર. મે. રાધનપુરના નવાબ સાહેબ સાકર શેર ૧૦ મહેતાજીને રૂ૫) સમી. એજન સાહેબ રૂ૨૦) મહેતાજીને રૂ૫) આસીસ્ટંટોને રૂ૪) ઉણ. તાલુકદાર સાહેબો રૂ૧) મહેતાજીને રૂ૨) ડીસાટાઉન. મે. તેસીલદાર સાહેબ રૂ૨) દીવોદર. બારોટ. ગંભીર દયારામ રૂ૪) પાલણપુર કન્યા. પાટણ વિ. ના ડે. એ. ઇ. ના કલાર્ક ફેણાજી રૂ૧) પાલણપુર તાલુકા સ્કુલ. મે.વડોદરાના.નવાબસાહેબ.રૂ૧૦

## કચ્છની નિશાળોનાં ઇનામ.

નળીઆ. શે. ગો. તે. સ્કુલ. કુલાયના ઠ. તુલસીદાસ તથા બાણજી નરસીંહ રૂ૩૫) મહેતાજીને રૂ૩) આસીસ્ટંટનોને રૂ૧ા માનીટરોને રૂ૩ા પટાવાળાને રૂ૧) નાઈટ સ્કુલ એજન વિદ્યાર્થીઓને રૂ૫) શેઠ થામજી મેઘરાજ રૂ૩ા શેઠ ધનજી લખમશી રૂ૧ા શેઠ દામજી અરજણ રૂ૧ા શેઠ માણેક મેઘરાજ રૂ૧ા નળીયા કન્યા. કુલાયના ઠા. તુલસીદાસ તથા બાણજી નરસીંહ રૂ૨૮ા મહેતાજીને રૂ૩) આસીસ્ટંટને રૂ૧ા બાયડ. શા. નથુ મુળજી તથા મુળજી ખીમજી રૂ૧) શેઠ દેવજી રામજી રૂ૧ા પટેલ વિસનજી પુનસીંહ રૂ૩ા

અપૂર્ણ.

---

તેનો પૂરેપૂરો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો.

૮ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૯ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે બુકસેલરો તથા માસ્તરોને જણાવવાનું કે "દસ્કત શિક્ષક" કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૨ ટકા કમીશનથી વેચી આપવાની ગોઠવણ કરીછે. પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. (જેઓની પ્રમાણે મરજી હોય તેઓએ નીચલે શરનામે લખવું.)

૧૦ વિનતિપૂર્વક સર્વે હેડમાસ્તરોને જણાવવામાં આવેછે કે "દસ્કત શિક્ષક" ની કોપીબુકો વાપરવાથી છોકરાઓના દસ્કતમાં આગલી હાલની કાપીબુકો કરતાં સુધારો થાયછે કે નહિ તે વિષે પોતાનો અભિપ્રાય નામ સાથે લખી જણાવવો કે જેથી પુરતી જોગવાઈએ તેનો પણ ઉપયોગ કરવામાં આવે.

૧૧ નારપેઈડ કાગળો લીધામાં આવશે નહિ.

આદરજી કાવસજી માસ્તર,
દસ્કતશિક્ષક પ્રગટકર્તા.
ધોબીતલાવ મુંબાઈ.

## પુરુષ પરીક્ષા.

મૂળ સંસ્કૃત સહિત શુદ્ધ અને સરલ
ગુજરાતી ભાષાંતર.

આ મનોરંજની પ્રાચીન પુસ્તકમાં પુરુષો કેટલા તથા કેટલા પ્રકારના છે, અને તેના લક્ષણો તથા પરીક્ષા શી છે, વગેરે વર્ણન એવું તો સરસ રીતે કરેલું છે કે તે પુસ્તક એક વખત હાથમાં લીધા પછી પાછું મુકવાનું મન થતું નથી. તેમાં આવેલી કથાઓ એવી તો રસીલી તથા બોધકારક છે કે વાંચતી વખતે રસીક વાંચનારનું અંતઃકરણ આનંદથી પ્રફુલિત થયા વિના રહેતું નથી. આ પુસ્તકની હજાર નકલોમાંથી ૭૦૦ સાતસો નકલ ઉપડી ગઈછે અને માત્ર ૩૦૦ ત્રણસો બાકી રહીછે માટે જેને જોઈએ તેણે સત્વર મંગાવી લેવી. કિં. ૦૨) ને પોસ્ટેજ આનો દોઢ જુદું.

જામનગર. શાસ્ત્રી હરિશંકર ગોવિંદજી.

વિવાહવિધિ એ નામનું પુસ્તક છપાઈ બહાર પડ્યું છે,
કીમત ૦-૮-૦ પોસ્ટેજ ૦-૦-૬.
અમદાવાદ યુનિયનપ્રેસમાં મળશે.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

JULY 1889.

પુસ્તક ૨૮ મું. જુલાઈ. ૧૮૮૯. અંક ૭ મો.

મ'તાજી ભણ્યું મોટું વ્રજ, નામ તેમ છે કામ;
કર ખંતે મન કેળવી, ખરી એતી ધીરી હામ.

અનુક્રમણિકા. પૃષ્ઠ. CONTENTS:


| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | |
|---|---|---|---|
| તોલ વિષે | ૧૪૫ | Object-lessons: Measures | 145 |
| ખનિજ કોયલા વિષે | ૧૪૬ | Mineral Coals | 146 |
| સુનીતિના પાઠો | ૧૪૯ | Moral Lessons | 149 |
| વનસ્પતિશાસ્ત્ર | ૧૫૦ | A Lesson on Botany | 150 |
| બ્રિટિશ રાજ્યબંધારણ | ૧૫૨ | British Rule | 152 |
| આરોગ્યતા વર્ધક સુધારા વિષે ભાષણ | ૧૫૬ | A Lecture on Sanitary Reform | 156 |
| સરકારી જાહેર ખબરો | ૧૬૧ | Notifications | 161 |
| નિશાળોનાં ઇનામ પત્રક | ૧૬૪ | Prizes distributed in Schools | 164 |




( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

ગામાની હવેલી પાસે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.



વર્ષનો રૂપિયો એક અગાઉથી...... પોસ્ટેજ માફ.
છૂટક નકલ ૧) ના આના બે ... ... ,, અર્ધો આનો

# સ્કુલ માસ્તરો વીગેરેને ઉપયોગી.

# ધી ગુજરાત પ્રોવીડન્ટ સોસાઇટી લીમીટેડ.

### ઇંડીયન કમ્પનીઝ એક્ટ પ્રમાણે રજીસ્ટર થઈ છે.

આ મંડળીના મેમ્બરોનો સંપ એવો છે કે તેમનામાંથી હરકોઈ મેમ્બર જ્યારે ગુજરી જાય ત્યારે તેના વારસને બાકીના સઘળા હયાત મેમ્બરો નાણાની મદદ કરે, અને તેથી કરીને આ મંડળીના દરેક મેમ્બરના વારસને નાણાની મોટી રકમ મળશે. દરેક માણસ પોતાની યથાશક્તિ પ્રમાણે મદદ કરવાનું પસંદ કરી શકે તેને માટે એક રૂપીઆથી તે એક આના સુધીના છ વર્ગ કરેલા છે. દેહ ક્ષણભંગુર છે માટે આવા સંપમાં સામીલ થવું યોગ્ય છે. મેમ્બર થવાની મરજી હશે તેમને અર્ધા આનાની ટપાલની ટીકટ મોકલેથી સોસાઇટીના મુખ્ય નિયમોની ચોપડી તથા મેમ્બર થવાની અરજીના ફોર્મ મફત મોકલવામાં આવશે.

ઓફીસ—અમદાવાદમાં રીચીરોડ ઉપર રતનપોળને નાકે

શ્રીજીવણદાસ મુળચંદ વકીલ, સેક્રેટરી તથા મેનેજર.

## જાહેર ખબર.

૧ લાહોર-આગ્રા અને લખનોર વાળી સરકારે મંજુર કરેલી ઉરદુ ચોપડી નાચે સહી કરનારને ત્યાંથી મળશે ૦-૧-૯ ઉરદુ પેહેલી ૦-૧-૬ બીજી ૦-૨-૬ત્રીજી ૦-૩-૦ ચોથી ૦-૨-૬ વ્યાકરણ ૦-૮-૦ શાહાનામું ૧-૨-૦ આપખાક કાશી.

તા ૧૨-૭-૮૮ સુરત હરીપરા ધી કોટ. જમનાદાસ ભગવાનદાસ બુકસેલર.

રમલ, અદ્‌ભુત પ્રશ્નાવળી, અને ૧૦૦ વરસનું પંચાંગ.

આ નામના ગુજરાતી પુસ્તકની કીમત રૂ૧) અગાઉથીજ લેવાની રાખીછે. આ લોકોપયોગી પુસ્તકનાં વખાણ કરવાની જરૂર નથી. પુરતાં ઘરાક થએ તોજ છપાશે. નહીંતો નાણાં પાછાં મળશે. પોસ્ટેજ માફ. જલદીથી નાણાં મોકલી ઘરાક થાઓ. આ પુસ્તક પાછળથી મળશે નહિ.

ગોલંદપરાની બોરડીશેરી. સુરત શ્રીમોહન જમનાદાસ.

સહુનું સસરૂને ઉપયોગી ☞ દેશીનામાની પદ્ધતી ત્રીજી આવૃતિ:—

# ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૮ મું. જુલાઈ, ૧૮૮૯. અંક ૭ મો.

## તોલ વિષે.

### પાઠ ૬ ઠો.

વર્ગની આગળ કાંટો, ત્રાજવાં, તોલાં, રૂપિઆ, શેરી અને પાંચશેરી તથા સોનું તોળવાના કાંટાથી ન તોળાય એવી વસ્તુઓ પ્રથમથી જોખીને રાખવી. એક પાંચ શેર અને એક શેરની એવી બે રાખેથી ચાલશે.

પાઠ. કાંટો હાથમાં લઇને પૂછવું કે આ મારા હાથમાં શું છે? જ. કાંટો. સ. એ શા કામનો છે ? જ. તોળવાના કામનો. સ. તો. આ સ્લેટને એમાં તોળો. છો. એતો એમાં ન માય. શિ. આ ઘડાને તોળો. છો. એ પણ નહિ માય. શિક્ષક. ઠીક, એવી મોટી જણસો આવા ત્રાજવામાં તોળાયછે. શેમાં તોળાયછે ? શા માટે ? ત્રાજવામાં શું તોળાય છે ? કાંટામાં શું તોળી શકાય ? આવો ભાઈ તમે આ ત્રાજવાના એક પલ્લામાં આ ઘડો મેલો. જોઇએ, વારૂ એ કેટલો ભારે છે. હવે એને તોળવાને આ સામા પલ્લામાં શું મૂકશો ? એક રૂપિઓ મૂકો. નથી તોળાતો. બીજો રૂપિઓ મેલો; ત્રીજો મેલો; ચોથો મેલો; નથી તોળાતો. વારૂ બીજા પાંચ મૂકો. નથી તોળાતો. ત્રાજવામાં તોળવા જોગ મોટી કે ભારે વસ્તુને તોળવાને ભારે કાટલાં હોય છે. મેં શું કહ્યું ? જુઓ એવાં કેટલાંક તમને દેખાડવાને હું લાવ્યો છું. એક છોકરો. મહેતાજી મારા ઘરમાં એવાં છે. શિક્ષક—એમ કે, તો કહો, (પાંચશેરી હાથમાં લઇને) આને શું કહેછે ? છો. પાંચશેરી શિ. ઠીક. એ પાંચશેરી આ સામા પલ્લામાં મૂકુંછું. જુઓ હવે ઘડો ઉપડ્યો અને તોળાયો. શિક્ષક. ઘડો કાઢી લઈ આ લોટો મૂકુંછું, ને ત્રાજવું

સૂચના.—ગામમાં બનેલા ગુનાહનાં ગુનેહગારોનાં નામ સહિત ઉદાહરણ લેવાં નહિ કેમકે તેથી ટંટો થવાનો સંભવ છે. વિષયને ખૂબ ચરચાવીને દરેક છોકરાના મનમાં ઠસે એમ કરવું, અને પછી એ વિષે નિબંધ લખાવવો. ઉપર લખ્યુંછે તેવા ઉપર નિશાળીઆ આપી શકશેજ એમ નક્કી નથી. વળી કોઈ ખોટા જવાબ પણ દે. માટે ભણનારાને જે ન આવડે તે શિક્ષક યુક્તિવડે શીખવવું. પાઠમાં લખ્યું છે તેટલે સૂધી બધા ધર્મોના એક મત છે, પણ કોઈ નિશાળીઓ એવો પ્રશ્ન કરે કે પરમેશ્વર થી શિક્ષા કરશે તો તેનો ઉત્તર બધા ધર્મોનો એક સરખો નહિ આવે માટે એ ધર્મનો ખાસ વિષયછે માટે મહેતાજીએ તેનો ખુલાસો કરવાનું કામ માથે ન લેતાં કહેવું કે એનો ઉત્તર તમારા ધર્મગુરૂ પાસેથી કે વડીલથી મેળવવો. ભણનારાની સુનીતિ વિષે સમજવાની અને પોતાની મેળે ખરો વિચાર કરવાની શક્તિ વધે એ ઉપર નજર રાખી વર્તવું. પરંતુ જે વિષય તેમનાથી સમજી શકાય નહિ કે તેમની શક્તિ ઉપરાંત છે તેવાની ચર્ચા ચલાવવી નહિ.



## વનસ્પતિ શાસ્ત્ર. પાઠ ૪ થો.

### ભાગ ૨ જો.

#### પુનરૂત્પાદક ઇન્દ્રિયો.

સંક્ષેપબોધ.

પૂર્ણબોધ. ફૂલોત્પત્તિની ઇન્દ્રિયો ફૂલમાં હોય છે અને તેઓ બે છે. (૧) પુંકેસર અને સ્ત્રીકેસર, (૨) એ બન્ને બહારની બાજુનાં આચ્છાદનો.

ફૂલોત્પત્તિની ઇંદ્રિયો.

ફૂલમાંના એ બે કેસરોને ફરતાં બે પ્રકારનાં આચ્છાદનો છે,—એક બાહ્યાચ્છાદન અને બીજું અંતરાચ્છાદન. બાહ્યાચ્છાદનનું બીજું નામ પુષ્પ કોશ છે, અને તે ફૂલની બહારની બાજુનું ઢાંકણ છે. ગુલાબ કમળાદિક ફૂલોમાં એ ઢાંકણ લીલા રંગનું હોયછે. ધતૂરા, વછનાગાદિકમાં ફૂલની પાંખડીઓ જેવાં

(૧) પુંકેસર અને સ્ત્રીકેસર.

**અંતરાચ્છાદનો.**

(૨) અંકેસરોનાં હોયછે. અંતરાચ્છાદન એ ફૂલની પાંખડીઓ છે. એના રંગ ભિન્ન ભિન્ન હોયછે. ફૂલની શોભા અને સુગંધ એ પાંખડીઓમાં હોય છે. એ પાંખડીઓના આકાર અને કદ જુદાં જુદાં હોયછે. ઘણાંકની પાંખડીઓ નરમ અને નાજુક હોયછે.

**બીજની ઉત્પત્તિ.**

બીજની ઉત્પત્તિ પુંકેસર એટલે નર જાતિની ઇન્દ્રિય અને સ્ત્રીકેસર એટલે નારી જાતિની ઇંદ્રિયથી થાયછે. એ બંને કેસરો ફૂલોની પાંખડીઓની માંહે ને પાસે હોયછે. કોઈ ઝાડ કે છોડનાં ફૂલોમાં એ બેહુ ઇંદ્રિયો જોડે હોયછે, ઉદાહરણ ગુલાબનું ફૂલ, જાસુદીનું ફૂલ, લીંબુનું ફૂલ, કોઇને જુદાં જુદાં ફૂલોમાં હોયછે, એટલે એક ફૂલમાં પુંકેસર અને બીજામાં સ્ત્રી કેસર એમ હોયછે, ઉદાહરણ એરંડા અને નાળીએરી. વળી કોઇમાં જુદાં જુદાં ઝાડપર થાયછે, ઉદાહરણ,પોપૈઆ, આરબી ખજુરી. કોઈ પોપૈઓ નર હોઈ તેના ફૂલમાં પુંકેસર થાયછે; કોઇ નારી જાતિ હોઈ તેના ફૂલમાં સ્ત્રીકેસર થાયછે. ખજુરીને પણ તેમજ છે.

**પુંકેસરના બે ભાગ (૧) નરતન્તુ (૨) પરાગકોશ.**

પુંકેસરમાં બે ભાગ હોયછે (૧) નરતન્તુ, (૨) પરાગકોશ. નરતંતુ ઘણુ કરીને રંગે પીળા અને સૂતરના તાંતણા જેવા હોયછે અને તેઓને છેડે પરાગ કોશ હોયછે. પરાગકોશમાં પરાગ હોયછે. ફૂલોમાંથી હળધર જેવી ભૂકી ખરેછે તેજ પરાગ છે. એ પરાગ બિયાને ઉત્પન્ન થવામાં મદદ કરેછે. એક ફૂલમાં ઘણું કરીને ચારથી સાત સુધી નરતંતુ હોયછે. બંને કેસરો જ્યારે એક ફૂલમાં હોયછે ત્યારે સ્ત્રીકેસરની આસપાસ નરતન્તુ હોય છે. આકાર ભિન્ન ભિન્ન હોયછે. કોઈ જાતના ફૂલના પરાગ કાંટા જેવા, કોઈના અંડાકાર, કોઈના ગોળ અને કોઇના ચોરસ હોયછે, પણ નરી આંખે એ આકાર જોઈ શકાતા નથી, સૂક્ષ્મદર્શક યંત્રથી દેખાયછે,

પરાગની ઉપર અતિ પાતળું પડ હોયછે, અને એ પડની અંદર બહુ ઝીણી ભૂકી હોયછે. ફૂલ ખીલે ત્યારે એ ભૂકીનાં રજકણો સ્ત્રીકેસર ઉપર પડેછે, અને સ્ત્રીકેસરના મધ્ય ભાગે નળી હોયછે તેમાં થઈ બીજકોશમાં જાયછે, અહિ તેનો બીજના અંકુર જોડે સંયોગ થાયછે તેથી બીજ ઉત્પન્ન થાયછે અને ફળ બેસેછે. એકજ ફૂલમાં પુંકેસર અને સ્ત્રીકેસર ન હોતાં જુદાં જુદાં ફૂલોમાં કે નોખાં ઝાડોનાં ફૂલોમાં હોયછે તે વારે પરાગ પવનથી ઊડી સ્ત્રીકેસર પર જઈને બીજ અને ફળ ઉત્પન્ન થવામાં સહાય કરેછે.

**સ્ત્રીકેસરના ભાગો. (૧) બીજકોશ (૨) બીજઅંકુર. (૩) નળી (૪) નળીનુ મુખ.**

સ્ત્રીકેસરમાં મુખ્ય ચાર ભાગ છે (૧) બીજકોશ (૨) બીજઅંકુર, (૩) નળી, (૪) નળીનું મુખ. બીજકોશ એક અથવા વધારે હોયછે. બીજઅંકુર એટલે ફૂલનાં ઈંડાં. બીજકોશમાં બહુ ઝીણા ગોળાકાર પદાર્થ હોયછે તેઓ એ બીજઅંકુર કે ઈંડાં છે. એમાં બીજ પેદા થાયછે, તેઓ બીજ કોશના ઊંચા ભાગને ચોટેલાં હોયછે. નળી બીજકોશની ઉપર લાગેલી છે. એ નળીની ટોચે તેનું મુખ છે અને તે પર ચીકણો રસ હોય છે. પરાગના કણ તે ઉપર પડી ચોટેછે અને આસ્તે આસ્તે નળીમાં ઉતરી બીજકોશમાં પેસેછે.

સૂચના—આ વિષય જો નમૂના દેખાડી શીખવવામાં આવે તો મનોરંજક વધારે લાગે.



## બ્રિટિશ રાજ્યતંત્રનું બંધારણ

( ૫ મા અંકના ૧૧૨ મા પૃષ્ઠથી પૂરૂં.)

ઘણા જુના વખતથી ભૂપતિના સલાહકારોને પ્રિવીકૌન્સિલ કહે છે.

એના મેમ્બરોને રાઇટ ઓનરેબલનો માનવંતો ઇલકાબ આપવામાં આવે છે. પરંતુ એ કૌન્સિલમાં એટલા બધા મેમ્બરો હતા અને તેઓ એટલા તો છેટે છેટે રહેતા કે નિયમસર કામ થતું નહિ. વળી એમાં ભિન્ન ભિન્ન પક્ષના અને વિરૂદ્ધ મતના માણસો છે. એ કારણથી સને ૧૬૮૮માં રાજ્યની ઉથલપાથલ થઈ ત્યાર પછી કાબિનેટ એટલે મંત્રીમંડળને નામે પ્રિવીકૌન્સિલની કમિટીને રાજ્યનો કારભાર સોંપવાનો રિવાજ પડ્યો. પરંતુ હમણા પ્રિવીકૌન્સિલમાંથી મંત્રીઓ પસંદ ન કરતાં પાર્લમેન્ટમાંથી પસંદ કરવામાં આવેછે અને તેઓ પાછળથી પ્રિવીકૌન્સિલના મેમ્બરો થાય છે.

પ્રધાનમંડળના આગેવાનને મુખ્ય દીવાન કે મુખ્ય વજીર (પ્રીમિયર) કહેછે. મહેલાં રાજ્યકર્તાની ઇચ્છા અથવા કૃપાથી તેને દીવાનનો ઓદ્દો મળતો, પરંતુ હમણા પાર્લમેન્ટમાં તેને પુષ્ટિ આપનારા મેમ્બરોના ભરોસાને લીધે તેને એ ઓદ્દો મળેછે, આમની સભામાં તે વખતે જે રાજકીય પક્ષના મેમ્બરો વધારે હોયછે તે પક્ષના માન્ય થયેલા આગેવાનને ભૂપતિ પોતાનો મુખ્ય દીવાન નીમેછે, અને તેને પુષ્ટિ આપનારા મેમ્બરોમાંથી મંત્રીમંડળ બનાવવાનું કામ તેને સોંપે છે,

મુખ્ય મંત્રીઓની મંડળીને કાબિનેટ કહેછે અને એ કાબિનેટ પોતાની સામાન્ય રાજ્યરીતિ તથા પાર્લમેન્ટમાં મૂકવાનાં કામ ઠરાવેછે. મંત્રીમંડળમાં અવશ્ય કરીને હેઠલા મેમ્બરો હોયછેઃ—

૧. મુખ્ય દીવાન (કે મુખ્ય વજીર) અથવા ટ્રીઝરીનો પહેલો લોર્ડ.
૨. લોર્ડ ચાન્સેલર.
૩. જમાબંદી ખાતાનો ચાન્સેલર.
૪. સ્વદેશ ખાતાનો સેક્રેટરી.
૫. પરદેશ ખાતાનો સેક્રેટરી.
૬. સંસ્થાન ખાતાનો (કોલોનીઓનો) સેક્રેટરી.
૭. હિંદખાતાનો સેક્રેટરી.
૮. વિગ્રહ ખાતાનો સેક્રેટરી.
૯. પ્રિવીકૌન્સિલનો પ્રમુખ.

નીચે લખેલા મંત્રીઓને પણ જુદે જુદે વખતે કાબિનેટમાં ગણેછે;

નૌકાસૈન્ય ખાતાનો પહેલો લોર્ડ.
વ્યાપારની બોર્ડનો પ્રમુખ.
ભીખારીઓને લગતા કાયદાની બોર્ડનો પ્રમુખ.
લોર્ડ પ્રિવીસીલ.
આયર્લાંડનો મુખ્ય સેક્રેટરી.
પોસ્ટ માસ્તર જનરલ.
લાંકાસ્ટરની ડચીનો ચાન્સેલર.
કેળવણીની કૌન્સિલની કમિટીનો ઉપપ્રમુખ.

મંત્રીમંડળ ઉપરથી આમની સભાના વિશેષ ભાગના મેમ્બરોનો વિશ્વાસ ઊઠી જાયછે તેવારે તેણે રાજીનામું આપવાનો દસ્તૂર છે. એ વેળા ભૂપતિ વિરુદ્ધ પક્ષના આગેવાનને મંત્રીમંડળ બનાવવાનું કામ સોંપે છે, પરંતુ પોતાના મતને અનુકૂળ હોય એવા મેમ્બરોનો વધારે ભાગ મુખ્ત્યારો નીમનારા લોકો ચુંટી કહાડે એવી આશાથી હારખાઈ ગએલું મંત્રીમંડળ રાજીનામું ન આપતાં પાર્લમેન્ટને વિસર્જન કરી નવી પાર્લમેન્ટ બોલાવવાની સલાહ ભૂપતિને આપી શકે. એને "પ્રજાને અપીલ કરવી" કહે છે.

પાર્લમેન્ટની દરેક સભા પોતાની બેઠકો રોજ રોજ મુલતવી રાખી શકે. મંત્રીમંડળની સલાહથી ભૂપતિ પાર્લમેન્ટને એક સેશનથી બીજી સેશન લગી મુલતવી રાખે છે; અને નવી પાર્લમેન્ટ પસંદ કરવાની હોયછે તેવારે તેને વિસર્જન કરેછે. ભૂપતિ મરણ પામેછે તેવારે પણ પાર્લમેન્ટ વિસર્જન થઈ જાયછે. પાર્લમેન્ટની મુદત કાયદાથી સાત વર્ષની ઠરાવીછે, પરંતુ એ કાયદો સને ૧૭૧૬માં મંજૂર થયો ત્યાર પછી કોઈપણ પાર્લમેન્ટ છથી વધારે વરસ લગી ટકી નથી. મહારાણીના અમલમાં પાર્લમેન્ટોની સરાસરી મુદત પાંચ વરસની અંદર આવે છે.

ઇંગ્રેજનાં તાબેદાર સંસ્થાનોની અને કોલોનીઓની અંદરનો રાજ્યકારભાર ગવર્નરો અને કૌન્સિલો ચલાવે છે. એ ગવર્નરો અને કૌન્સિલોની નીમણુક ગાદીપતિ કરેછે અને લંડન માંહેલો કોલોની ખાતાનો સ્ટેટ સેક્રેટરી તેઓપર અમલ કરેછે. એ સ્ટેટ સેક્રેટરી કાબિનેટનો સભાસદ છે. વધારે વસ્તીવાળાં અને જૂનાં કોલોનીઓને બનતાં લગી સ્થાનિક સ્વરાજ્યના પાયાપર મૂક્યાં છે, એટલે પ્રત્યેકમાં લોકે પસંદ કરેલા મેમ્બરોની કાયદા બાંધનારી સભા હોય છે.

કાનડા ઇલાકાને સ્વરાજ્ય ચલાવનાર સંસ્થાનનું દૃષ્ટાંત લઈ શકાય. એ ઇલાકાપર પ્રિવી કૌન્સિલની સહાયતાથી ગવર્નર-જનરલ અમલ ચલાવેછે. ગવર્નરજનરલની અને કૌન્સિલના તમામ સભાસદોની નીમણુક ગાદીપતિ કરેછે. કાયદા બાંધનારી સભાના બે મંડળી છે—સેનેટ અથવા શ્રેષ્ઠ મંડળી, અને આમનીસભા. સેનેટમાં ગવર્નર-જનરલ-ઇન-કૌન્સિલે નીમેલા સિત્તોતેર સભાસદો છે, અને આમની સભામાં પાંચ વરસને માટે લોકોએ પસંદ કરેલા બસેં સભાસદો છે. સ્થાનિક કાર્યોને અર્થે પ્રત્યેક પ્રાંતમાં લેફ્‌ટેનન્ટ-ગવર્નર અને કાયદા બાંધનારી સભા છે. એ સભામાં ઘણું કરીને બે મંડળીઓ હોયછે.

આસ્ટ્રેલિઆનાં સંસ્થાનોની સરકાર એને બહુજ મળતી છે, ફેર માત્ર એટલોછે કે કાયદા બાંધનારી સભા અથવા શ્રેષ્ઠ મંડળીના મેમ્બરોની નીમણુક ઘણું કરીને ગાદીપતિ કરેછે. ન્યૂઝીલાંડ, ન્યૂસૌથ વેલ્સ, અને ક્વીન્સલાંડ, એ પ્રત્યેકમાં ગાદીપતિએ નીમેલા ગવર્નર અને ચાર કે પાંચ સભાસદોની કાબિનેટ અથવા અમલ ચલાવનારી મંડળી છે; કાયદા બાંધનારી કૌન્સિલ છે તેમાં પંદરથી ત્રીસ સભાસદો હોયછે તેઓની નીમણુક પણ ગાદીપતિ કરેછે; અને કાયદા બાંધનારી સભા અથવા નીચલી મંડળી છે તેના સભાસદોને લોકો પસંદ કરેછે. સૌથ આસ્ટ્રેલિઆમાં કાયદા બાંધનારી કૌન્સિલ છે તેના સભાસદોને એક પ્રાંત તરીકે મત આપી આખું કોલોની પસંદ કરેછે; ટાસ્માનિઆમાં અને વિક્ટોરિઆમાં એસભાના મેમ્બરોને ઉપલા અને દ્રવ્યવાન લોકો પસંદ કરેછે, પરંતુ બીજી બાબતોમાં પાડોશનાં કોલોનીઓમાં જેવી ગોઠવણો છે તેવીજ ગોઠવણો ત્યાં છે.

હિંદ એ બ્રિટિશ રાજ્યકર્તાના પ્રત્યક્ષ અધિકાર નીચે હજુ સુધી રહેલા સંસ્થાનનું ઉદાહરણ છે. એની રાજ્યવ્યવસ્થા વિષે આપણે પાછલા અંકોમાં વિસ્તારથી કહી ગયા છીએ તેથી અહીં કહેવાની જરૂર નથી.

સિંહલદ્વીપ કે લંકા એ કોલોની તરીકે હિંદથી સ્વતંત્ર છે. જે સરકારમાં સ્થાનિક અને વરિષ્ટ સરકારનાં તત્વો ભેગાં મળેલાંછે તેનું એ ઉદાહરણ છે. પરંતુ વરિષ્ટ સરકારનાં તત્વોની સત્તાનું પ્રાબલ્ય વધારે છે. ગવર્નરની અને પાંચ મેમ્બરોની અમલ ચલાવનારી કૌન્સિલની નીમણુક ગાદીપતિ કરેછે. કાયદા કરનારી કૌન્સિલમાં પંદર મેમ્બરો છે તેઓમાંના પાંચ

અમલ ચલાવનારી કૌન્સિલના મેમ્બરો છે, બીજા ચાર મેમ્બરો પણ સ-રકારી કામદારો છે. અને સરકારી ઓદ્દાની રૂઇએ નહિ નીમાયલા મેમ્બ-રો માત્ર ૭ છે.

—⊰∘⊱—

# आरोग्यता वर्द्धक सुधारा विषे भाषणो.

## भाषण ७ मुं.

### સ્વચ્છ પાણી.

પાણીની ગરજ.—પ્રત્યેક પ્રાણી અને વનસ્પતિને પાણીની જરૂર છે. પાણી ન હોય તો એ બંને મરી જાય.

આપણા શરીરનો વધારે ભાગ પાણીનો બનેલો છે. કોઈ માણસનું વજન ૭૫ શેર હોય તો તેના અંગમાંનું પાણી વજનમાં ૫૬ શેર થાય. આમ હોવાને સારાં કારણો છે. આપણે ખોરાક ખાઈએછીએ તેવારે તેનો જઠરમાં પ્રથમ કાંજીના જેવો પદાર્થ બનેછે. એમાંના કાંઇક દૂધના જેવા ઉપયોગી ભાગનું લોહી બનેછે, અને નકામો ભાગ બહાર નીકળી જાય છે. લોહી નાની નળીઓને રસ્તે શરીરના તમામ ભાગોમાં તેઓના પોષણને માટે જાયછે. લોહીમાં જોઇએ તેટલું પાણી ન હોય તો તે એટલું ઘાડું થઈ જાય કે નાની નળીઓમાં તે વહી શકે નહિ. એમાંની ઘણીક નળીઓ વાળથીએ પણી બારીક હોયછે. આપણે પાણી પીએછીએ તે લોહીમાં મળેછે, અને એમ શરીરના દરેક ભાગમાં જાયછે. પાણી ખરાબ હોય તો આપણી તંદુરસ્તી બગડેજ.

આપણાં શરીરનો મેલ ધોઈ નાંખવા માટે પણ પાણી ખપનું છે. આપણે પાણીથી નાહીએછીએ તેવારે શરીરપરનો મેલ ધોવાઈ જાયછે એટલુંજ નહિ, પણ રાત દહાડો આપણી ચામડી માંહેલાં ઝાઝાં નાનાં છિદ્રોવાટે તે પરસેવા રૂપે થોડે થોડે બહાર નીકળેછે.

વરસાદ વનસ્પતિને નવાડેછે અને ભેજ પૂરો પાડેછે; તે જમીનપર વહી તેપરનો ગંદવાડ ઘસડી લઈ જાયછે.

#### પાણીની આવકનાં મૂળ.

૧. વરસાદ.—પાણી પૂરું પાડનારૂં મોટું મૂળ એ છે. સૂર્યના તાપને

ઢીને પાણીની વરાળ થઇ તે ઉંચે ચડેછે અને તેની ઝાકળ, વરસાદ, બરફ બનેછે.

વરસાદ વરસેછે તેનું પાણી લગભગ સ્વચ્છ હોયછે. એ પાણી કોઈ વાર ઘરનાં છાપરાંપરથી લોકો ઝીલછે. વિશેષે કરીને છાપરૂં ચપટું (અગાશી) હોયછે, તો તેપર ધૂળ, પક્ષીઓની હગાર, કાગડાએ નાંખેલાં હાડકાં, ઇત્યાદિ પડેલાં હોવાથી તે પાણી થોડુંક બગડે છે. વરસાદનું પાણી જમીનપર વહેછે તેવારે તેમાં કાદવ અને કોહની વસ્તુઓ ભળેછે.

૨. નદીઓ.—ઘણીખરી મોટી નદીઓમાં સારૂં પાણી હોયછે. ચોમાસામાં વરસાદના પાણી જોરે માટી ઘસડાઈ આવ્યાથી નદીનું પાણી ડહોળાવલું હોયછે. એ પાણીને થોડી વાર ઠરવા દીધાથી તે નીતર્યું થાયછે, અથવા થોડી ફટકડી નાંખવાથી અથવા પ્રખ્યાત નિર્મળીના ફળથી ઝટવારમાં નીતર્યું થાયછે.

નદીઓમાં લૂગડાં ધોવાથી અને ઢોરને નવડાવ્યાથી તેઓનું પાણી બગડે છે. લોકો ઘણી વાર નદી કિનારે અથવા પાત્રમાં ઝાડેજપરે જાયછે અને વરસાદની જોડે તે મેલું નદીમાં ઘસડાઈ જાયછે. મુડદાંને, કોગળિયાથી કે શીતળાથી મરણ પામેલા લોકોનાં મુડદાંને પણ, કોઇવાર નદીઓમાં નાંખેછે, તેમજ કાંઠે બાળેલાં મુડદાંની રાખોડીને પણ નદીમાં વહેવડાવે છે. નદીઓને ઘણીવાર મેલું નાંખવાનું સ્થળ પણ કરવામાં આવે છે.

મોટી નદીઓમાં પણ એ રીતે બગાડ થાયછે. પરંતુ ઘણીવાર જોવામાં આવેછે તેમ નદી બહુજ નાની હોયછે અને તેનું વહેણ ભાગ્યે હોયછે, તો ઘણી વધારે ખરાબી થાયછે. વહેતું પાણી હળવે હળવે વાથી ચોખ્ખું થાય છે.

૩. સરોવરો અને પચપચી જમીન—કેટલાંક સરોવરોનું પાણી ઉત્તમ હોયછે, પરંતુ એવાં સરોવરો હિંદમાં બહુંજ થોડાં છે. પચપચી જમીન અને જંગલમાંનું પાણી સ્વચ્છ દેખાય છે, તથાપિ તેમાં ઘણું કરીને કોહતી વનસ્પતિ હોયછે તેથી તાવ ઉત્પન્ન થવાનો સંભવ છે.

તળાવો.—તળાવોનું પાણી બાંધ્યું હોવાથી તે ઝટ બગડે છે, તોપણ તેઓને સ્વચ્છ રાખવામાં ઘણી જગાએ બહુ બેદરકારાઈ રાખવામાં આવેછે. તળાવોમાં લોકો નહાય છે, દાતણપાણી કરેછે, અને થુંકે છે, પોતાનાં લૂગડાં ધૂએછે, રાંધવાનાં વાસણો માંજેછે, કાંઠે જાજરૂ જઈ

ધસડાઈ જાય અથવા ભોંયમાં થઇને તેઓમાં ઉતરે એવી રીતે તેમની ચડમાં કોઈપણ જાતનો ગંદવાડ થવા દેવો ન જોઇએ.

પાણી પીવાને માટે રાખેલાં તળાવોની ઘણુંકરીને સંભાળ લેવાની જરૂર છે. એમ સંભાળ લેવામાં ન આવે તો તે બગડે.

બની શકે તો નહાવા ધોવાને તથા ઢોરને માટે બીજું મોટું તળાવ ખોદાવવું. એમાં પણ સારૂં પાણી હોવાની જરૂર છે. ગંદા પાણીમાં ધોયલાં લૂગડાંથી ખુજ થાયછે. સ્વચ્છ પાણી માણસને તેમજ ઢોરને ગુણકારી છે. ખરાબ પાણીથી ઢોરને કૃમિ અને બીજા રોગ થાયછે.

નદીઓની અને તળાવોની ચડમાં વરીડા ખોદવાથી ઘણીવાર સારૂં પાણી મળી શકેછે. તે પાણી જમીનમાં થઇને આવતાં સ્વચ્છ થાયછે.

કૂવા.—કૂવાને થાળું કરવું અને તેની આસપાસ જમીન બહારની પર એવી ઢળતી રાખવી કે ઢોળાયલું પાણી દૂર વહી જાય. કૂવાની આસપાસ થોડી છોબંધ કરવાથી ઘણો ફાયદો થાયછે. કૂવા ઉપર લોકોને નહાવા દેવા નહિ અથવા લૂગડાં ધોવા દેવાં નહિ. કૂવા ઉપર ઝાડ ઝઝૂમતાં હોવાં ન જોઇએ, કારણ કે તેનાં પાંદડાં પાણીમાં પડી કોહેછે. કૂવાને ઢાંકણું કરવાથી તેનું ઘણું રક્ષણ થાય છે.

પાણી કહાડવામાં ચોખ્ખા ઘડા અને દોરડાં વાપરવાં જોઇએ. કૂવામાં ભાગેલા ઘડાનાં ઠીકરાં અને કચરો પડ્યો હોય તે કહાડી નાંખવાને તેઓને વખતે વખતે ગળાવવા જોઇએ.

મોરીઓ અને ખાળકૂવાનો ગંદવાડ વિશેષે કરીને હાનિકારક છે. કૂવા પાસેના ખાળકૂવા સાફ કરી પૂરી નાંખવા જોઇએ. કૂવા પાસેનો તમામ ગંદવાડ હાનિકારક છે. પાણી નઠારા વાસને શોષી લેછે.

જે વાસણોમાં પાણી ભરી રાખવું હોય તે વાસણોને દરરોજ માંજવાં જોઇએ. એ વાસણોને માંજવામાં ન આવે તો તેઓની બાજૂએ ચીકણો પદાર્થ (લીલ) બાઝે.

કોઈ માણસને બળિયા નીકળ્યા હોય અથવા બીજો ચેપી રોગ થયો હોય તેવારે પીવું, નહાવું ધોવું, વગેરે હરકોઈ ઘરકામને માટે વાપરવાના કૂવાની ચડમાં અથવા તળાવમાં તેને નહાવા દેવો નહિ અને પોતાનાં લૂગડાં ધોવા દેવાં નહિ.

પાણીને સ્વચ્છ કરવું.—બની શકે ત્યાં લગી સ્વચ્છ પાણી મેળવવું

અને તેને સ્વચ્છ રાખવું. કાદવવાળી નીચી જગ્યામાંથી પાણી લેવું નહિ. પાણીની સ્વચ્છતા વિષે અંદેશો હોય તો તેને સારી પેઠે ઉકાળવું. ઉકાળ્યાથી રોગ ઉત્પન્ન કરે એવું ઝેર તેમાં હોયછે તે નાશ પામેછે. તાવ અથવા બીજા કોઈ રોગનો વાવર હોય ત્યારે વિશેષે કરીને પાણીને ઉકાળવાની જરૂર છે. ગળણાં બરાબર બનાવી ચોખ્ખાં રાખ્યાં હોયછે તો તેઓ ઉપયોગી છે; પરંતુ તેઓ ગંદાં હોય છે તો પાણી વધારે અસ્વચ્છ થાયછે.

સાધારણ ગળણાં આ પ્રમાણે બનેછેઃ લાકડાની તિરપાઇપર ત્રણ માટલાં એક ઉપર એક મૂકવાં, અને દરેક માટલાપર કાણાવાળું ઢાંકણું ઢાંકવું. ઉપલાં બે માટલાંને તળિયે નાનું કાણું પાડી તેમાં રૂનો ઢીલો ડાટો મારવો અને તેમાં ચોખ્ખી રેતી અને કોયલા નાંખવા; એ ત્રણમાંના છેક નીચલા માટલામાં પાણી ગળાઇને ટપકશે. રેતી અને કોયલાને વારેવારે બદલી નાંખવાં અને માટલાંને ધોઈ સાફ કરવાં. તાજી રેતી ઝટ મળી શકે તેમ નહોય તો તેને ખૂબ તપાવ્યાથી તે પાછી ઉપયોગમાં લેવાને લાયક થઈ શકે. માટલાંમાં માખીઓ, કસ્તર, વગેરે ન પડે માટે ઢાંકણાં હમેશ ઢાંકી રાખવાં.

પીવાની સર્વોત્તમ વસ્તુ પાણી છે. એથી તરસ છીપેછે અને હાનિ થતી નથી. કેફી દારૂઓથી જૂઠી તરસ ઉત્પન્ન થાયછે. તેઓ જેમ વધારે પીવામાં આવેછે તેમ તે વધારે પીવાની ઇચ્છા થાયછે; દારૂ પીવાથી ઘણા માણસોની ખરાબી થઈછે. તેઓને કદી અડાશે ન જવું એ ઘણું વધારે સારૂં છે.

---

## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવે છે કે "શ્રીધર્મપ્રકાશ" નામે પુસ્તક નિશાળોમાં વહેંચવા સારૂ આ ખાતાએ પસંદ કર્યું નથી અને કોઈ પણ કારણથી ઇનામ તરીકે તે આપવું નહિ અથવા હરકોઈ પ્રકારે નિશાળોમાં તેનો ઉપયોગ થવા દેવો નહિ.

ઈ. જાઇલ્સ.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉત્તર ભાગ.

## હાઈ અને સ્પેશિઅલ સ્કૂલોમાં સરકારી સ્કૉલરશિપો.

ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

૧. આથી ખબર આપવામાં આવે છે કે સને ૧૮૮૮ ના એપ્રિલ માસની તા. ૫ મીના મુંબાઈ સરકારના ગેઝેટને ૩૨૪ મે પાને પ્રસિદ્ધ કરેલા નિયમોની રૂઇએ ઉત્તર ભાગના પ્રત્યેક જિલ્લામાં ત્રણ સરકારી સ્કૉલરશિપો આપવા માટે નીચે લખેલાં મધ્યસ્થળોએ સને ૧૮૮૯ ના સપ્ટેંબર માસની તા. ૨ જીને સોમવારે અને તે પછીના દિવસોએ સ્પર્દ્ધાથી પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સૂરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. એ ત્રણ સ્કાલરશિપોમાંની એક સ્કાલરશિપને માટે બધા વર્ગોને સ્પર્દ્ધા કરવાની છૂટ આપવામાં આવશે, એક સ્કાલરશિપ ઇંગ્રેજી કેળવણીમાં પછાત રહેલા વર્ગો એટલે બેની-ઈસ્રાઈલી, કણબીઓ, અને કણબીઓથી વધારે પછાત રહેલા વર્ગોમાં સ્પર્દ્ધા કરવા સારૂ રાખવામાં આવશે, અને એક સ્કાલરશિપ મુસલમાનોને માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળમાં કમિટીઓ એ પરીક્ષાઓ લેશે. પરીક્ષામાં દાખલ થવા માટેની અરજીઓ ઠરાવેલા છાપેલા નમૂના (નિયમોના પરિશિષ્ટ અ) માં કરવી જોઇએ, અને ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષા કમિટીના પ્રેસિડંટને તે મોકલવી જોઇએ. તા. ૩૧ મી આગસ્ટ શનિવાર સૂધી કમિટી અરજીઓ અને દાખલ થવાની ફી લેશે. તે તારીખ પછી કોઈપણ અરજી લેવામાં નહિ આવે. પરીક્ષા કમિટીના પ્રેસિડંટની કનેથી અથવા નીચે સહી કરનારની કનેથી અરજીના ઠરાવેલા નમૂનાની નકલો મળી શકશે.

૪. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કાલરશિપોની કીમત અને મુદત, ભરવાની ફી, ઇત્યાદિ સંબંધી તમામ વિશેષ હકીકત નિયમો વાંચવાથી મળશે. નિયમોની નકલો નીચે સહી કરનારને અથવા પરીક્ષા કમિટીના પ્રેસિડંટને અરજી કરેથી મફત મળશે. ઉત્તર ભાગની સરકારી અને મદદ

લેનારી તમામ આંગ્લોવર્નાક્યુલર સ્કૂલોનાં જાહેરખબર ચોઢવાનાં પાટીઆં-પર પણ એની નકલો ચોડવામાં આવીછે.

| | |
|---|---|
| અમદાવાદ. | ઈ. જાઇલ્સ: |
| તા. ૮ મી જુન સને ૧૮૮૯ | એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ. |



મિડલ સ્કૂલ સ્કાલરશિપો.

ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

૧. આથી ખબર આપવામાં આવેછે કે પ્રત્યેક મધ્યસ્થળમાં ત્રણ મિડલ સ્કૂલ સ્કાલરશિપો આપવા માટે સને ૧૮૮૯ ના સપ્ટેંબરની તા. ૪ થીને બુધવારે અને તે પછીના દિવસોએ ઉત્તર ભાગમાં હેઠળ લખેલાં મધ્ય સ્થળોએ સ્પર્દ્ધાથી પરીક્ષા લેવામાં આવશે:—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. એ ત્રણ સ્કાલરશિપોમાંની એક સ્કાલરશિપને માટે બધા વર્ગોને સ્પર્દ્ધા કરવાની છૂટ આપવામાં આવશે, એક સ્કાલરશિપ ઇંગ્રેજી કેળવણી-માં પછાત પડેલા વર્ગો એટલે બેની-ઈસ્રાઇલો, કણબીઓ, અને કણ-બીઓથી વધારે પછાત રહેલા વર્ગોમાં સ્પર્દ્ધા કરવા માટે રાખવામાં આ-વશે, અને એક સ્કાલરશિપ મુસલમાનોને માટે રાખવામાં આવશે.

૩. પ્રત્યેક મધ્ય સ્થળમાં કમિટી પરીક્ષા લેશે. ગોધરા સિવાય બીજાં મધ્ય સ્થળોએ સરકારી હાઈસ્કુલનો હેડમાસ્તર એ કમિટીનો પ્રેસિડંટ થશે. ગોધરામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પ્રેસિડંટ થશે.

૪. સ્પર્દ્ધા કરવાની પરવાનગી મેળવવા માટેની અરજીઓ ઠરાવેલા છાપેલા નમૂનામાં કરવી જોઇએ. એ નમૂનાની નકલો નીચે સહી કરનારની કનેથી અથવા પરીક્ષા કમિટીના હરકોઈ પ્રેસિડંટની કનેથી મફત મળશે. ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાના મધ્યસ્થળની કમિટીના પ્રેસિડંટને અરજીઓ કરવી જોઇએ. એ કમિટી તા. ૨૧ મી આગસ્ટને શનિવાર લગી અરજીઓ અને ફી લેશે. તે તારીખ પછી કોઈપણ અરજી લે-વામાં નહિ આવે.

## હાઈ અને સ્પેશિઅલ સ્કૂલોમાં સરકારી સ્કોલરશિપો.

ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

૧. આથી ખબર આપવામાં આવે છે કે સને ૧૮૮૮ ના એપ્રિલ માસની તા. ૫ મીના મુંબાઈ સરકારના ગેઝેટને ૩૨૪ મે પાને પ્રસિદ્ધ કરેલા નિયમોની રૂઇએ ઉત્તર ભાગના પ્રત્યેક જિલ્લામાં ત્રણ સરકારી સ્કોલરશિપો આપવા માટે નીચે લખેલાં મધ્યસ્થળોએ સને ૧૮૮૯ ના સપ્ટેંબર માસની તા. ૨ જીને સોમવારે અને તે પછીના દિવસોએ સ્પર્દ્ધાથી પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સૂરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. એ ત્રણ સ્કાલરશિપોમાંની એક સ્કાલરશિપને માટે બધા વર્ગોને સ્પર્દ્ધા કરવાની છૂટ આપવામાં આવશે, એક સ્કાલરશિપ ઇંગ્રેજી કેળવણીમાં પછાત રહેલા વર્ગો એટલે બેની-ઇસ્રાઈલો, કણબીઓ, અને કણબીઓથી વધારે પછાત રહેલા વર્ગોમાં સ્પર્દ્ધા કરવા સારૂ રાખવામાં આવશે, અને એક સ્કાલરશિપ મુસલમાનોને માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળમાં કમિટીઓ એ પરીક્ષાઓ લેશે. પરીક્ષામાં દાખલ થવા માટેની અરજીઓ ઠરાવેલા છાપેલા નમૂના (નિયમોના પરિશિષ્ટ અ) માં કરવી જોઇએ, અને ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષા કમિટીના પ્રેસિડંટને તે મોકલવી જોઇએ. તા. ૩૧ મી આગસ્ટ શનિવાર સુધી કમિટી અરજીઓ અને દાખલ થવાની ફી લેશે. તે તારીખ પછી કોઈપણ અરજી લેવામાં નહિ આવે. પરીક્ષા કમિટીના પ્રેસિડંટની કનેથી અથવા નીચે સહી કરનારની કનેથી અરજીના ઠરાવેલા નમૂનાની નકલો મળી શકશે.

૪. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કાલરશિપોની કીમત અને મુદત, ભરવાની ફી, ઇત્યાદિ સંબંધી તમામ વિશેષ હકીકત નિયમો વાંચવાથી મળશે. નિયમોની નકલો નીચે સહી કરનારને અથવા પરીક્ષા કમિટીના પ્રેસિડંટને અરજી કરેથી મફત મળશે. ઉત્તર ભાગની સરકારી અને મદદ

લેનારી તમામ આંગ્લોવર્નાક્યુલર સ્કૂલોનાં જાહેરખબર ચોટવાનાં પાટીઆં-પર પણ એની નકલો ચોટવામાં આવીછે.

| | |
|---|---|
| અમદાવાદ. | ઈ. જાઈલ્સ: |
| તા. ૮ મી જુન સને ૧૮૮૯ | એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, ઉત્તર ભાગ. |



મિડલ સ્કૂલ સ્કાલરશિપો.

ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

૧. આથી ખબર આપવામાં આવેછે કે પ્રત્યેક મધ્યસ્થળમાં ત્રણ મિડલ સ્કૂલ સ્કાલરશિપો આપવા માટે સને ૧૮૮૯ ના સપ્ટેંબરની તા. ૪ થીને બુધવારે અને તે પછીના દિવસોએ ઉત્તર ભાગમાં હેઠળ લખેલાં મધ્ય સ્થળોએ સ્પર્દ્ધાથી પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સૂરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. એ ત્રણ સ્કાલરશિપોમાંની એક સ્કાલરશિપને માટે બધા વર્ગોને સ્પર્દ્ધા કરવાની છૂટ આપવામાં આવશે, એક સ્કાલરશિપ ઇંગ્રેજી કેળવણીમાં પછાત પડેલા વર્ગો એટલે બેની-ઈસ્રાઇલો, કણબીઓ, અને કણબીઓથી વધારે પછાત રહેલા વર્ગોમાં સ્પર્દ્ધા કરવા માટે રાખવામાં આવશે, અને એક સ્કાલરશિપ મુસલમાનોને માટે રાખવામાં આવશે.

૩. પ્રત્યેક મધ્ય સ્થળમાં કમિટી પરીક્ષા લેશે. ગોધરા સિવાય બીજાં મધ્ય સ્થળોએ સરકારી હાઈસ્કૂલનો હેડમાસ્તર એ કમિટીનો પ્રેસિડંટ થશે. ગોધરામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇનિસ્પેકટર પ્રેસિડંટ થશે.

૪. સ્પર્દ્ધા કરવાની પરવાનગી મેળવવા માટેની અરજીઓ ઠરાવેલા છાપેલા નમૂનામાં કરવી જોઇએ. એ નમૂનાની નકલો નીચે સહી કરનારની કનેથી અથવા પરીક્ષા કમિટીના હરકોઈ પ્રેસિડંટની કનેથી મફત મળશે. ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાના મધ્યસ્થળની કમિટીના પ્રેસિડંટને અરજીઓ કરવી જોઇએ. એ કમિટી તા. ૩૧ મી આગસ્ટને શનિવાર લગી અરજીઓ અને ફી લેશે. તે તારીખ પછી કોઈપણ અરજી લેવામાં નહિ આવે.

૫. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કાલરશિપોની કીમત અને મુદ્દત, ભરવાની ફી, ઈત્યાદિ સંબંધી તમામ વિશેષ હકીકત સને ૧૮૮૮ નાં મે માસની તા. ૧૭ મીના મુંબાઈ સરકારના ગેઝેટ, ભાગ ૧, પૃષ્ઠ ૪૩૧ મે પ્રસિદ્ધ કરેલા "કામ ચલાઉ ધારા" વાંચવાથી મળશે. એ ધારાની નકલો નીચે સહી કરનારને અથવા પરીક્ષા કમિટીના પ્રેસિડેંટને અરજી કરેથી મફત મળશે. ઉત્તર ભાગની સરકારી અને મદદ લેનારી તમામ મુખ્ય વર્નાક્યુલર સ્કૂલોનાં જાહેરખબર ચોટવાનાં પાટીઆંપર પણ એની નકલો ચોટવામાં આવી છે.

અમદાવાદ. } ઈ. જાઈલ્સ.
તા. ૮ મી જુન ૧૮૮૯. } એજ્યુકેશનલ ઈન્સ્પેકટર, ઉત્તર ભાગ.

## निशाळोनां इनाम पत्रक.

લાકડીઆ. કુંવરી શ્રીબાઈ રાજબા, રૂ૨ા મહારાજા શ્રીહઝુર સાહેબ રૂ૬ાાાા ભાઉ. સાકરચંદ હીરાચંદ રૂ૨)ા સાભરાઈ. શેઠ હેમરાજ રામજી રૂપાા શેઠ કેશવજી રૂ૫ા માંડવીના માજીસ્ટ્રેટ રા. રતનશંકરભાઈ તથા ફોજદાર સાહેબ દયાશંકરભાઈ રૂ૧) શેઠ દેવજી રામજી રૂ૩ા તથા મહેતાજીને રૂ૧ા સુથરી. શ્રી હજુરસાહેબ રૂ૮)ા શેઠ ત્રીકમજી લાધાભાઈ અને ભવાનજી ધામજી રૂ૧ા ભૂજ નં. ૨ દ્વારીકાનાથના અધીકારી શ્રી બીહારીદાસે રૂ૩ા મહેતાજી રૂ૧) કોઠારા કન્યા. રા. રા. ઈજનેર સાહેબ હાથીરામ ત્રીકમજી તથા કોઠારા કારભારી કુંવરજી પુરસોતમ રૂ૧ા માધાપુર. કંટ્રાકટર લાલજી માંડણ રૂ૧ા જખૌ કન્યા. અબડાસા વહીવટદાર સાહેબ રા. હાથીરામ રૂ૧પા વિંઝણ કન્યા. ડા. મથુરદાસ ચત્રભૂજ રૂ૧ા મહેતાજીને રૂ૭ા અંજારકન્યા. મહારાજા શ્રી હઝુર સાહેબ રૂ૧૧ાા વિંઝણ. પોષ્ટલઈન્સપેકટર રા. રા. જગજીવન મકનજી રૂ૧) ભૂજપર. મહારાજા શ્રી હઝુર સાહેબ રૂ૬ા ગામના સદગ્રહસ્થો રૂ૧ કોઠારા સો. ગો. તે. સ્કુલ. શેઠ ગોકળદાસ તેજપાળ શાળા કમીટીના સેક્રેટરી સાહેબ રૂ૧૦) જાડેજા કાયાજી રૂ૧) ડુમરા. સુમરા હાજી ઓશમણ હાજી અબદુલા રૂ૭ા મહેતાજીને રૂ૧) ગોસાંઈ રેવાગરજી કુંવરગરજી ના મુનીમ ડા. દેવજી વલ્લભદાસે રૂ૭ા મહેતાજીને રૂ૧) ભૂજ નં. ૧ વકીલ રેવાશંકર ખીમજીભાઈ રૂ૨ા વોંધ. મહારાજ કુંવરી શ્રીબાઈ રાજબા

સાહેબ ૨૧) નારાયણસરોવર. રા. રા. રેવન્યુ કમિશનર સાહેબ તથા રા. રા. પોલીસ કમિશનર સાહેબ ૨૧ા કેરા. બારાપુરના ખોજા શેઠ ઈબરાહીમ હાસમ તથા અલારખા હાસમની વતી શેઠ અબદુલા હાસમભાઈએ ૨૦) ગોધ્રા. શા. જેરાજ ગોપાળજી ૨૨ા મહેતાજીને ૨ાા આસીસ્ટંટ ૨૧) ભચાઉ કન્યા રા. મુરારજી રાઘવજી વહીવટદાર સાહેબ તથા રા. પ્રાણશંકર પૂર્ણદાસ અને ગામના સદગ્રહસ્થો ૨૩ાા- મહેતાજીને ૨ાા નળીઆ ગો. તે. ની. ચેરી. સ્કુ. તથા કન્યાશાળા. શેઠ વશી કાનજી કોરી ૨૧૦૦) તથા કરાંચીના રહીશ શેઠ ડોસાભાઈ કલ્યાણજી કોરી ૧૭૫ )

પ્રાંત હાલાર. જા. નં. ૮૦ તા. ૨૭-૪-૮૯.

ચુંદા. પટેલ કાળા નારણ ૨૨) નંદાણા. ડા. મુળજી કાનજી ૨૧) દુધૈ. વોરા વાલા આના ૨૧) જોધપુર. મહાલકરી કુમેર ગોકળદાસ ૨૨) બાલવા. મે. પો. એજન્ટ સાહેબ ૨૧) જેતપુર. સોની સવજી ભાણજી ૨ાા દોસી પાનાચંદ મૂલજી ૨૧) મેતા ઝીણા વસરામ ૨૧) સોની કલ્યાણજી ૨૧) મેંઘપુર. ઝાલા કાયાજી મેસાંભાઈ તથા જોરસંગજી જેસીંગભાઈ ૨૨) ઝાલા ડુંગરજી બાપુજી ૨૪) મોવૈયા. માંડ વજપાલ પાનાચંદ ૨ાા દેરડી. ગોંડલ ફોરેસ્ટ ઓફીસર સાહેબ તથા દેરડી વહીવટદાર ૨ાાા દડવા. રા. દયાલજી લીલાધર ૨૧) સુપેડી. કુંભાર કરસન વરતા ૨૧) ભાયાવદર. સ્કુલ કમીટી ૨૧) છત્રાસા. સ્કુલ કમીટી ૨૧) રાજકોટ થાંચ. વકીલ સવજી વાલજી તથા લક્ષ્મીચંદ વાલજી ૨૧૦) મીસ્રી નારણ વાલા ૨૧) સરધાર. શેઠ અંદર દેવશી ૨૧) વીરપુર. મે. ઠાકોર સાહેબ ૨૧)- ખાખરેચી. ડા. દેવકરણ ગોવીંદજી વીરજી વાલજી અને ભવાન રાજશી ૨૧૩) અંગણી. મે. મેનેજર સાહેબ કાળીદાસ રવીદત ૨૧૦ાા ડા. મોરારજી જેઠા ૨૧) રાજપરા. શેઠ મગનલાલ કરમચંદ અને મોતીચંદ ૨૨ાા નવાનગર કન્યા નં. ૧ શેઠ નારાયણદાસ ઠાકરશી મૂલજી૨૬૫) ખંભાલીયા કન્યા. શેઠ ગોકળદાસ કુંવરજી ૨૫) શેઠ દામોદર ઠાકરશી તથા મુલજીની પત્ની બાઈ નાથીબાઈ ૨૧ા- જોડીયા કન્યા મે. નવાનગર રેવન્યુ કમીશનર સાહેબ ૨૧) ગોંડલ કન્યા. રાણીજી સાહેબ બાળાઓને ૨૯ા નોકરોને ૨૭ાા મીઠાઈ ૨૯) નવાનગરની. તમામ નિશાળોમાં મુંબઈના શેઠ સાહેબ દામોદર ઠાકરસી મુળજી ૨૮૨૧ાા કંડોરણા. મુંબઈના શેઠ સાહેબ દામોદર ઠાકરશી મૂળજી દરેક છોકરાને ૨.

માલ તથા મીઠાઈ બેડી. મે. એ. ઈ. સાંહેબ રૂ૩ાા અજમેર રકુજી કમીટીના મેમબરો રૂ૪) સલાયા. શેઠ લધા ડોસા રૂ૧ાા વલબદાસ હરીદાસ રૂ૫) કાલાવાડ. શેઠ દામોદર ઠાકરશી મૂળજી રૂમાલ તથા મીઠાઈ દરેક છોકરાને આલીઆ. શેઠ દામોદર ઠાકરશી મૂળજી રૂ૬ાા વડાલાશેઠના. ગામલોકો રૂ૧) મોરબી મુખ્ય. બા શ્રી મોંઘીબા રૂ૬) ધોરાજી. શેઠ પોપટ મોતીચંદ રૂ૩૫) પાનેલી. મે. મહાલકરી સાહેબ તથા વેપારીઓ રૂ૭) રાજકોટ બ્રાન્ચ. મે. કરૂણાશંકર ગોકળજી રૂ૩ાા કુવાડવા. ભાવનગર તથા કોલાપુર વીગેરેના કુંવર સાહેબો રૂ૬) સરધાર. આસી. પરસોતમ ભોધા રૂ૧) રાજકોટ સ્ટેશન. ધ્રાંગધ્રાના કુમાર શ્રી. એ. રૂ૨ાા કંડોરણા કન્યા. મુંબઈના શેઠ સાહેબ દામોદર ઠાકરશી મૂળજી ઘાઘરાપાટ તથા મીઠાઈ દરેક બાળાને જોડીયા કન્યા. ટંકારાના આસી. સુંદરજી રણછોડ રૂ૧) કાલાવડ કન્યા. મુંબઈના શેઠ દામોદર ઠાકરશી મૂળજી રૂ૯ાા ગોંડલકન્યા. મુંબઈના શેઠ ડોસાભાઈ ફરામજી રૂ૫) રાજકોટ લાંગકન્યાં. મે. ઠા. સાહેબ છીંટ મોરબી વખતુબા ચેરી ટેબલ સ્કુલ. બા શ્રી વખતુબા રૂ ૧૦) મોરબી કન્યા. બાશ્રી વખતુબા રૂ૧) નવાનગર ધાકતર સાહેબ ધાદાભાઈ રૂ૪ા—પડાણા. શેઠ દામોદર ઠાકરશી મૂળજી રૂ૬ાા રાણ. શેઠ દામોદર ઠાકરશી મૂળજી રૂ૨ાાા રાજકોટ બ્રાન્ચ. શા. અમુલખ મોતીચંદ રૂ૩ા રા. અમરશી પુરસોતમ રૂ૧) ભટ તલસી પુરસોતમ રૂ૧ાા વીરપર. મે. ઠાકોર સાહેબ રૂ૫) મેંગણી. સ્ટેટ તરફથી મે. મેનેજર સાહેબ રૂ૧૫) ગોંડલ કન્યા. મે. મીસ મેર્નીંગ સાહેબ રૂ૯) રાણુનાઈટ. મે. શેઠ સાહેબ દામોદર ઠાકરશી મૂળજી રૂ૨) વેરાડ કન્યા. કન્ટ્રાકટર કુંવરજી ભોજાણી ગામ લોકો. રૂ૨)

## પ્રાંત સોરઠ.

નં. ૬૩ તા. ૭ એપ્રિલ ૧૮૮૯.

જુનાગઢ તાલુકા સ્કુલ. ખુદાવંદ નવાબ સાહેબ રૂ૧૩૯ા જુનાગઢ બ્રાંચ નં. ૧ મે. નવાબ સાહેબ રૂ૩૭ાા જુનાગઢ બ્રાંચ નં. ૨ મે. નવાબ સાહેબ રૂ૩૯ાા જુનાગઢ પાઠશાળા. મે. નવાબ સાહેબ રૂ૩૫) જુનાગઢ કન્યા. મે. નવાબ સાહેબ રૂ૧૨૦)ક્ત રાણપુર. ખાનશ્રી જોરાવરખાનજી તથા અનવરખાનજી રૂ૧૨ાા દેસાઈ લક્ષ્મિચંદ મોરારજી રૂ૧) કામદાર ત્રંબકરાય મુળશંકર રૂ૧ા— જુનાગઢના મે. રૂપે દીવાન અરદેશર

જમસેદજી દસ્તુર રૂ૧) વડાલી. ખુદાવંદ નવાબ સાહેબ રૂ૧)—છોડવડી. રા. હેમાભાઈ અજુભાઈ રૂ૧)—વાણુથલી. ખુદાવંદ નવાબસાહેબ રૂ૪ાા૩ મહેતાજી તથા આસીસ્ટંટોને રૂ૧૦) સ્કુલકમીટીના મેમબરો રૂ૨૧) કોયલી. મજકુરના મહંત રૂ૨ાાં બાલાગામ. ખુદાવંદ નવાબ સાહેબ રૂ૧ાા૩ાા સ્વની. શેઠ ધર્મશી લખિમચંદ શામજી કરસનજી મુલચંદ ડાહ્યા તથા સીપાઈ પીરખાં તથા પોલીસપટેલ હુસેનમીયાં વિ. રૂ૨ા ઝાંપોદડ. વિપ્ર કેશવજી પ્રેમજી રૂ૧ા પટેલ ગાંગજીરામ રૂ૧ા શેઠ જેઠા દેવકરણ રૂ૧ા શેઠ નુરમુહમદ રહીમભાઈ રૂ૧ા વેરાવળ તાલુકા સ્કુલ ખુદાવંદ નવાબ સાહેબ રૂ૧૫ાં પાટણ. પોલીસ ફોજદાર હરખલાલ તુલસીદાસ રૂ૧) શેઠ રામચંદ પીતાંબર રૂ૧) જમાદાર મહમદભાઈ રૂ૨) સુત્રાપાડ. આ. પોલીસ સુપ્રીનટેન્ડેન્ટ રૂ૧) આલીઆ. શેઠ મંગળચંદ મોતીચંદ રૂ૧) મે. આસિસ્ટંટ દિવાન સાહેબ જુનાગઢ રૂ૨) વેરાવળ કન્યા. ખુદાવંદ નવાબ સાહેબ રૂ૧) વઢવાણ દરબારઓના કુંવરીના શિક્ષક રૂ૨) પાટણ કન્યા. જુનાગઢના મે. મહાલાયતી રજીસ્ટર કમીશનર રૂ૧)ાં સુત્રાપાડા કન્યા. આ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ રૂ૨ાા મહાલા રજીસ્ટર કમીશનરના જમાદાર મહમદખાં રૂ૩ા

માંગરોલ તાલુકા સ્કુલ. મે. દરબાર સાહેબ રૂ૩૫) માંગરોળ કન્યા. મે. દરબાર સાહેબ રૂ૨૭) લોએજ. સ્કુલ કમીટીનાં મેમબરો રૂ૧) ઉના તાલુકા સ્કુલ. ખુદાવંદ નવાબ સાહેબ રૂ૧૦) ઝીણા ધર્મશી રૂ૧ા ભેરાઇ. કોટડી ભાગદારો રૂ૪) ઠક્કર ગોકળદાસ રૂ૧ાાં શેહીસા. ગામલોકો તથા દે. ભીખા દયાલજી રૂ૫-૧૩-૦ સામેતર. ગામલોકો તથા સ્વામી મૂક્તિ ચૈતન્ય દયાનંદ રૂ૩) ડેડાણ. મહેતાજી પ્રેમચંદ જેચંદ રૂ૧) દોણ. ગામલોકો રૂ૨) ઉનાકન્યા. ખુદાવંદ નવાબ સાહેબ રૂ૫) કુતીઆણા તા. સ્કુલ ઠકર આણંદજી દામજી રૂ૧ાાા જુનાગઢના મે. દિવાન સાહેબ રૂ૭) હોઢાણ. જમાદાર ખોખર કોધમ ખોખર રૂ૧) કુતીઆણા કન્યા. જુનાગઢના મે. દિવાન સાહેબ રૂ૫) મહીવારી. ગરેજના રહેવાસી ઠ. ધનજી મેઘજી રૂ૧ાાં જાફ્રાબાદ. શા, કેસુરદાસ જાદવજી રૂ૧ાા જીવરાજ કહાનજી રૂ૧) શેઠ કમળશી પ્રેમજી રૂ૧૮)ાં રાણાવાવ. મજકુરના આ. કપુરેટર રા. મોતીલાલ માહેશ્વર રૂ૧) બાંટવા તા. સ્કુલ. માણાવદરના મહુમખાન

શ્રી ગજન ફરખાનજી રૂ૬) મજકુરના દરબાર સાહેબો રૂ૪॥=  બાંટવા. મે. દરબાર બાબ્જુદીન ખાનજી રૂ૨॥ માણાવદર. માણાવદર સ્ટેટ રૂ૨॥–॥ સાકર તથા રૂ૪॥– મહેતાજી, આસીસટંટો તથા છોકરાઓને પાવડીયો તથા સાકર જેતપુર તાલુકાસ્કુલ. તાલુકા કોર્ટના મે. મેમબરો રૂ૩૦) ન્યાયાધીસ સાહેબ રૂ૯) રા. રા. વકીલ અમૃતલાલ રૂ૧॥ જેતપુર બ્રાંચ સ્કુલ. તાલુકા કોર્ટના મેમબર સાહેબો રૂ૯॥–॥ ન્યાયાધીસ સાહેબ રૂ૩) લુવાર મોહનજી રૂ૧) શેઠ અવચળ રૂ૧) લુવાર પુરસોતમ રૂ૧) જેતપુર પાઠશાળા. તાલુકા કોર્ટના મે. મેમબર સાહેબો રૂ૩) જેતપુર કન્યા તાલુકા કોર્ટના મે. મેમબર સાહેબો રૂ૨૫॥–॥ જેતપુર ન્યાયાધીશ રૂ૩) બીલખા. શેઠ ત્રીભોવન કાનજી રૂ૧) મેંદરડા. વિપ્ર જુઠા જીવન રૂ૧॥ શેઠ ખુશાલદાસ કેશવજી રૂ૧)

ગાંધી ત્રીકમ હરજી રૂ૧) વડીયા. કુંભાર ઓત્તાળા બાવા જીવણા રૂ૩) મહેતાને રૂ૨) મે. વડીયા મેનેજર રૂ૧) સોરઠ પ્રાંતના આ. પોલી એજન્ટ મે. કેનેડી સાહેબ રૂ૨) ચીતલ. થાણાના પટાવાળા બાણજી ત્રીકમ રૂ૧) મહેરબાન જેતપુરે બાગદારો રૂ૧૦) શેકુબાર. વિપ્ર રામપ્રસાદ સારવરીઆ રૂ૧) મહુમવાળા બાણ ચાંપરાજની વિધવા બાઈ શ્રી સીતબાઈ રૂ૨) લુણી. ઘાંચી મીઠા સલુ રૂ૧) દરબાર ઓત્તાળા કાળા બાણ રૂ૨૭) બગસરા તા. સ્કુલ. મજકુરની ઇંગ્લીશ સ્કુલના માસ્તર લક્ષ્મીચંદ વંદ્રાવનદાસ રૂ૧) આજમ બગસરા બાગદારો રૂ૫૦) મે. વડીઆ મેનેજર રૂ૧) ચરખા. મજકુર બાગદારવાળા દેવદાન મુલુ. રૂ૨) રાધનપુર. શ્રી નાદેઅલી ખાનજી રૂ૫॥ ચોપડીયો રૂ૫ મીઠાઈ રૂ૧૭) માસ્તરોને.

## જાહેરખબર.

હિંદુસ્તાનની ભૂ. વિદ્યા આવૃતિ બીજી રૂ૦–૩–૯ મોકલી મંગાવનારને મુંબઈ ઈ. ભૂગોળ; કાઠિ. ભૂ. કોષ્ટકાવળી; હિંદુસ્તાન, કાઠિયા. ને મુંબઈ ઈ. વાનકથા મળી કુલ ૭ નંગ ૦–૯–૯ નાં નમુના દાખલ મફત. મોકલશું. ગમે નહીં તો પાછાં મોકલી કિંમત મંગાવી લેજો દરેક જાતનાં દશ ઉપરાંત નંગ ખરીદે તો અર્ધ કિંમત લઈશું.

વઢવાણ. ગોવિંદજી લક્ષ્મીરામ દ.

—❧—

૨૦થી ૨૦, ૨૫થી ૨૫, ટકા કમીશન. રાજકોટમાં કર્તા. ઘ૦ મુંબાઈમાં લાયબ્રેરીવાળા દામોદર ઘેલાભાઈના (કાલબાદેવીને રસ્તે રામવાડી પાસે) સુરત. બુકસેલર જીવનજીવન ગોપાળદાસ. (કે. ભાગા તલાવ) પાસેથી મળશે.

## વંચામણી—શાળોપયોગિ દેશિનામું.

ગાયકવાડ સરકારની નિશાળોના ડાયરેક્ટર ઓફ વ. ઈ. સાહેબે રાવબહાદુર હરગોવનદાસ દ્વારકાંદાસ કાંટાવાળાએ કમીટીના અનુમતથી આ નામું મંજુર કર્યું છે. તે સૌથી સરસ છે કે નહીં તે હવે અમારે કહેવું પડે તેમ નથી. હવે તેની કીંમત ચાર આના કરીછે. દસ નકલ સુધી રાખનારને વીસ ટકા. અને વીશ સુધી રાખનારને પચીસ ટકા કમિશન આપવામાં આવશે. પોસ્ટેજ મગાવનારને માથે છે. ભૂગોળ એક રુપિઆની ચીજ. પોસ્ટેજ માફ છે. વ્યવહાર પ્રકાશ દેશીનામું છપાય છે કીમત ૦—૧૦—૦, પોસ્ટેજ ૦—૧—૦

શેહેરી-વડોદરા—છગનલાલ લલ્લુભાઇ શાહ.

"વ્યવહારોપયોગી નિબંધ સંગ્રહ"—ઉંચાં ધોરણના અભ્યાસ માટે ઘણું સસ્તું ને ઉપયોગી પુસ્તક બીજી આવૃત્તિ ઘણીખરી ઉપડી ગઇછે રુ૦॥ કિં. પોસ્ટ માફ. પાંચ નંગથી રુપિએ આનો, ને દસ નંગથી દશાંશ કમિ. ૧૦૨ ઉપયોગી નિબંધ પુષ્કળ દાખલા દૃષ્ટાંત અને લખવાની પદ્ધતિ સાથે વર્ણવ્યાછે. કેળવણી ખાતામાં ઇનામ માટે મંજુર છે. નાણાં મોક. ખર્ચ પ્રહાકશિર—રોકડેથી—મોહનલાલ જેસિંગભાઈ બારોટ—લીંબડી—કાઠીઆવાડ.

બુક ડેપો અને જનરલ એજન્સીની મોટી દુકાન.—બુક ડેપોની ખોટ પૂરી પાડવા તથા બધી જાતની એજન્સી કરવા દૂકાન કાઢીછે, તેમાં નિશાળો, સ્કુલો અને કોલેજોમાં ચાલતાં, ગૂ. ઇં. સં. ઉર્દુ. પુસ્તકો, કોપીબુકો, મેપીંગબુકો તથા નકશાઓ, અને તેસિવાય કાયદા તથા બીજાં પુસ્તકો રોકડેથી એકજ ભાવથી મળશે. કમિશન વિ૦નો ખુલાસો રુબરુ અગર પત્રથી થશે. અમદાવાદ જુમ્મામસજીદ સામે દૂકાન. લિ. દ્વારકાંદાસ મોતીલાલએન્ડકો.

## રૂ૧૦૦) ના ઈનામની જાહેર ખબર.

અમદાવાદ પ્રાર્થના સમાજના અધ્યક્ષને રૂ૧૦૦) અંકે સો કોઈ ગૃહસ્થ તરફથી નીચે પ્રમાણે ધર્મદર્પણ નામે ઈનામી ગ્રંથ રચાવવાને મળ્યાછે. શરતો નીચે મુજબ છે,—

૧ બુદ્ધિપ્રકાશનાં પાનાં જેવડાં સો પૃષ્ઠનો એક ગ્રંથ જોડવો તેમાં નીચે લખેલા મોટા આચાર્યોનાં અને ભક્તોનાં જન્મ ચરિત્રો અને મત કે સિદ્ધાંતો તેમના પક્ષકારોએ લખેલા હોય તેઓપરથી સાર ઉતારવો. તેઓનાં મુખ્ય કૃત્યો અને ચમત્કારો લખવા પણ તેઓની વિરૂદ્ધ કાંઈ લખવું નહિ.

૧ મહાવીરસ્વામી, ૨ શંકરાચાર્ય, ૩ રામાનુજ, ૪ માધવાચાર્ય, ૫ વલ્લભાચાર્ય, ૬ કબીર, ૭ નાનક, ૮ ઇસુખ્રીસ્ત, ૯ મહમદ, ૧૦ સ્વામીનારાયણ, ૧૧ તુકારામ, ૧૨ ઇગ્નેશિયસલૉયોલા ( જેસ્યુઇટ પંથ ચલાવનાર ), ૧૩ વાહબીમત સ્થાપનાર, ૧૪ લુથર, ૧૫ નરસી મહેતો, ૧૬ તુલસીદાસ, ૧૭ વામમાર્ગનો કોઈ આચાર્ય થઈ ગયો હોય તે, માર્ગનું મત, ૧૮ રામમોહનરાય, ૧૯ સ્વામી દયાનંદ, ૨૦ ભોળાનાથ ( અમદાવાદ પ્રાર્થના સમાજના મરહુમ અધ્યક્ષ), ૨૧ જરથુસ્ત, ૨૨ બુદ્ધ, ૨૩ રામચંદ્ર, ૨૪ કૃષ્ણ, ૨૫ મહર્ષિ દેવેંદ્રનાથ, ૨૬ બ્રહ્માનંદ કેશવચંદ્રસેન.

૨ આ જાહેરખબરની તારીખથી એક વરસ સુધીમાં એ ગ્રંથ અમદાવાદ પ્રાર્થના સમાજના મંત્રીને મોકલવો.

૩ જે પૃષ્ઠ ઉપર લખાણ હોય તેની પાછલી બાજુ કોરી રાખવી, શુદ્ધ જોડણી, સારા અક્ષર અને વિરામ ચિન્હો સહિત લખાણ જોઈએ.

૪. ટપાલખરચ મોકલનારને માથે, અને મુદતની અંદર ગ્રંથ મોકલવો. બંને શરતો તોડનારના ગ્રંથો રાખવામાં નહિ આવે.

૫. ગ્રંથ જોડનારે પોતાનું નામ ઠામ ગ્રંથ ઉપર ન લખતાં જુદા પડબીડીઆમાં લખવું અને ગ્રંથ ઉપર તથા પડબીડીઆ ઉપર કાંઈ કહેવત વગેરે લખવું. જેનો ગ્રંથ મંજૂર થશે તેનું પડબીડીયું માત્ર ઉઘાડવામાં આવશે.

૬. આવેલા ગ્રંથોમાં જેનો સર્વોત્તમ તથા ઈનામને લાયક હશે તેનેજ ઈનામ આપવામાં આવશે. પણ ગ્રંથમાં કાંઈ સુધારવા જેવું હશે તે સુધારી આપશે તોજ ઈનામ તેને મળશે.

૭ ઈનામ આપ્યા પછી ગ્રંથ સ્વામિત્વના તથા પ્રસ્તાવના લખવાના હક્કો અમદાવાદ પ્રાર્થનાસમાજના થશે. તા૰-૨૦-૬-૮૯

નારાયણ હેમચંદ્રનાં નવા પુસ્તકો—બાહ્યની વસ્તુની સાથે માનવ પ્રકૃતિનો સંબંધ વિષે વિચાર પોસ્ટેજ સાથે ૦॥, બુદ્ધદેવ ચરિત ૦=॥, લીલાવતી માલી ૦=॥, જીવનપ્રભાત (નવલ કથા) ૦॥~, પૌરાણિક આખ્યાયિકા ૦)~॥, મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકોરનો ઉપદેશ ૦)~॥, ચરિતાવલિ ૦)=॥, વનવાસિની ૦)~॥, અષ્ટાવક્રગીતા ૦॥)॥ સર્વે મળીને એકત્ર લીધાથી પોસ્ટેજ સાથે ૨=॥ માં આગષ્ટની આખેરી સુધી આપવામાં આવશે. કૃપાશંકર દોલતરામ ત્રિવાડી. અમદાવાદ.

# જાહેર ખબર.

આપણા દેશમાં બાળકોને (છોકરા અને છોડીઓને) આવતી વાર્તાઓ એટલેઃ—માબાપ પોતાનાં છોકરાંને કહેછે તે ચાકર નોકરો વગેરે કહેછે તે અથવા તો બાળકો પોત પોતામાં વાતો કહેછે તેનો તથા એવાજ પ્રકારનાં ગીતો કે કહાણીઓનો સંગ્રહ કરવાની જરૂર જણાયાથી ગુજરાતના તમામ મહેતાજીઓ, આદિ સ્ત્રિ શિક્ષકો અને તે સિવાયના હરકોઈ બીજા માણસોને ખબર આપવામાં આવે છે કે જેઓ નીચેને શરનામે તા. ૧-૧૧-૮૯ લખી મોકલશે તેઓને ગુજરાતશાળાપત્રનાં છાપેલા દર પૃષ્ટે રૂ૦ થી રૂ૧-૦-૦ લગી ઇનામ આપવામાં આવશે. લખી મોકલનારે સાચવવું કે અનીતિ ભરેલું કે અનીતિના વળણવાળું લખવું નહિ. કાગળની એક બાજુએ શુદ્ધ લખવું.

મહીપતરામ રૂપરામ.
એડીટર ગુ. શા. પત્ર.

# गूजरातशाळापत्र.

પુસ્તક ૨૮ મું. ઓગષ્ટ ૧૮૮૯. અંક ૮ મો.


## તોલ વિષે પાઠ ૭ મો.

વર્ગની આગળ ત્રાજવું, એક શેરીઓ, બે અચ્છેરીઆ, બે પાશેરીઓ, બે નવટાંકીઓ, બે અધોળીઓ, બે તોલા, એક ગદીઆણો અને બે કાટલાંથી તોળાય એવી (આગળથી તોળી જોયલી) વસ્તુઓ રાખવી.

ત્રાજવું હાથમાં રાખી શિક્ષક છેલ્લા નિશાળીઆને પૂછેછે કે આ મારા હાથમાં છે તેનું નામ કહો, તમને ગયા પાઠમાં શું શીખવ્યું હતું? નિ–ત્રાજવું. શિ–બીજા નિશાળીઆને, આ કાટલાનું નામ તમને સાંભરે છે કે? નિ-હાજી. એનું નામ શેરીઓ શિ–ખરો. જવાબ છે. બધા નિશાળીઆ જુઓ હું આ શેરીઆને એક પલ્લામાં મૂકું છું, અને બીજામાં એનાથી હલકાં બે કાટલાં મૂકુંછું અને તોળુંછું. સાતમો નંબર. એ શેરીઓ કોની બરોબર થયો? નિ.–આ બેની બરોબર. શિ.–ઠીક. અગીઆરમો નંબર, તમે શેરીઓ કાઢી લેઈ આ બીજા પલ્લામાંના બેમાંના એક કાટલાને એને સામે મૂકો. નિશાળીએ તેમ કર્યું એટલે ત્રાજવું ઉપાડી શિક્ષકે પૂછ્યું આ બેમાં વધારે ભારે કયું છે? નિ.–બે સમાન છે. શિ.–ઠીક, આખા વર્ગને એનું નામ જાણતા હો તેઓ ઉભા થાઓ. એક છોકરો ઉભો થઈ કહેછે, સાહેબ હું જાણુંછું. શિ.–તો કહો; નિ.–અચ્છેરો. શિ.–ખરૂં, બધા છોકરા જોડે કહો. અચ્છેરો. શિ.–એ અચ્છેરાને ફરીને એક પલ્લામાં મુકુંછું અને સામા પલ્લામાં શેરીઓ મુકુંછું–મેં શું કર્યું? શિ.–ત્રીજે નંબર, એક શેરીઆબરોબર કેટલા અચ્છેરા થયા? જા.–બે, શિ.–બધા સાથે બોલો શેરના અચ્છેરા બે. ૧૫મો નંબર, શેરના કેટલા અચ્છેરા? ૫મો નંબર, બે અચ્છેરાના કેટલા શેર? શિ.–અચ્છેર. એટલે શું તે જાણનાર ઉભો થાય. ૧ લો નંબર ઉભો થાયછે. શિ.–બોલો શું

જાણોછો? છો.—અચ્છેર એટલે અર્ધોશેર. શિ.—ઠીક, એણે કહ્યું તે બધા છોકરા જોડે કહો. શિ.—જુઓ એક પલ્લામાંથી અચ્છેરો કાઢી લેઈ એમાં આ વાડકો મૂકી તોળુંછું. એ વાડકામાં કેટલો ભાર છે ? કેમ જાણ્યું? બીજે નંબર, એક શેર કેટલા તોલા બરોબર છે? જ.—૪૦. શિ.—૧૫ મો નંબર, તો અચ્છેરના કેટલા તોલા? જ.—૨૦. શિ.—બધા જોડે કહો અચ્છેરના ૨૦ તોલા. ૧૭ મો નંબર, ૨૦ તોલાનો ભાર કેટલા રૂપિઆ જેટલો થાય? જ.—૨૦ રૂપિઆ જેટલો. શિ.—કેમ વારૂ? જ.—કેમકે એક તોલા બરોબર એક રૂપિઓ છે. શિ.—જુઓ હવે એક પલ્લામાં અચ્છેરો મુકુંછું. મેં એમાં શું મૂકયું? જ.—અચ્છેરો. બીજામાં એથી બે નાનાં કાટલાં મૂકી જોઉંછું. વધારે ભાર શેમાં છે? જ.—બેમાં સરખો છે. શિ.— હવે આ અચ્છેરો કાઢી લેઈ તેને ઠામે સામા પલ્લામાં બે છે તેમાંનું એક કાટલું મેલુંછું. એ બેમાં વધારે ભાર કિયું છે? જ.—બેમાં સમાન ભાર છે. શિ.—એનું નામ જેઓ જાણતા હોય તેઓ ઉભા થાય. બે ઉભા થયા. શિ.—બીજા કોઈ જાણતા નથી તો સાંભળો. કહો ભાઈ,તમે બંને જોડે બોલો. જ.—પાશેરી. શિ.—તમે કેમ જાણ્યું? જ.—સાહેબ, અમે અમારા બાપની દુકાને કોઈવાર જોઈએછીએ ત્યાં એ જાણ્યું. શિ.—તમારો બાપ શેની દુકાન માંડેછે? જ.—ગાંધીની. શિ.—તો કહો અચ્છેરના પાશેરા કેટલા થયા? જ.—બે. બધા જોડે બોલો કે અચ્છેરના પાશેરા બે. શિ.—બે પાશેરનો ભાર કેટલો ? જ.—અચ્છેર. શિ.—અચ્છેરની બરોબર કેટલા તોલા? જ.—વીશ. શિ.—પાશેરના કેટલા તોલા? જેમને આવડતું હોય તેઓ હાથ ઉંચો કરો. શું બધાને આવડેછે? તો ૨૦ મો નંબર, તમે કહો.જ.—દશ તોલા. શિ.—ને કેટલા રૂપિઆ ભારનો પાશેર? ૧૫ મો નંબર કહે. જ. દશ. શિ—જુઓ આ એક પલ્લામાં પાશેરો મૂકુંછું ને બીજામાં એનાથી બે નાનાં કાટલાં મેલુંછું. ૧ લો નંબર, કયા પલ્લામાં ભાર ઓછો જણાય છે? જ. બેમાં બરોબર છે. શિ.—આ નાના કાટલાનું નામ જાણોછો? ૧ લો નંબર ઉભો થાયછે. શિ.—તો કહો. જ.—એને નવટાંકી કહેછે. શિ.—બધા સાથે બોલો નવટાંકી. શિ.—નવટાંકના કેટલા તોલા? જ.—પાંચ. શિ. હવે એક પલ્લામાં એક નવટાંકી છે, અને બીજામાં તેથી નાનાં બે કાટલાં છે. એ બે બરોબર નવટાંક છે. એમાંના નાનાનું નામ જાણોછો? જ.—અધોળી. શિ.—અધોળીના કેટલા તોલા? જ.—અઢી. શિ.

એ આપણે અજમાવી જોઈએ. જુઓ આ અઢી તોલા એક પલ્લામાં મૂકુંછું ને બીજામાં એક અર્ધો મૂકુંછું. ઈ૦ અઢી તોલાને સામે આ નાની પવાલી મૂકુંછું. એનો ભાર કેટલો છે? એક છોકરો અધોળી. શિ.—ના અધોળી તો આ કાટલાનું નામ છે. બીજો નંબર, એની ભૂલ સુધારો. જ.—અધોળ કહેવાય ઈત્યાદિ.

---

સૂચના—આ પાઠ આખો એકી વખતે બાળકને આપતાં વધારે વાર થશે, અને તેઓનું ચિત્ત થાકને લીધે ઠેકાણે નહિ રહે. શીખનારની ઉમર, અને તેમના જ્ઞાનના પ્રમાણમાં યોગ્ય દીસે તેટલા ભાગ કરી શીખવવો. આ અને એવા બીજા પાઠો શિક્ષકે પડે મોઢે કરી એમાં છે તેટલુંજ બોલવું એવી ધારણા એ લખવામાં રાખી નથી. એમાં ઘણું ઉમેરવાનું છે. પાકું કરાવવાને તથા રસિક લગાડવાને વસ્તુઓ તોળાવવી ને પાછળ શીખેલું જરૂર પડે ત્યાં પૂછવું. આ તો માર્ગ દેખાડવાને લખેલું છે. એજ પાઠ અધોળથી આરંભીને પણ શીખવી શકાય. કદાચ તે બાળકને વધારે સહેલું પડશે. એક અધોળથી શરૂ કરી શેર સુધી જવું અને પછી શેરથી આરંભી અધોળપર આવવું. એમ કરેથી પાઠ બહુ પાકો થશે. શેરની અચ્છેરી બે, શેરના પાશેરા ચાર, શેરની નવટાંકી આઠ, શેરની અધોળી સોળ, વગેરે ગોખાવવાની પણ જરૂર છે. નિશાળીઆની ભાષા જવાબમાં શુદ્ધ હોવી જોઇએ એ વાત પર ધ્યાન આપવું.



# સુનીતિના પાઠો.

## કાયદામાં ઠરાવેલા અપરાધો.

કાયદામાં કયાં કર્મોને અપરાધ (ગુનાહ) ગણ્યા છે એ પ્રશ્નનો આજે ઉત્તર દેવાનો છે. બધા અપરાધ જોડે સંબંધ રાખનાર એક અપરાધ છે તે પ્રથમ કહેવો જોઇએ. ૧ હરકોઈ અપરાધ કરવામાં મદદ કરવી, અપરાધ કરવાની ઉશ્કેરણી કરવી, કોઇને અપરાધ કરવાનું કહેવું કે કોઈ પાસે અપરાધ કરાવવો એ અપરાધ છે. માટે કોઈ છોકરાએ કે છોડીએ, સ્ત્રીએ કે પુરૂષે પોતે અપરાધ કરવો નહિ એટલુંજ નહિ, પણ બીજા પાસે કરાવવો એ નહિ અને અપરાધ કરવામાં અથવા અપરાધ કર્યા પછી સહાય કરવી નહિ. એ ગુનાહને માટે કાયદામાં સજા છે.

# વનસ્પતિ શાસ્ત્ર પાઠ ૫ મો.

## વનસ્પતિના બે વર્ગો.

સંક્ષેપબોધ. વનસ્પતિના બે વર્ગો. (૧) સપુષ્પ. (૨) નિઃપુષ્પ.

પૂર્ણબોધ.—વનસ્પતિના બે મુખ્ય વર્ગો ઠરાવવામાં આવ્યાછે—૧. સપુષ્પ, ૨. નિઃપુષ્પ.

જે જે વૃક્ષ, છોડ, વેલા, વગેરેને ફૂલ આવે છે, અને જેઓમાં નર અને નારી જાતિની રચના સ્પષ્ટ દેખાય છે તેઓ સપુષ્પ વર્ગમાં ગણાય છે, અને જેઓને ફૂલ થતાં નથી અને જેઓમાં જાતિભેદની રચના નથી તેઓ નિઃપુષ્પ વર્ગમાં છે. સપુષ્પ વર્ગમાં બે ઉપવર્ગ છે.

સપુષ્પ વર્ગના બે ઉપવર્ગો. (૧) દ્વિદલ.

જેનાં બિયાંમાં બે દાળ કે ફાડો હોય છે તેઓ દ્વિદલ ઉપવર્ગમાં છે, ઉદાહરણ આંબા, આમલી, તુવેર, ચણા, વાલ, વગેરે એ વર્ગના છે. એ જાતનાં પાંદડાંની નસો અનિયમિત ગુંથાયલી હોયછે તેથી તેઓને (પાંદડાંને) ફાડીએ છીએ, તેવારે વાંકાંચુકાં ફાટે છે. એ વર્ગનાં ઝાડોનું લાકડું બાહ્યવર્ધક હોય છે—તે ગર્ભની આસપાસ બહારથી વધે છે (જાડું થતું જાય છે). જૂનામાં જૂનું લાકડું ગર્ભે અને નવામાં નવું લાકડું છાલની પાસે હોય છે. એવાં વૃક્ષોની છાલ લાકડાથી જુદી પાડી શકાયછે.

(૨) એકદલ.

એકદલમાં બીજમાં બે દાળ કે ફાડો હોતી નથી, ઉદાહરણ, બાજરી, ઘઉં, નાળિએરી, પપૈયા, ગુલછડી, ઇત્યાદિ જાતોને એ એકદલ બીજ હોયછે. એ વર્ગનાં પાત્રાંની નસો સમાન્તર હોયછે તેથી તેઓ સીધાં ફાટે છે. એ ઝાડો અંતર્વર્ધક છે—એટલે ગર્ભે વધે છે. નવું બનેલું લાકડું વચમાં અને જૂનું બહારને પાસે હોય છે. એનાં થડો બહુ જાડાં થતાં નથી અને લાકડાં તન્તુનાં બનેલાં હોયછે. એનાં મૂળિયાં પણ તન્તુવાળાં હોય છે અને ઝાઝાં ઊંડાં ઉતરતાં નથી.

નિઃપુષ્પ વર્ગ.

નિઃપુષ્પ વર્ગની વનસ્પતિને ફૂલો આવતાં નથી તેથી વંશ પુંકેસર અને સ્ત્રીકેસરથી વધતો નથી. તેઓના પડ-

ખામાં કૃણગા ફૂટે છે તેઓને જુદા પાડી વાવવાથી તેઓ ઊગેછે. જંગલી ઓહાડ, અને શેવાળ એ વર્ગનાં ઉદાહરણ છે. તેઓ શીર્ષવર્ધક છે. ગર્ભ કે બહારની તરફ ન વધતાં તેઓ માથાંભણી ઊંચાઇમાં વધેછે. એમાંની કેટલીક વનસ્પતિનાં થડો અને પાંદડાં જુદાં દેખાયછે, અને કેટલીકમાં એ ભેદ સ્પષ્ટ જણાતો નથી.

વનસ્પતિ શાસ્ત્રનો આ ઘણો ટૂંકો સાર છે. એ મનોરંજક વિદ્યામાં બીજું જાણવાજોગ ઘણું છે, માટે વિદ્યાર્થીને એ વિષેનાં પુસ્તકો વાંચવાની તથા જાતે અવલોકન કરવાની ભલામણ કરવી.



## નિશાળો બાંધવા વિષે તથા તેઓમાં પ્રકાશ અને હવાની છૂટ રાખવા વિષે.

ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે પ્રાથમિક નિશાળોનાં મકાનો કેવાં બાંધવાં તથા તેઓમાં પ્રકાશ અને હવાની છૂટ કેવી રાખવી તે સંબંધી કેટલાક સાદા નિયમો બાંધ્યા છે તે હેઠળ પ્રગટ કર્યા છેઃ—

જે મકાન વિષે વિચાર કરવાનો છે તે પચાસ છોકરાની નિશાળનું એકજ ઓરડાવાળું મકાન સમજવું. અહીં જે બીજરૂપ નિયમો કહ્યાછે તેઓ મોટા મકાનને પણ સરખા લાગુ પડેછે, પરંતુ ગામડાંની નિશાળોનાં મકાનો ઘણું કરીને પચાસ છોકરા માય એવડાં હોય છે.

### બાંધણી.

નિયમ ૧. અંદરને પાસે ચોખ્ખા ૩૦ ફુટ×૧૬ ફુટનો ઓરડો થાય એવડું મોટું મકાન હોવું જોઇએ. એ ઓરડાની ઊભરણી જોઇએ એટલી થાય માટે ઘોડીઆરનો નીચલો ભાગ ભોંયતળિયાથી ૧૦ ફુટ હોવો જોઈએ.

નિયમ ૨. છાપરાને ઘણું કરીને બેવડાં નળિયાં ચઢાવવાં, કારણકે એકવડાં નળિયાં ચઢાવ્યાથી સૂર્યના તાપથી જોઇએ તેવું રક્ષણ થતું નથી.

નિયમ ૩. નિશાળના મકાનનું પ્લિંથ ભોંયની સપાટીથી ૧ ફુટ ૬ ઇંચ કરતાં ઓછું ઊંચું રાખવું નહિ. નાણાની સવડ હોય તો પ્લિંથ વધારે ઊંચું રાખવું.

નિયમ ૪. નિશાળના ઓરડામાં ઈટ અને કાદવની ગાલરી કરી ચૂનાથી સાંધો પૂરવી, અથવા નાણાં હોય તો ઈટ અને ચૂનાની ગાલરી કરવી અને છોકરાંને બેસવાને તેપર સાગવાનનાં પાટિયાં જડવાં. ઓરડાની આખી લંબાઇ જેવડી ગાલરી લાંબી કરવી.

નિયમ ૫. એ ગાલરીથી નિશાળનો પૃષ્ઠ ભાગ શુમારે અડધો રોકવો. પ્રત્યેક બેઠક ૨ ફુટ ૯ ઈંચ પહોળી હોય એવી ત્રણ બેઠકો કરવી. એટલે ગાલરી એકંદર ૮ ફુટ ૩ ઇચ પહોળી થશે. દરેક બેઠક ૧૦ ઈંચથી ૧ ફુટ લગી ઊંચી રાખવી એટલે એકંદર ઊંચાઈ શુમારે ત્રણ ફુટ થશે.

## प्रकाश अने हवानी छूट.

નિયમ ૬. નિશાળનું મકાન ઉત્તરાતું બાંધવું. એથી સવારે અને સાંજે તડકો નહિ આવે.

નિયમ ૭. છોકરાંએ ઉત્તરભણી મ્હોં રાખીને ગાલરીપર બેસવું. જે નિશાળ સવારે સાતથી દશ અથવા આઠથી અગીઆર વાગતા લગી બેસે છે તેમાં પ્રકાશ છોકરાંની જમણી બાજૂએ અને કાંઈક પછવાડે પડશે. પાછલે પહોરે બેથી પાંચ અથવા ત્રણથી ૭ વાગતા લગી નિશાળ બેસતી હોય તેવારે પ્રકાશ ડાબીમેર અને કાંઇક પછવાડે પડશે.

નિયમ ૮. જે ગામમાં દિવસના દશથી ચાર અથવા અગીઆરથી પાંચ વાગતા લગી નિશાળ બેસતી હોય અને બપોરે એકથી બે સુધી રમવાની છૂટી મળતી હોય ત્યાં પ્રકાશ મુખ્યત્વે પાછળથી પડશે. એમ હોય તો છોકરાંથી બારીઓ એટલી ઊંચી રાખવી કે તેમનાં માથાંનો પડછાયો તેમની ચોપડીઓપર અથવા સ્લેટો પર પડે નહિ.

નિયમ ૯. ઓરડામા બારીઓવાટે પ્રકાશ આવે એવું કરવું હોય તો દરેક છેડે એક એક બારી મૂકવી અને તેની લંબાઇ પહોળાઈ ૩ ફુટ×૩ ફુટથી ઓછી રાખવી નહિ, તથા નિશાળના મકાનની પછીતમાં એટલીજ લાંબી પહોળી ત્રણ બારીઓ મૂકવી. એવા મકાનમાં ઉત્તરભણી પ્રકાશ બારણાંમાંથી આવશે. બારણાં બેથી ઓછાં ન રાખવાં, અને મધ્યમાં એક બારી મૂકવી અથવા જો એકજ બારણું હોય તો તે બારણું મધ્યમાં રાખી બે પડખે એક એક બારી મૂકવી.

નિયમ ૧૦. એ બારીઓને લાકડાનાં બારણાં અને વાછંટીઆં કરવાં. કોઈ પણ કારણથી કાચની બારીઓ કરવી નહિ, કારણ કે કાચ ઝટ ભાગી

જાયછે અને કાચની ભાગેલી તખ્તીઓને ઠામે નવી તખ્તીઓ સહેલાઈથી બે-સડાવાતી નથી.

**નિયમ ૧૨.** બારીઓને બદલે નિશાળની દીવાલના ઉપલા ભાગમાં હવાની આવજા થવા માટે જસતની જાળીઓ (જસતનાં કાણાં પાડેલાં પત્રાં) મૂકવી ઘણીવાર ઠીક પડેછે. એ જાળીઓને મજબૂત લાકડાના ચોકઠામાં જડીને (થાંભલા ઉપર છાપરૂં ઠોક્યું હોય તો) થાંભલાની વચ્ચે દીવાલને ઉપલે પાસે બેસાડવી. એ જાળીઓની ઉંચાઈ ૧ ફુટ ૬ ઇંચથી ઓછી ન રાખવી અને નિશાળના મકાનને ચારે પાસ ફરતી બેસાડવી. જસતની જાળીઓ ઘણી ટકાઉ છે અને બારીઓ કરતાં એથી લાભ એ છે કે વરસાદ વરસેછે અથવા ઘણો પવન વાયછે તેવારે બારીઓનાં બારણાં ઘણીવાર વાશી દેવાં પડેછે, તેથી નિશાળના થોડા ભાગમાં બિલકુલ અજવાળું આવતું નથી. એથી ઉલટું પવનની આવજા થવા માટે મૂકેલી જસતની જાળીઓ છાપરાની પાંખની છાયાની નીચે હોવાથી બારીઓમાંથી જેટલું અજવાળું આવેછે તેટલું તેઓમાંથી આવતું નથી.

**નિયમ ૧૨.** ઉપર બતાવેલા કદની જસતની જાળીઓ મૂકવાથી હવાની છૂટ હમેશા જોઇએ એટલી રહેછે. બારણાંવાળી બારીઓ પસંદ કરવામાં આવે તો મકાનમાં પવનનો પ્રવાહ ચાલ્યાં કરવા માટે જોઇએ એટલાં બારણાં ઉઘાડાં રાખવાની હમેશ સંભાળ રાખવી જોઇએ.



## પાઠ શીખતી વેળા છોકરાંની અંગસ્થિતિ.

નિશાળમાં પાઠ શીખતી વખતે છોકરાંએ શી રીતે બેસવાથી લાભ થાય એ અગત્યના પ્રશ્ન વિષે બર્મિંગહામની સ્કૂલ બોર્ડની વ્યવસ્થાપક મંડળી સંભાળથી તપાસ કરેછે. એ તજવીજ કરવામાં બાર્મિંગહામની ક્વીન્સ હાસ્પિટલના કન્સલ્ટિંગ ઓફ્થાલ્મિક સર્જન અને પ્રખ્યાત નેત્રવૈદ્ય નામે મિ. પ્રીસ્ટલી સ્મિથની કીમતી મદદ તેમને મળી છે અને તેની સૂચના અને સલાહથી એ કમિટીએ એવો નિર્ણય કર્યોછે કે પાઠ શીખતી વેળા અંગની ખરાબ સ્થિતિ રાખવાથી, ઉદાહરણ નમવાથી અને વાંકા વળવાથી, છાતી અને પીઠને હાનિ થાયછે, પરંતુ વિશેષે કરીને દૃષ્ટિને ઇજા થાયછે. એ કારણથી મિ. પ્રીસ્ટલી સ્મિથે નકશો તૈયાર કર્યોછે તેને વિદ્યાર્થીના બોધને

માટે તથા શરીરને જાતુની ખોડ આવે એવી સ્થિતિમાં તેમને બેસવા નહિ દેવાની શિક્ષકોને ચેતવણી દાખલ નિશાળોમાં ટાંગવાની સૂચના કરીછે. એ નકશાનું ઉપયોગીપણું તાબડતોબ સ્વીકારી સ્કૂલ બોર્ડ કમિટીએ તે છપાવી તેની નકલો પ્રત્યેક નિશાળમાં ટાંગવાનો હુકમ કર્યો છે.

એ નકશામાં વિદ્યાર્થીને આ પ્રમાણે આવા કરીછે:—"(૧) સીધા બેસો, ટટાર બેસો; (૨) તમારી આંખો તમારી ચોપડીથી કે કાગળથી ઓછામાં ઓછા બાર ઇંચને છેટે રાખો; (૩) ઢળતા મેજપર લખો, સપાટ મેજપર લખશો નહિ; (૪) તમારી ચોપડી બરાબર ઊંચી રાખીને વાંચો; તેને નીચે સપાટ મૂકવી નહિ; (૫) ઝીણી છાપવાળી ચોપડી વાંચવી નહિ; (૬) પ્રકાશ બરાબર આવતો ન હોય ત્યાં વાંચવું લખવું નહિ; (૭) લખેલું તમારાથી બરાબર દેખી શકાય નહિ તો તમારા શિક્ષકને કહો."

મિ. પ્રીસ્ટલી સ્મિથ શિક્ષકને આ પ્રમાણે કહેછે:—"નીરોગી આંખનો યોગ્ય ઉપયોગ કર્યો હોય તો હાનિ થયા વિના તે ઘણું કામ કરી શકે, પરંતુ ખોટો ઉપયોગ કર્યાથી આંખને ખેંચવી પડે અને તેને સદાનુંએ નુકસાન પહોચે. વાંચતી લખતી વખતે તંદુરસ્ત સ્થિતિ રાખવાનું પહેલેથી બાળકને શીખવવું જોઇએ, અને હેઠળ લખેલા નિયમો પાળવામાં આવે તો એ મુશ્કિલ નથી:—વાંચવાની ચોપડી અથવા લખવાના કાગળપર સારો પ્રકાશ પડે અને સામેથી આવતા પ્રકાશથી ઝાંપ ન વળે એવી રીતે બાળકને રાખવું જોઇએ; મુખ્ય પ્રકાશ ડાબે પડખેથી આવવો જોઇએ. લખતી વખતે તેની કાપીબુક અથવા કાગળ તેની સન્મુખ ઢાળપર અને જમણીમેર જરાક ત્રાંસો મૂકવો જોઈએ અને એક બાજૂએ મરડાઇને અથવા વાંકા વળીને ન બેસતાં ટટાર અને સીધા બેસવાનું શીખવવું જોઇએ. વાંચતી વેળા ચોપડીપર વાંકા વળી ન શકાય માટે તેને પોતાની સન્મુખ ઠીક ઝાલવી અથવા મૂકવી. બહુ ઝીણી છાપ અને બારીક ટાંકા જેવી વસ્તુઓ મુશ્કિલીથી જોઇ શકાય તેપર એકી વખતે ઘણીવાર લગી જોયાં કરવું નહિ. બાળક ઘટિત અંતરેથી લખી કે વાંચી શકે નહિ તો તેની તેનાં માબાપને ખબર કરવી કે દાક્તરકને તેની આંખ બરાબર તપાસાવે."

(મુંબાઈ એજ્યુકેશનલ રેકોર્ડ.)

—❧—

# महीने रु १००) थी ओछा पगारवाळा नोकरोने हक्कनी रजा.

મહીને રૂ૧૦૦) થી ઓછા પગારવાળા નોકરોને હક્કની રજા આપવાથી સરકારને વધારે ખર્ચ ન થાય એ શરત અદ્યાપિ અમલમાં આવતી હતી તેપર લક્ષ ન આપતાં તેઓને બાર મહીને એક મહીનાની હક્કની રજા આપવાનો સરકારે હાલમાં ઠરાવ કર્યોછે તેની મહેનતુ અને લાયક, તથાપિ નમ્ર સરકારી નોકરોનો મોટો વર્ગ કદર જાણશે. કેળવણીખાતાના નીચલા વર્ગના નોકરો એની ઓછી બૂજ જાણશે નહિ.

## જાહેર ખબર.

સને ૧૮૮૪ ના એપ્રિલ માસની તા. ૨૬ મીનો આ સાથે ટાંગેલો (વસૂલાત ખાતાનો) સરકારનો ઠરાવ નં. ૧૬૭૫ કેળવણીખાતાના નોકરોની જાણને માટે તથા તે પ્રમાણે વર્તવા સારૂ પ્રસિદ્ધ કર્યો છે.
પુણા તા. ૪ થી મે સને ૧૮૮૯.

ટી. કુક.
આક્ટિંગ ડિરેક્ટર આવ્ પબ્લિક ઈન્સ્ટ્રક્શન.

નં. ૧૬૭૫.

વસૂલાત ખાતું.

જંજિરે મુંબાઈ, તા. ૨૬ મી એપ્રિલ સને ૧૮૮૯.

હિંદ સરકારના હોમ ખાતા (સરકારી)પર મુંબાઈ સરકારના વસૂલાત ખાતાના મુખ્ય સેક્રેટરીએ સને ૧૮૮૯ ના માર્ચની તા. ૯ મીએ લખેલો પત્ર નં. ૯૩૫.

હિંદ સરકારના હોમ ખાતા, સરકારી, ના ઓફિશિએટિંગ અંડરસેક્રેટરીનો સને ૧૮૮૯ના એપ્રિલ માસની તા. ૫ મીનો લખેલો પત્ર નં. ૭૦૬:—

"હુકમથી લખવાનું કે ગયા માસની તા. ૯ મીનો આપનો કાગળ નં. ૯૩૫ પહોંચ્યોછે અને તેના ઉત્તરમાં જણાવવાનું કે ફિનાન્શિઅલ કોડની સુધારેલી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવશે એવું ધારી નામદાર મહારાણીના સ્ટેટ સેક્રેટરીના સને ૧૮૮૮ ના એપ્રિલ માસની તા. ૫ મીના હુકમો અમલમાં લાવવા, પરંતુ એ હુકમો પાછલા વખતને લાગુ પાડવા નહિ."

ઠરાવ.—હિંદ સરકાર તરફથી આવેલા પત્રની તથા સને ૧૮૮૮ ના એપ્રિલ મહીનાની તા. ૫ મીના હિંદ ખાતાના સ્ટેટ સેક્રેટરી તરફથી આવેલા (વસૂલાત ખાતાના) ખરીતા નં. ૮૯ ની નકલો સેક્રેટેરિઅટનાં તમામ ખાતાં તરફ તથા કચેરીઓના ઉપરીઓ તરફ તેમની જાણને માટે તથા તે મુજબ વર્તવા સારૂ મોકલવી.

જે. ડી. સી. એટકિન્સ.
આક્ટિંગ અંડર-સેક્રેટરી નિસ્બત સરકાર.

હિંદ ખાતાના સ્ટેટ સેક્રેટરીએ હિંદસરકારપર મોકલેલો તા. ૫ મી એપ્રિલ સને ૧૮૮૮ નો (વસૂલાત ખાતાનો) ખરીતો નં. ૮૯.

"મહિને રૂ૧૦૦) થી ઓછા પગારવાળા કામદારોને હક્કની રજા આપવા સંબંધીનો આપનો તા. ૨૧ મી ફેબ્રુઆરીનો પત્ર કૌન્સિલમાં મેં લક્ષમાં લીધો છે.

"૨. સને ૧૮૮૭ ના જુલાઇ માસની તા. ૨૮ મીના મારા ખરીતા નં. ૧૯૬ માં હક્કની રજા આપ્યાથી સરકારને વિશેષ ખર્ચ ન થાય એ શરતનો એવા કામદારોને રજા આપવાની બાબતમાં હમણા અમલ કરવામાં આવેછે તેની સખ્તાઈ ઓછી કરવાનું મેં ઠરાવ્યું હતું, પરંતુ હક્કની રજા એકઠી કરવાની જે કામદારની ઇચ્છા હોય તેની બાબતમાં સદરહુ શરતની સખ્તાઈ ઓછી કરવી નહિ એ શરતથી છુટ આપી હતી.

"૩. બીજા બોલોમાં, સરકારને ખર્ચ થવાનો પ્રશ્ન લક્ષમાં ન લેતાં મહીને રૂ૧૦૦) થી ઓછો પગાર મળતો હોય એવા કામદારને વાર્ષિક તહેવાર દાખલ એક માસની હક્કની રજા આપવાની હું સત્તા આપુંછું; પરંતુ એવા કામદારની ઈચ્છા ત્રણ માસ લગી હક્કની રજા એકઠી કરવાની હોય તો રજા આપવાથી સરકારને વિશેષ ખર્ચ ન થાય એ શરતે હમણા રજા આપવામાં આવેછે તેમ આપવી.

"૪. હક્કની રજા એકઠી કરવાનો જે કામદારોને હક્ક આપેલો છે તેઓનો હક્ક લેઈ લેવાની મારી ઈચ્છા નથી, પરંતુ મારૂં મત એવું છે કે જે વર્ગના કામદારોને એ હક્ક આપવામાં આવ્યો નથી તેઓને એ હક્ક આપવો નહિ, અને જે શરતોએ એવી રજા એકઠી કરવા દેવામાં આવેછે તે શરતો રદ કરવી નહિ."

(મુંબાઈ એજ્યુકેશનલ રેકોર્ડ.)



## हिंदनी केळवणीनी स्थिति विषे हिंद सरकारनो ठराव.

સને ૧૮૮૭-૮૮ ની સાલની હિંદની કેળવણીની સ્થિતિની હકીકત વિષે હિંદ સરકારે ઠરાવ બહાર પાડ્યો છે, તેમાં લખ્યુંછે કે એ હકીકતપરથી સંતોષકારક વધારો થયાનો પુરાવો મળેછે અને જણાયછે કે એ વરસમાં સરકારી કેળવણી ખાતાનું કામ ઘણું કરીને કાર્યસાધક રીતે ચલાવવામાં આવ્યું હતું. એ ઠરાવને અંતે આ પ્રમાણે લખ્યું છેઃ—"પ્રાથમિક કેળવણી-ની વૃદ્ધિ પ્રત્યે જે લક્ષ આપેલું જણાયછે તે જોઇને ગવર્નર-જનરલ-ઈન-કૌન્સિલ ખુશી થાયછે અને આશા રાખેછે કે એ બાબતમાં સ્થાનિક સંરકારોના પ્રયત્નો નિરંતર વધતા જશે અને ટકાવી રાખવામાં આવશે." કેળવણીની સ્થિતિની હકીકતની એવીજ તપાસ દર વરસે પ્રસિદ્ધ કરવામાં આવશે, અને બંગાળાના સરકારી કેળવણી ખાતાના ડિરેકટર સર આલ્ફ્રેડક્રોફ્ટે સને ૧૮૮૫-૮૬ ની સાલનો હિંદની કેળવણીનો સામાન્ય રીપોર્ટ કર્યોછે તેના ધોરણે કેળવણીની વૃદ્ધિ વિષે વધારે સંપૂર્ણ સામાન્ય રીપોર્ટ અને ઠરાવ દર પાંચ વરસે કરવામાં આવશે.

(મુંબાઈ એજ્યુકેશનલ રેકાર્ડ.)



## आरोग्यता वर्द्धक सुधारा विषे भाषणो.

### भाषण ८ मुं.

### સારો ખોરાક.

ખોરાકનો ઉપયોગ.—ખોરાકથી કેટલાંક કામો સરેછે. આપણે પ્રત્યેક શબ્દ બોલીએ છીએ, પ્રત્યેક ડગલું ચાલીએ છીએ તેને લીધે આપણા શરીરને થોડો ઘસારો પહોચેછે. શ્વાસોચ્છવાસ, હૃદયનું ધડકવું, ઈત્યાદિ વિષે પણ એમજ છે. એ ઘસારો આપણે ખોરાક ખાઇએ છીએ તેવડે પૂરો પડે-છે. ખોરાકથી આપણા શરીરમાં ઉષ્ણતા ઉત્પન્ન થાયછે. આપણા હૃદયમાં ચોડા દેવતાની પેઠે બળેછે, પરંતુ તેનો ભડકો થતો નથી. પાણીનો મોટો દેગ ઊકળે એટલી ગરમી દરરોજ આપણા અંગમાં ઉત્પન્ન થાયછે. ખોરાકથી આપણા શરીરમાં કામ કરવાનું બળ આવેછે. રેલવેના એનૃજિનમાં લાકડાં અથવા કોયલા જે કામ કરેછે તેજ કામ એ આપણા શરીરમાં કરેછે.

**ખોરાકના પ્રકાર.**—મનુષ્યનો ખોરાક ભિન્ન ભિન્ન દેશોમાં અને તેજ તેજ દેશના જુદા જુદા વર્ગના લોકોમાં ઘણો જુદો જુદો હોયછે. ઉત્તર ધ્રુવની પાસેના મૂલકોમાં વનસ્પતિ ઊગતી નથી ત્યાંના લોકો કેવળ માંસ ખાઇને જીવેછે. ઘણા હિંદુઓ એકલું અન્ન ખાઇને રહેછે. ઘણાખરા યૂરોપીઓ મિશ્ર ખોરાક ખાઇને રહેછે.

**ખોરાકની બનાવટ.**—ખાવાના પદાર્થોના બે મોટા વર્ગ પાડ્યાછે. ૧ ખનિજો. ૨. ઉદ્‌ભિજ અથવા પ્રાણિજ પદાર્થો.

ખનિજોમાં પાણી, મીઠું, ચૂનો, લોહું, અને કેટલીક બીજી વસ્તુઓનો સમાવેશ થાયછે. ચૂનો હાડકાં બનાવવાના કામમાં આવેછે, અને લોઢાને લીધે લોહીનો રંગ રાતો થાયછે.

માંસ અને ઉદ્‌ભિજ ખોરાકના પણ મુખ્ય બે પ્રકારમાં ભાગ કરી શકાય, માંસ બનાવનારો, અને ઉષ્ણતા તથા બળ આપનારો ખોરાક.

આપણે પાછળ કહી ગયા છીએ કે હવા એ આક્સિજન નામે એક ગ્યાસના એક ભાગના અને નૈટ્રોજન નામે બીજા ગ્યાસના ચાર ભાગના મિશ્રણની બનેલીછે. માંસ બનાવનારા ખોરાકમાં નૈટ્રોજનનું પરિમાણ વિશેષ હોયછે.

વટાણા, દાળ, ચણા, ઈત્યાદિ કઠોળમાં માંસ બનાવનારા ખોરાકનું સૌથી વધારે પ્રમાણ હોયછે, ગહૂં, જુવાર, બાજરી, અને મકાઈમાં સેંકડે જેટલું પ્રમાણ હોયછે તેનાથી બમણું હોયછે. સઘળાં અનાજમાં ચોખામાં માંસ બનાવનારા પદાર્થનું પ્રમાણ સૌથી ઓછું હોય છે. ગરીબ માણસો દ્રવ્યવાન માણસની પેઠે ચોખા અને ઘી ખાઇને રહેવાનું ઇચ્છેછે; પરંતુ તેનો પોતાનો ખોરાક ઘણો વધારે પુષ્ટિકારક છે. માંસ બનાવનારો પદાર્થ જેટલો ચોખામાં છે તેનાથી લગભગ ચોગણો માંસ અને માછલાંમાં છે.

નૈટ્રોજન વિનાના ખોરાકના મુખ્ય બે પેટાવિભાગ કરી શકાય. (૧) ચરબી અને તેલ, (૨) સાકર અને સ્ટાર્ચ. ચોખા મુખ્યત્વે સ્ટાર્ચના બનેલા છે, આરોરૂટમાં સ્ટાર્ચ શુદ્ધરૂપે હોયછે. આ બંને વર્ગનો ખોરાક શરીરને અવશ્યનો છે, પરંતુ અતિશય ખાવાથી ઈજા થાયછે.

દૂધથી ખોરાક તરીકે બાળકની બધી ગરજ સરેછે. એ કાર્યને માટે જોઇએ એવી એકજ વસ્તુ માત્ર દૂધ છે.

શું ખાવું અને શું ન ખાવું.—અતિ નિર્ધન લોકોને ઘણીવાર જે કાંઈ મળી શકે તે ખાવું પડેછે; પરંતુ ઘણાખરા લોકો કાંઈક પોતાની મરજી માફક ખાયછે. ભિન્ન ભિન્ન જાતનો ખોરાક ઉત્તમ છે. સંભાળ લેવાની જરૂર છે. જઠર ઘણા રોગોનું દ્વાર છે.

આપણા ખોરાકમાં માંસ બનાવનારા પદાર્થોનું જોઇએ તેટલું પ્રમાણ હોવું જોઇએ. બંગાળીઓનો મુખ્ય ખોરાક ચોખા છે તેઓની જોડે શીખ લોકો મુખ્યત્વે ગહૂં ખાઈને રહેછે તેઓનો મુકાબલો કરો. જાડો ગહૂંનો આટો પરસુદી (મેદા) કરતાં વધારે પુષ્ટિકારક છે. ચોખામાં દાળ મેળવાથી તે ઘણા વધારે પૌષ્ટિક થાય છે.

દૂધ વિષે વિશેષ સંભાળ લેવાની જરૂર છે. ખરાબ વાસથી એ બગડવાનો ઘણો સંભવ છે. દૂધ વેચનારા કોઈ કોઈવાર દૂધમાં ખરાબ પાણી મેળેછે. એથી કોઇવાર બહુ ખરાબ જાતના તાવ ઉત્પન્ન થાયછે.

જે લોકો ઘી અને મીઠાઈ વધારે ખાયછે તેઓ જાડા થાયછે અને કામ કરી શકતા નથી. તેઓને જુવાનીમાં પળીઆં આવે છે અને ઘણા રોગ થાયછે.

શાકભાજી બહુ પૌષ્ટિક તો નથી, પરંતુ તેમાં ક્ષાર હોયછે તેને માટે તે ઉપયોગી છે. તે બેશ બફાવવી જોઇએ. તાજી શાકભાજી નહિ ખાધાથી ખલાસીઓને સ્કર્વી (નાવિક રક્તપિત્ત) નામે રોગ થવાનો સંભવ છે.

પૂરાં પાકેલાં ફળ ખાવામાં ઉત્તમ છે. પરંતુ કાચાં અથવા ઉતરી ગયેલાં ફળ નુકસાનકારક છે. એ ખાવાનો સૌથી સારો વખત સવારમાં અથવા બપોરની હાજરી વેળાએ છે. રાંધેલો ખોરાક ઘણીવાર રાખ્યાથી અવગુણકારી થાય છે. હરકોઈ પ્રકારનો કોહેલો ખોરાક કદી ખાવો નહિ.

કોગળિયાનો અથવા મરડાનો રોગ ચાલતો હોય તેવારે ખોરાક સંબંધી સંભાળ રાખવાની બેવડી જરૂર છે. બીજી વેળાએ જેથી ઈજા ન થાય તે એવા વખતમાં મંદવાડ અને મૃત્યુ આણે. કાચાં ફળ ન ખાવાં, શાક બહુ ન ખાવું તથા નહિ પચે એવા તમામ પ્રકારના ખોરાકથી દૂર રહેવું. તેમજ આખી રાત રાખેલો વાશી ભાત સવારમાં ખાવો નહિ.

મસાલા વગેરે મધ્યમસર ખાધાથી ગુણ થાયછે, પરંતુ અતિશય ખાધાથી જઠરને છજા થાયછે.

આ દેશમાં પાન સોપારી ચાવવાની રીત સાધારણ છે તે ગંદી : નુકસાનકારક છે. એથી દાંતને હાનિ થાયછે; અને કોઈવાર એથી વિ (ચાંદી) પડેછે. એમાં વખત અને પૈસા ઘણા નકામા જાયછે માટે તેન દૂર રહેવું.

કેટલાક રોગોપર તમાકુ પીવાની દાક્તરો ભલામણ કરેછે, પરંતુ ટેવથી ઘણીવાર તંદુરસ્તીને હાનિ પહોચેછે. એમાં ખરચેલા પૈસાનો ખ કામમાં ઘણો વધારે સારો ઉપયોગ કરી શકાય. તમાકુ પીવો એ જુ માણસોને વિશેષે કરીને હાનિકારક છે. એ ટેવ કદી પડવા દેવી નહિ : તેની ગરજ કદી પડશે નહિ. અફીણ અથવા ભાંગનો ઉપયોગ નુકસાનકારક છે.

બરાબર નહિ રંધાયલો ખોરાક અવગુણકારી છે. રાંધવાનાં વાસણ ના તાંબાના કે સીસાના ઝેરથી લોકો કોઈવાર માંદા પડેછે. એ વાસણ સ્વચ્છ રાખવાં જોઇએ અને વખતે વખતે તેમને કલાઈ દેવડાવવાની ભાળ રાખવી જોઇએ.

ખોરાકની વ્યવસ્થા કાંઈક અંશે શરીરની પ્રકૃતિ પ્રમાણે કરવી જોઈ ઈંગ્રેજીમાં કહેવત છે કે "એક માણસનો ખોરાક બીજા માણસને ઝેર છે અર્થાત્ એક માણસને જે ખોરાકથી ગુણ થાય તે બીજાને અવગુણ કર

**શી રીતે ખાવું.**—સ્ત્રીઓ ચોખા રાંધેછે તેવારે તે તપેલામાં સાર ઓરેછે. રહી રહીને ઓર્યા કરે તો તે બરાબર ખફાય નહિ. આપણા ખોરા પણ એમજ છે. આપણે ઠરાવેલે વખતેજ જમવું જોઇએ, અને બીજી જમ્યા અગાઉ પહેલીવારનું ખાધેલું પચાવવાને જઠરને વખત મળવો ઇએ. ખોરાક પચવાને ઘણું કરીને ત્રણથી પાંચ કલાક લાગેછે. કેટલાક દાર્થ બીજા કરતાં વહેલા પચેછે. ભાતને પચવાને ઘણું કરીને આશરે એ કલાક લાગેછે; માંસને ત્રણ કલાક લાગેછે.

જો ખાવાનો પદાર્થ વિશેષે કરીને સખ્ત અથવા ચિવ્વડ હોય તો તે ગળી ગયા પહેલાં સારી પેઠે ચાવવો જોઈએ. ચાવવાથી તે થુંક જોડે મ છે. થુંકમાં અમુક ગુણ છે. પચવામાં તે મદદ કરેછે અને ખોરાકને વધ પૌષ્ટિક કરેછે. જમતાં માત્ર થોડું પાણી પીવું. થુંકવતી ખોરાકને ભીંજવવો જોઇએ

અનાજમાં બહાર કાંઇ જતા પહેલાં કોઈ ... શરીરમાં ...

આવેછે અને તાવ આવતો અટકાવવામાં મદદ મળેછે. બની શકે તો બપોરને શુમારે સારૂં ઉનું ભોજન જમવું. કેટલાંક છોકરાંને પોતાને ઘેર આવી શકાય નહિ એટલે છેટે નિશાળે જવું પડેછે. એવું હોયતો તેમણે નિશાળે જતાં પહેલાં પેટ ભરીને નાસતો કરવો જોઇએ. ભૂખે પેટે કામ કરવું પડે તો ઘણી હાનિ થાય. છોકરાંએ પેટપૂર ખાધું હશે તો તેઓ પોતાના અભ્યાસમાં વધારે સારી રીતે આગળ ચાલશે. દરેક નિશાળીઆએ બપોરે થોડો નાસતો કરવો જોઇએ. એમ કરવામાં નાત જાતના વહેમોની નડતર થવા દેવી ન જોઇએ. છોકરો નિશાળેથી ઘેર આવે ત્યારે પણ તેને થોડું ખાવાનું આપવું જોઇએ. સાંજે સાત વાગતાને શુમારે સારૂં ભોજન જમવું. રાતે મોડું જમવાથી દૂર રહેવું. પૂર્ણ ભોજન જમ્યા પછી થોડો આરામ લેવો ગુણકારીછે.

દુનિયામાં થોડું ખાવાનું મળવાથી જેટલાં માણસો મરેછે તેના કરતાં ઘણું ખાધાથી સોવસા વધારે માણસો મરેછે. શ્રીમંત લોકો ઘણીવાર અતિશય ખાયછે. ગરીબ લોકોને ઘણું કરીને જોઇએ તે કરતાં ઓછું ખાવાનું મળેછે તેથી જ્યારે વધારે ખાવાની જોગવાઈ મળેછે ત્યારે અતિશય ખાધાથી કોઈવાર માંદા પડેછે. જઠરને ભારે પડે એટલું આપણે કદી ખાવું ન જોઇએ. એથી હેરાન થવાય છે.

જમતા પહેલાં આપણે પ્રભુની પાસે માગવું કે તે આપણા ખોરાકને સુખદાયક કરે અને ખાઇ રહ્યા પછી તેની કૃપાને માટે તેનો પાડ માનવો.



## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવેછે કે હલકા દરજાની સરકારી નોકરીમાં દાખલ થવાની પરીક્ષા સને ૧૮૮૯ ના સપ્ટેંબર માસની તા. ૨૩ મીને સોમવારે અને તે પછીના દિવસોએ ઉત્તર ભાગમાં હેઠળ લખેલાં મધ્ય સ્થળોએ લેવામાં આવશે.

| | | |
|---|---|---|
| અમદાવાદ. | ભરૂચ. | નડીઆદ. |
| સુરત. | ગોધરા. | રાજકોટ. |

સને ૧૮૮૮ ના એપ્રિલ મહીનાની તા. ૫ મીના મુંબાઈ સરકારના ગઝેટનાં પૃષ્ટ ૩૨૭–૩૩૦ માં છાપેલા નિયમો પ્રમાણે એ પરીક્ષા લેવામાં આવશે. એ નિયમોનું ભાષાંતર સને ૧૮૮૮ ના જુલાઇ માસના શાળાપત્રનાં પૃષ્ટ ૧–૪ માં પ્રસિદ્ધ કરેલું છે.

ઉમેદવારોએ પોતાના મધ્યસ્થળના પ્રેસિડંટ તરફ આવતા આગસ્ટ મહીનાની તા. *૧લીએ અથવા તે પહેલાં પોતાની અરજીઓ મોકલવી.

અમદાવાદ.
તા. ૬ ઠ્ઠી જુલાઈ ૧૮૮૮. } ઈ. જાઇલ્સ.
એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

વર્નાક્યુલર મહેતાજીઓને લગતા ધારા સંગ્રહના આઠમા પ્રકરણની સાતમી કલમની રૂઇએ નીચે લખેલા સખસોની આજ સુધીની નોકરીની મુદત અને તેમનાં કરેલાં કામ નીધામાં લેઇ ઉત્તર ભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુરે પોતાના અંગ્રેજી પત્ર નં. ૧૬૪૭ તા. ૫મી જુલાઈ ૧૮૮૯ માં તેમને નીચે પ્રમાણે રેંક આપેલા છે.

| નામ. | હોદ્દો | | રેંક. |
|---|---|---|---|
| જયરામ રતનજી. | રાણપુરના | મહેતાજી | ૨૫ |
| બાપુજી દ્વારકાંદાસ. | બરવાળા | ,, | ૨૦ |
| જયશંકર મહાશંકર. | પાટડી | ,, | ૨૦ |
| મનસુખરામ આત્મારામ. | અડાલજ | ,, | ૧૫ |
| બુલાખી થાવરજી. | અસારવા. | ,, | ૧૫ |
| લાલજી પીતાંબર. | દેહેગાંઈ | ,, | ૧૫ |
| રણછોડ લલુભાઈ. | કુબડથલ | ,, | ૧૫ |
| લક્ષ્મીશંકર પુરસોતમ. | બદરખા | ,, | ૧૫ |
| મુળજી પ્રેમજી. | ચલતેજ | ,, | ૧૫ |
| મોહન વીઠલ. | વાગડ | ,, | ૧૨ |
| મોરલીધર અમથારામ. | સાંથલ | ,, | ૧૨ |
| મોતીરામ શેવકરામ. | ઓગાણ | ,, | ૧૨ |
| છોટાલાલ રૂપશંકર. | ચોસર | ,, | ૯ |
| ગોવીંદજી પુરસોતમ. | આંબારેલી | ,, | ૯ |
| વલ્લભરામ ગણપતરામ. | વદ્રાડ | ,, | ૯ |
| ઘેરીદાસ વસ્તાભાઈ. | વાંચ | ,, | ૯ |
| હરીલાલ મનસુખરામ. | જેતલપુર | ,, | ૧૨ |

☞ *નંબર ૧૫૧૮ તા. ૧૩-૭-૮૯ માં મે. એ. ઈ. સાહેબ જણાવેછે કે તા. ૨૩મી અગષ્ટ ૧૮૮૯ લગી પરીક્ષામાં બેસવાની અરજીઓ લેવી.

| | | | |
|---|---|---|---|
| નન્દલાલ મુળજી. | દેહરા | „ | ૯ |
| બાળગોવીંદ મહાશંકર. | પીસાવાડા | „ | ૯ |
| ઉમીયાશંકર પ્રાણજીવન. | મહીજડા | „ | ૯ |
| સીરાજ્જુદીન અમીરોદીન. | ધોળકાના મુનશી | | ૧૫ |
| અંબાશંકર નરભેરામ. | સરસપુરના મહેતાજી | | ૧૨ |
| હરીવલ્લભ દયાશંકર. | ધંધુકા કન્યા. | „ | ૧૨ |
| સૈયદમીયાં એહમદમીયાં. | અમદાવાદ નં.૧ના મુનશી | | ૧૫ |
| તુલસીદાસ કાશીદાસ. | મોડાસા કન્યા. મહેતાજી. | | ૧૨ |
| નરસીલાલ ઉત્તમરામ. | અમદાવાદ નં.૪ના મહેતાજી | | ૧૫ |
| પ્રાણશંકર ગવરીશંકર. | અમદાવાદ નં.૬ના મહેતાજી | | ૧૫ |

ઉપર મુજબ આ લોકના રેંક મુકરર કરવામાં આવેલા છે અને હવે પછીથી સરટીફીકેટવાળા મહેતાજીઓને ટ્રેનિંગ કોલેજના જેજે ધારા લાગુ પડશે તે ધારા આ લોકોને પણ લાગુ પડશે.

તા. જુલાઈ ૧૮૮૯

(Signed) REVASHANKER A. Bhat,

એક્ટિ. ડે. એ. ઇ.અમદાવાદ વિભાગ.



## નિશાળોનાં ઇનામ પત્રક.

### ભરૂચ વિભાગ.

અંકલેશ્વર કન્યા. ભરૂચ હાઈસ્કુલના હેડમાસ્તર ઈબ્રામજી સૈયાણીનાં ધણીઆણી ૩૧)—અમલેશ્વર પા. ભગવાન ઈચ્છારામ ૩૫) પા. મંછારામ અમથારામ ૩૪) પા. પ્રાણજીવન ઉકા ૩૩) રાજ કાબાઈ સોમ ૩૧) પા. મનોરભાઈ હરીભાઈ ૩૧) પા. હરીશંકર નરભેરામ ૩૧) પા. બગાભાઈ કલ્યાણ ૩૧) વકીલ ત્રીકમલાલ દાજીભાઇ ૩૫) પા, માધવ વનમાળી ૩૪) ભટ ભાઈશંકર દેવશંકર ૩૨) પા. બાપુ દુલા ૩૧) દેવરામ નારાયણ ૩૧) બેચરસંગ રામસંગ ૩૧) પા. હરીભાઈ હરજીવન ૩૧) પા. દેવજી આતમારામ ૩૫) કલ્યાણસીંગ પ્રભાતસીંગ ૩૩) પા. ઈચ્છા નારણદાસ ૩૧) રાજ નાનસીંગ કશળસંગ ૩૧) પા. ઓધવજી કાકુજી ૩૨) પા. દામોદર દેવજી ૩૧) રાજ રાજસીંગ જગતસીંગ ૩૦ાા—ઓભા પા. દુલા કેશવ ૩૧)—પુરસા સોની નાથાભાઈ મોરાર ૩૧)—સારણ રા. જીબાવા ભીખાજી ૩૨)—કાહાનવા.

નારણરાવ કૃષ્ણ મુનશી રૂ૧)—ડાભા ગામના સદગૃહસ્થો તરફથી રૂ૨૫ા—દં
મરહુમ પોલીસ પટેલ કાલા જીવાની વીધવાએ પરબ બેસાડી વાસણો :
પ્યાં—ઝણોર ઉધરાતદાર ખુમા જેસંગ રૂ૦ાા જેઠાલાલ દામોદર રૂ૧)
નરોતમ હરજીવન રૂ૦ાા—ભરથાણુ પા. અમથા જેરામ રૂપ) બાપુ દરૂ
રૂપ) ભૂખણ દાજી રૂ૩) બાઈ લાલા રૂ૪) બાઈ બાનજી રૂપ) કાભાઈ ગો
રૂપ) ઈશ્વર ઝવેર રૂ૨) પા. હરી મનોર રૂ૨) ગુલાબ વેણીભાઈ રૂ૧) ભ
ઓધવ રૂ૧) ભૂખણ ભગતી રૂ૧) સોની કાશીભાઈ કાનજી રૂ૧) પા. ર
છોડ ધનજી રૂ૧) સોની મનોર રૂ૧)—પોલુદ્રા પા. હીંમત હરી રૂ૧) ર
મહેતાજીને પાઘડી દુપટો ભડકોદરા પા. વલીભાઈ અસમાલ તથા પા. ?
આદમજી રૂપ)—બુચ્ચા પા. નાથાભાઈ પુન્નાભાઈ રૂ૧)—ભરથાણુ અ
બાઈ જેરામ રૂ૧) રાજારામ આત્મારામ રૂ૧) બાપુભાઈ દરૂભાઈ :
ટંકારીઆ. મે. મામલતદાર સાહેબ પધારતાં ઇસફમહમદ આદમ ઉગર
દાર રૂ૧૧) ઉમરજી આદમ રૂ૯) ઈસમાલજી વલીઆદમ રૂ૭) અભ
વલીઆદમ રૂ૪) પા. બાપુજી અમનજી રૂ૪) અભરામ અમનજી ઘોડે
રૂ૩) પા. આદમ અમીજી વલી રૂ૨) પા. અમદ આદમ રૂ૨) પા. અભર
આદમ રૂ૨) ઈસબ મહમદવલી રૂ૧) પા. મહમદ આગજીસમાં ર
પા. મહમદ ઈસમાલ ઉમરજી રૂ૧) ઈબ્રામ અમીજી અકુજી રૂ૧) મહ
અસમાલ બાઇજી રૂ૧) સીમલીઆ. સદગૃહસ્થો રૂ૧ાા આમોદ. વક
લક્ષ્મીરામ જમીઅતરામ રૂ૪) સદગૃહસ્થો રૂ૪) કોસનાડ પા. ગુલાબ હ
બાઈ રૂ૨) પા. કાલીદાસ રાયજી રૂ૨) પા. ઓધવ બેહેચર રૂ૨) પા. વિ
બાપુજી રૂ૨) આમલેશ્વર. પા. મંછારામ અમથારામ રૂ૧ાા અંકલેશ્વર દન
શેઠ પેસતનજી દાદાભાઈ રૂ૧) સુત્રેલ, નરોતમ ગીરધર રૂ૧) પા. માધવ
ઝવેર રૂ૧) પા. નાથા વીઠલ રૂ૧) પા. રણછોડ ચીકા રૂ૧) પા. ના
કાળા રૂ૦ાા કેરેવાડા. મે. ઠાકોર સાહેબ તથા કારભારી સાહેબ રૂ૪)
કનગામ. વૈદ અમૃતલાલ વિદ્યારામ રૂ૨) કાંટીઆજાલ. સદગ્રહસ્થો રૂ:
વેરડીઆ. પા. મુરો દસુ રૂ૧) જનરલડયુટી કારકુન માણેકલાલ રંગલા
રૂ૦ાા કરમાડ. મે. રા. સા. મામલતદાર સાહેબ જંબુસર રૂ૧) તથા
મગનલાલ બાઈશંકર રૂ૧)
સુંદરીઆણા તાબે ધંધુકા વિશ્વદાસ જેઠા રૂ૧)
ખોલીમોરા. શેઠ મંચેરજી એદલજી રૂ૩)

સને ૧૮૮૯ ના એપ્રિલ માસમાં ગુજરાત ટ્રેનિંગકાલેજ અમદાવાદમાંથી હુનરની બીજી પરીક્ષામાં જે ઉમેદવારો બેઠેલા તેમની પરીક્ષાનું પરિણામ.

| નંબર. | અટક સાથે નામ. | પરીક્ષાનું પરિણામ. | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | મોકલેલાં પ્લેટની પરીક્ષા. | | | | પ્રશ્ન પત્ર | | | | | | |
| | | પ્લેટ ઉપરથી કાઢેલું ફ્રીહેંડ | મોડલડ્રોઇંગ " | કર્તવ્ય ભૂમિતિ | રેખાયથા દર્શન. | ફ્રીહેંડ. | મોડલ. | ભૂમિતિ માર્ક. | ભૂમિતિ રીમાર્ક. | રેખાયથાદર્શન માર્ક. | રેખાયથાદર્શન રીમાર્ક. | |
| ૧ | બાપાલાલ વીરચંદ પટેલ. | પાસ ૧૮૮૮ | સારૂં ૧૮૮૮ | પાસ ૧૮૮૮ | પાસ ૧૮૮૮ | ઠીક પાસ ૧૮૮૮ | સારૂં ૧૮૮૯ | ૧૦૦ ૧૮૮૮ | સર્વોત્તમ. | ૬૮ ૧૮૮૯ | ઠીકપાસ | ૧૮૮૮માંએક ઈનામ મળ્યુંછે નેહાલ બધાવિષયોમાં પાસ થવાથી સરટીફીકેટ મળશે. |
| ૨ | હરીભાઈભગવાનદાસ પટેલ | પાસ | નાપાસ | પાસ | નાપાસ | નાપાસ | — | — | સારૂ | — | — | |
| ૩ | મણીશંકર ઈચ્છારામ ભટ. | પાસ | નમુનોનહીં મોકલેલો | નાપાસ | નમુનોનહીં મોકલેલો | નાપાસ | — | — | — | — | — | |
| ૪ | છોટાલાલ નરભેરામ દવે. | " | નાપાસ | " | નાપાસ | નાપાસ | — | — | — | — | — | |
| ૫ | માધવસંગભગવાનસંગરાજ | " | નમુનોનહીં મોકલેલો | " | " | નાપાસ | — | — | — | — | — | |

## ફસ્ટ ગ્રેડ આર્ટ.

### સને ૧૮૮૯ ના અપ્રેલ મહિનાની ૧ લી તારીખે ગુજરાત ટ્રેનિંગ કૉલેજ અમદાવાદમાંથી જે ઉમેદવારો હુન્નરની ૧ લા ગ્રેડની પરીક્ષામાં બેઠેલા તેની પરીક્ષાનું પરિણામ.

| નંબર. | અટક સાથે નામ. | પરીક્ષાનું પરિણામ. | | | | શેરો. |
|---|---|---|---|---|---|---|
| | | વિષય. | | | | |
| | | સાદુ ફ્રીહેન્ડ ડ્રૉઇંગ. | સાદુ મોડલ અને ઓબજેક્ટ ડ્રૉઇંગ. | કર્તવ્ય ભૂમિતિ. | | |
| | | | | માર્ક. | રિમાર્ક. | |
| ૧ | અમીરમીયાંહમદુમીયાશેખ. | સારૂં. | ઠીક પાસ. | ૯૦. | સર્વોત્તમ. ૧૮૮૮ | સરટીફીકેટ મળશે. |
| ૨ | રણછોડલાલમનસુખરામદ્ઉ. | નાપાસ. | નાપાસ. | ૧૦૦ | " | ૧૮૮૯માં પર |
| ૩ | યુસુફઅબ્દુલરહેમાનઘોળી. | ઠીક પાસ | — | ૯૦ | " | ક્ષામાંબેઠા ન? |
| ૪ | મગનલાલ હીરજી દવે. | " | નાપાસ. | ૯૦ | " | |
| ૫ | લલુભાઈ જીવાભાઈ પટેલ. | નાપાસ. | ઠીક પાસ. | ૯૫ | " | સરટીફીકેટ |
| ૬ | લલુભાઇ તળશીભાઈ પટેલ. | ઠીક પાસ. | ઠીક પાસ. | ૯૫ | " | મળશે. |
| ૭ | મગનલાલ ભાઈજી શાહ. | " | નાપાસ. | ૭૦ | ઠીક પાસ. | |
| ૮ | પરસોતમ ત્રીકમભાઈપટેલ. | " | ઠીક પાસ. | ૯૦ | સર્વોત્તમ. | સરટીફીકેટ મળશે. |
| ૯ | નારણજી લાલભાઈ દેશાઈ. | " | નાપાસ. | ૯૦ | " | |
| ૧૦ | રણછોડજી કલ્યાણજીદેશાઈ. | " | " | ૮૫ | સારૂં. | |
| ૧૧ | ગીરજાશંકરમહાશંકર ત્રીવે. | " | ઠીક પાસ. | ૮૦ | સારૂં. | સરટીફીકેટ મળશે. |
| ૧૨ | નીચ્છાભાઈ ભાઈશંકરભટ. | નાપાસ. | નાપાસ. | ૭૫ | સારૂં. | |
| ૧૩ | મોહનલાલજગજીવનત્રીવેદી | સર્વોત્તમ. | ઠીક પાસ. | ૯૦ | સર્વોત્તમ. | સરટીફીકેટ મળશે. |
| ૧૪ | રણછોડજીખુશાલભાઈ દેશા. | ઠીક પાસ. | નાપાસ. | ૯૦ | " | |
| ૧૫ | છગનલાલ તલકશી શાહ. | નાપાસ. | ઠીક પાસ. | ૮૫ | સારૂ. | |
| ૧૬ | જેઠાભાઈ બાપુજી પટેલ. | " | ઠીક પાસ. | ૬૫ | ઠીક પાસ. | |
| ૧૭ | શીવલાલરણછોડભાઈમેહેતા | " | " | ૯૦ | સર્વોત્તમ. | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | મોતીલાલ ધનેશ્વર જોશી. | — | — | ૬૦ | ઠીક પાસ. | ૧૮૮૯માં ગેરહાજર. |
| ૧૯ | ત્રીકમલાલ મોતીલાલ અ. | — | — | ૮૫ | સારૂં. | ,, |
| ૨૦ | ભાઈલાલત્રીકમભાઇપટેલ. | ઠીક પાસ. | નાપાસ. | ૮૦ | ,, | |
| ૨૧ | હરીભાઈ જીવણજી દેશાઈ. | નાપાસ. | ,, | ૮૫ | સારૂં. | |
| ૨૨ | હરજીવન કલ્યાણજી શુકલ. | ,, | ઠીક પાસ. | ૬૦ | ઠીક | |
| ૨૩ | વૃજલાલ ધનજી શાહ. | સારૂં. | ,, | ૭૫ | સારૂં. | સરટીફીકેટ મળશે. |
| ૨૪ | વીરચંદ જયશીંહ શેઠ. | નાપાસ. | ઠીક પાસ. | ૮૦ | ,, | |
| ૨૫ | રામદાસ રણછોડદાસપટેલ. | ,, | ,, | ૮૦ | ,, | |
| ૨૬ | ત્રિભોવન અમુલખ પટની. | ઠીક પાસ. | નાપાસ. | ૭૫ | ,, | |
| ૨૭ | હલસુખ પુંજીરામ દવે. | — | — | ૮૫ | ,, | ૧૮૮૯ માં ગેરહાજર. |
| ૨૮ | મણીશંકરરતનજીઉપાધ્યાય | ઠીક પાસ. | નાપાસ. | ૯૦ | સર્વોત્તમ. | |
| ૨૯ | નારણશંકરખુશાલભાઈત્રી | નાપાસ. | ઠીકપાસ. | ૬૦ | ઠીક પાસ. | |
| ૩૦ | ફુલાભાઈગીરધરભાઈપટેલ. | નાપાસ. | નાપાસ. | ૮૦ | સારૂં. | |
| ૩૧ | રેવાભાઈ તુળશીભાઈ. | નાપાસ. | ,, | ૯૦ | સર્વોત્તમ. | |
| ૩૨ | ઉમેદભાઈ લલુભાઈ. પટેલ. | ,, | ઠીક પાસ. | ૬૦ | ઠીક પાસ. | |
| ૩૩ | ડાહ્યાભાઈ હરચંદ શાહ. | ઠીક પાસ. | નાપાસ | ૭૫ | સારૂં. | |
| ૩૪ | મણીલાલ દુર્લભભાઈદણક. | — | — | ૬૫ | ઠીક પાસ | ૧૮૮૯ માં ગેરહાજર. |
| ૩૫ | મણીશંકર નીચ્છાભાઇભટ. | નાપાસ. | નાપાસ. | ૭૫ | સારૂં. | |
| ૩૬ | ...સિભાઈ સુલેમાન પટેલ. | ,, | ,, | ૯૫ | સર્વોત્તમ. | |
| ૩૭ | કરમસી નેણશી શાહ. | — | — | ૭૫ | સારૂં. | ૧૮૮૯ માં. ગેરહાજર. |
| ૩૮ | જીનાભાઈ ગગલભાઈપટેલ. | ઠીક પાસ. | નાપાસ. | ૮૦ | ,, | |
| ૩૯ | ચમનલાલ લાલજી પંડ્યા. | નાપાસ. | ,, | ૭૫ | ,, | |
| ૪૦ | વીરચંદ લક્ષ્મીચંદ શાહ. | — | — | ૬૦ | સ્વચ્છ. | ૧૮૮૯ માં ગેરહાજર. |
| ૪૧ | મયાશંકર નથુરામ વ્યાસ. | — | — | ૮૦ | સારૂ | ,, |
| ૪૨ | ભીખાભાઈમીઠાભાઈપટેલ. | નાપાસ. | નાપાસ. | ૬૫ | ઠીક પાસ: | |
| ૪૩ | દાઉભાઈ જીવણજી નાયક. | નાપાસ. | ઠીક પાસ. | ૬૦ | ,, | |
| ૪૪ | રણછોડદાસ જોરદાસ પટેલ. | ઠીકપાસ | નાપાસ. | ૯૦ | સર્વોત્તમ. | |
| | હસન મંહમદ પટેલ. | — | — | ૭૦ | ઠીક પાસ. | ૧૮૮૯માં ગેરહાજર. |
| | ચતુરભૂજ માણેકચંદ શેઠ. | નાપાસ. | નાપાસ. | ૬૦ | ,, | |
| | અમૃતલાલનીહાલદાસપટેલ. | ઠીકપાસ. | ,, | ૯૦ | સર્વોત્તમ. | |
| | મણીશંકરઉમીયાશંકરભટ. | નાપાસ. | ,, | ૯૦ | ,, | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | નવા. ૧૮૮૯ | | | | | |
| ૪૯ | રતનજી દુર્લભભાઈ લાડ, | સર્વોત્તમ. | ઠીક પાસ. | ૭૬ | સારૂં. | સરટીફીકે મળશે. |
| ૫૦ | નરશીભાઈનાગરભાઈડેપા, | નાપાસ. | નાપાસ. | ૫૪ | નાપાસ. | |
| ૫૧ | મહમદ ઉમરજી શેખ. | „ | „ | ૭૬ | સારૂં. | |
| ૫૨ | રસુલબેગહીશામબેગમુગલ | „ | „ | ૬૨ | ઠીક પાસ. | |
| ૫૩ | રતનજી ખંડુભાઈ દેશાઈ. | „ | „ | ૬૪ | ઠીક પાસ. | |
| ૫૪ | ડાહ્યાભાઈદુર્લભભાઈપારેખ | „ | „ | ૭૫ | સારૂં. | |

## ફ્સ્ટગ્રેડના ઉમેદવારોને સૂચના.

अ જે ઉમેદવાર એક બે વિષયમાં પાસ થયા પછી ત્યાર પછીની બીજી પરીક્ષા વખતે ગેરહાજર હશે તેમને બધા વિષયોની ફરીથી પરીક્ષા આપવી પડશે.

ब જે માણસ દર વરસે પરીક્ષા વખતે હાજર હશે તેને ફક્ત જે વિષયમાં નાપાસ હશે તેનીજ પરીક્ષા આપવી પડશે.

क જે મહેતાજી પરીક્ષામાં એકાદ વિષયમાં નાપાસ હશે તેણે રહેલા વિષય ખાનગી રીતે તૈયાર કરી દર વરસે એપ્રિલ મહીનાની પહેલી તારીખે પરીક્ષા આપવા ચૂકવું નહીં કેમકે નહીંતો પાસ થયેલા વિષય રદ જશે.

## સેકન્ડગ્રેડના ઉમેદવારોને સૂચના.

अ નાપાસ થએલા મુંબાઈ મોકલવાના નમુના તારી. ૧૫ મી માર્ચ પહેલાં પ્રિન્સિપાલ સાહેબને પહોંચે તેવી રીતે તૈયાર કરી મોકલવા. ત્યાર પછી તે લેવામાં નહિજ આવે.

ब કોઈ મહેતાજીથી કોઈ વિષય પોતાની મેળે તૈયાર ન થઈ શકે તેવું હોયતો તેણે પોતાને જોખમે રજા લેઈ મોકલવાના નમુના કે દરેક બીજો અભ્યાસ કોલેજમાં રહી તૈયાર કરવો.

क સેકન્ડગ્રેડ પરીક્ષા દર વરસના એપ્રિલની તારીખ ૨-૩-૪ માં પૂરી થઈ જશે.

ड જે માણસને પરીક્ષામાં બેસવું હોય તેણે દર વરસના માર્ચ મહીનાની ૧ લી તારીખે પ્રિન્સિપાલ સાહેબને ઉપરના નમુના પ્રમાણે નામ ઠામ સહિતનો રિપોર્ટ કરી મોકલવો. સેકન્ડગ્રેડની પરીક્ષા આપવા ઈચ્છનારે એજ તારીખે પોતાના રિપોર્ટ સાથે મુંબાઈ મોકલવાનાં પ્લેટો મોકલવાં.

(Signed) Mahipatram Rupram,
Principal, G. T. College.

# જાહેર ખબર.

૧ લાહોર–આગ્રા અને લખનોર વાળી સરકારે મંજુર કરેલી ઉરદુ ચોપડી નીચે સહી કરનારને ત્યાંથી મળશે ૦–૧–૯ ઉરદુ પેહેલી ૦–૧–૬ બીજી ૦–૨–૬ ત્રીજી ૦–૩–૦ ચોથી ૦–૨–૬ વ્યાકરણ ૦–૮–૦ શાહનામું ૧–૪–૦ આખલાક કાશી.

તા ૧૨–૭–૮૮ સુરત હરીપરા ધી કાંટે. જમનાદાસ ભગવાનદાસ બુકસેલર.

સહેલું સસતું ને ઉપયોગી☞ દેશીનામાની પધ્ધતી ત્રીજી આવૃતિ:—

રચનાર પ્રેમચંદ કરમચંદ. હે. મા. ફિ. ટ્રે. કો. રાજકોટ. કીંમત ૫ આના. પોસ્ટેજ ૭ પાઈ. પણ ૫ નંગથી માફ. ૧૦થી ૧૦, ૧૫થી ૧૫, ૨૦થી ૨૦, ૨૫થી ૨૫ ટકા કમીશન. રાજકોટમાં કર્ત્તા. ૪૦ મુંબાઈમાં સાબખેરીવાળા દામોદર ઇશ્વરદાસ (કાલકાદેવીને રસ્તે રામવાડી પાસે) સુરત. બુકસેલર જીવનલાલ ગોપાળદાસ. (ઠે. ભાગા તળાવ) પાસેથી મળશે.

બુક ડેપો અને જનરલ એજન્સીની મોટી દુકાન.—બુક ડેપોની ખોટ પુરી પાડવા તથા બધી જાતની એજન્સી કરવા દુકાન કાઢીછે, તેમાં નિશાળો, સ્કુલો અને કોલેજોમાં ચાલતાં; ગુ. ઈં. સં. ઉર્દુ. પુસ્તકો, કોપીબુકો, મિનીંગબુકો તથા નકશાઓ. અને તે સિવાય કાયદા તથા બીજાં પુસ્તકો રોકડેથી એકજ ભાવથી મળશે. કમિશન વિગેરેનો ખુલાસો રૂબરૂ અગર પત્રથી થશે. અમદાવાદ જુમ્મામસજીદ સામે દુકાન. લિ. દ્વારકાંદાસ મોતીલાલ એન્ડ કો.

## કેળવણી ખાતાના વડાએ "દસ્કત કોપી પસંદ કરી.

આખા મુંબાઈ ઇલાકાની નિશાળોમાં ચલાવવાનો
હુકમ કર્યો છે.

## આદરજી કાવસજી માસ્તરની.

ગુજરાતી તથા બાળબોધ કોપી બુકો,

( ૭ અંકમાં )

મોટા ખરચનો તથા ઘણા વખતનો તથા ઘણી મેહેનતનો ભોગ આપી
બનાવવામાં આવેલી.

આજ સુધી નહિ થએલી તથા વખાણવા જોગ.
જેની ભારે સ્તુતિ
કેળવણી ખાતાના ઇન્સ્પેકટર સાહેબોએ તથા હોદ્દેદારોએ
મુંબાઈ તથા ગુજરાતનાં સર્વે જાહેરપત્રોએ
દેશની કેળવણીમાં જાણીતા સર્વે ગ્રહસ્થોએ
એક અવાજે કરી છે.

જુઓ કોપીબુકોના પુંઠા ઉપર તેઓના સર્ટિફીકેટો.

અમારી પાસે હાલ એટલી સર્ટિફીકેટો એકઠી થઈ છે કે પુંઠા ઉપર
મુકવાની બીલકુલ જગો નથી.

આવી અને આટલી સર્ટિફીકેટો આજ સુધી કોઈબી કોપીબુકે મેળવી
નથી અને આટલી સસ્તી કોપીબુકો આજ દીનસુધી નીકળી નથી.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

## SEPTEMBER 1889.

પુસ્તક ૨૮ મું. સપ્ટેંબર. ૧૮૮૯. અંક ૯ મો.

માતાજી બહુ મોટું પુણ્ય, નામ તેમ છે કામ;
કર ખંતે મન કેળવણી, ખરી એની ધરો હામ.

અનુક્રમણિકા. પૃષ્ઠ. CONTENTS:


| | |
|---|---|
| તોલ વિષે....................૧૯૩ | Object-lessons: Weights ... 193 |
| ખનિજ પદાર્થો....................૧૯૪ | Minerals ... ... ... ... 194 |
| સુનીતિના પાઠો. ..............૧૯૫ | Moral Lessons ... ... ... 195 |
| મડમસાહેબ મળવા આવ્યાં ..૧૯૭ | Visit of the Lady Superintendent. 197 |
| વખત....................૧૯૮ | Time ... ... ... 198 |
| નિશાળોના ઓરડામાં પ્રકાશ તથા હવાની છૂટ રાખવા વિષે....૨૦૨ | Ventilation & Lighting of school-rooms ... ... 202 |
| આરોગ્યતા વર્દ્ધક સુધારા વિષે ભાષણ....................૨૦૫ | A Lecture on Sanitary Reform 205 |
| સરકારી જાહેર ખબરો ..........૨૦૯ | Departmental Notifications .. 209 |
| નિશાળોનાં ઇનામ પત્રક.......૨૧૧ | Prizes distributed in Schools, 211 |




( કેળવણી ખાતાના હુકમથી ).

અમદાવાદમાં

બાબાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.



વર્ષનો રૂપિયો એક આગાઉથીજ .......પોસ્ટેજ માફ.
છૂટક નકલ ૧) ના આના બે...... ......આંઠ આના.

# गूजरातशाळापत्र.

પુસ્તક ૨૮ મું. સપ્ટેમ્બર. ૧૮૮૯. અંક ૯ મો.


## तोल विषे पाठ ८ मो.

હુ, ફાસ્ટ ગ્રેડ્‌લ અમદાવાદ.

વર્ગની આગળ શેરીઆ બે, એક બશેરી, એક પાંચ શેરી, દશેરી, અધમણીઓ, અને મણીઓ, તથા ત્રાજવાં રાખવાં. એ કાટલાંથી તોળેલી એવી જણસો પણ રાખવી અને કોઈ વસ્તુ તેઓથી તોળાય પણ ત્રાજવામાં માય નહિ તેવી રાખવી.

શિક્ષક—આખા વર્ગની સામું જોઇને ૧૧ મો નંબર આ કાટલાંમાંથી શેરીઓ દેખાડો, અને તેને આ ત્રાજવામાં મૂકો. નિશાળીઓ તેમ કરેછે. શિક્ષક—૧૭ મો નંબર આવી આમાંથી બીજો શેરીઓ ખોળી કાઢી ત્રાજવામાં મૂકે. નિશાળીઓ તેમ કરેછે. શિક્ષક—આખા વર્ગને કહેછે, આ એક પલ્લામાં બે એકશેરીઆ છે. ૧૫ મો નંબર, મેં શું કર્યું? નિશાળીઓ ખરો જવાબ દેછે. શિ.—આખા વર્ગને જુઓ આ સામા પલ્લામાં હું એક કાટલું મેલી તોળુંછું. પાંચમો નંબર, તમે કહો કયા પલ્લામાં વધારે ભારછે? નિ.—બેમાં સરખો છે. શિ.—૧૮ મો નંબર તમો કહો તો આ મોટું એક કાટલું કિયું મેલ્યું? જવાબ બેશેર. શિ.—એનું નામ જાણતા હોય તેમણે હાથ ઊંચા કરવા. પહેલો નંબર તમે કહો. જવાબ બશેરી. શિ.—ઠીક, બધા જુઓ એ બશેરીને આ બે શેરીઆની જોડે મૂકુંછું, અને આ ખાલી પડેલા પલ્લામાં આ મોટું કાટલું મેલી તોળું છું. ૧૨ મો નંબર, તમે કહો એ કેટલા શેર છે? નિ.—ચારશેર છે. શિ.—આ પાંચશેરી તમને એક પાઠમાં દેખાડી હતી. એ પાંચશેર છે કે નહિ તે આજે તોળીને પહેલો નંબર તમે બતાવો. નિશાળીઓ

તેમ કરી દેખાડે છે. શિક્ષક બીજી જણસો તોળાવી પાઠને પાકો કરાવે છે, તથા દશશેરી, અધમણીઓ, દેખાડી સમજાવે છે. પછી બીજા નંબરને કહેછે કે આ ખુરશીને તોળો. નિશાળીઓ–એ જાણવામાં નહિ માય. શિ.–ખરૂં કહોછો. ઊઠો બધા, એ ખુરશી ને જોડે ટેબલ પણ તોળાય એવો મોટો લાકડા તોળવાનો કાંટો છે તે દેખાડું. તેમાં તમને પણ હું તોળી શકીશ. આખો વર્ગ કાટલાં જોડે લેઈ ત્યાં જાય છે. શિક્ષકે ખુરશી તોળી. પછી ૧ લા નંબરને કહ્યું, આનો તમે એક પલ્લામાં ઊભા રહો, હું તમને તોળું. તમારી નોટમાં તમારૂં તોલ લખી લેજો. ૧ લા નંબરને તોળ્યા પછી વર્ગનો પ્રત્યેક જણ તોળવવાને આતુર જણાયાથી શિક્ષકે વારા ફરતી દરેકને જોખ્યો અને તેથી નિશાળીઆ બહુ આનન્દ પામ્યા, અને જે તેમને શીખવ્યું તે બહુ સારૂં આવડ્યું, અને મોટા કાંટા જેમણે જોયલા તેમણે સંભારી કહ્યા.

સૂચના—આ પાઠ શીખવવાને જોઈતાં સાધનો જોઇએ. જે નિશાળને એ ન મળી શકે તેમાં એ આપી નહિ શકાશે. પાડોશમાં જ્યાં મળી શકે ત્યાં વર્ગને લેઈ જવો અને નજરે દેખાડી તથા તોળીને શીખવવો. બાળકો પંડે તોળાવાથી ખુશી થશે, અને દરેકનો ભાર ભિન્ન હોવાથી પાઠનો વિષય સારો સમજાશે.



# ખનિજ પદાર્થો.

સામાન્ય લક્ષણો—કેટલાંક લક્ષણોએ કરીને ખનિજોના ભેદ પારખી શકાયછે. પ્રત્યેક જાતના ખનિજનું વિશેષ વર્ણન કરતી વેળા તેનાં તે વારેવારે કહેવાં ન પડે માટે એમાંનાં જે લક્ષણો અતિ અગત્યનાં છે તેઓનું સંક્ષિપ્ત ધ્યાન અહીં કરવું ઠીક પડશે.

ચળકાટ—ઘણાક ખનિજોમાં મસ ચળકાટ હોય છે. લક્ષણ તરીકે *એ ચળકાટના ઓછા વધતાપણા કરતાં તેની જાત વધારે અગત્યની છે.* અતિ અગત્યના ભેદો નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| ધાતુ જેવો ચળકાટ, | ઉદાહરણ | સીસાપેનનો છે તેવો. |
| કાચ જેવો ચળકાટ, | ઉદાહરણ | કાચમણી કે ફીરંગપત્થરના જેવો. |
| રાળ કે લાખ જેવો, | ઉદાહરણ | કેરબો કે તૃણમણીના જેવો. |
| મોતી જેવો, | ઉદાહરણ | સફેત સુરમા જેવો. |

જે ખનિજોમાં થોડો ચળકાટ પણ નથી હોતો તેઓ ઝાંખા કહેવાય છે.

રંગ.—ખનિજોને રંગ બહુ તરેહના હોય છે, અને ઘણીવાર એમ બનેછે કે એક ખનિજ ભિન્ન ભિન્ન રંગવાળો હોય છે; બીજા પદાર્થોના ભળવાથી એમ બનેછે, માંટે ખનિજ પારખવામાં કે ખનિજના ભેદ પાડવામાં રંગ એ બહુ ઉપયોગી લક્ષણ નથી. પણ ધાતુચળકાટની જોડે જે રંગ હોય તે એ અર્થે કામ લાગેછે, કેમકે તે વધારે નક્કી છે, ઉદાહરણ, કાચું સીસું (જેમાંથી બીજા પદાર્થો કાઢી નાંખેલા નહિ એવું સીસું) એનો રંગ સદા ઘેરો ધોળો હોય છે.

રંગ સંબંધી ખાસ દેખાવથી કેટલાક ખનિજો ઓળખી શકાય છે.

જેઓમાં ધાતુચળકાટ છે તેઓમાંના કેટલાકને મેઘધનુષ્યના જેવા રંગ હોય છે, ઉદાહરણ, કાચું ત્રાંબું; કેટલાકના અંદર દૂધના રંગનો પ્રકાશ હોય છે.

કઠણાશ—જુદા જુદા ખનિજોને તેઓના જડ ગુણોથી પારખવાની કસોટીઓમાં ઘણી સહેલી કસોટી તેમની કઠણાશ છે. ખનિજોમાં એક એકથી વધારે ઓછા કઠણપણામાં ઘણો ભેદ છે,તથાપિ હરકોઈ એક જાતના ખનિજની કઠણાશ ઘણુંકરીને સદા એક સરખી છે. એ માટે ખનિજોને ઓળખવાને તેઓનું કઠણપણું બહુ ઉપયોગી છે. એક ખનિજ બીજા ખનિજને જેમ સહેલથી કે મુસકેલીથી ખોતરી શકે તે ઉપરથી તેની કઠણાશ જાણી શકાય. મુકાબલો કરવાનું માપ કે ધોરણ નીચે પ્રમાણે છે:—

૧ તાલ્ક, ચાક, ૨ રાકસાલ્ટ, સિંધવ, ૩ કાલ્કસ્પાર, લાઇમસ્પાર, ૪ ફ્લુઅરસ્પાર, ૫ આપાટાઈટ, ૬ ફેલ્સ્પાર, ૭ ચકમક, ૮ પોખરાજ, ૯ કોરન્દમ, ૧૦ હીરો.



# સુનીતિના પાઠો.

## કાયદામાં ઠરાવેલા અપરાધો.

ગયા અંકમાં આ વિષેના પાઠમાં ભલામણ કરવામાં આવી છે કે દરેક માણસે કાયદાનું સાધારણ જ્ઞાન મેળવવું જોઇએ. એ ભલામણનું તેનું કારણ એ છે કે કાયદો તોડનાર માણસ ન્યાયની કચેરીમાં એમ કહેછે

કે હું કાયદા જાણતા નથી તો ન્યાયાધીશ તે બહાનું સ્વીકારી તેને જાઈ દેતા નથી, કેમકે કાયદાથી અજાણપણું ગુનેહગારને બચાવે નહિ એ કાયદાનું અને ન્યાયનું એક મૂળતત્વ છે. એ સુનીતિનું મૂળતત્વ પણ છે. સુનીતિના નિયમોથી અજાણ્યું માણસ તેનાં દુષ્ટ કર્મોને માટે સજા પામે છે. તેમજ સૃષ્ટિના નિયમો ભંગ કરનાર મનુષ્ય તે નિયમોથી અજાણ્યો છતાં સજા પામે છે. એ માટે સુનીતિના અને સૃષ્ટિના નિયમોનું તથા કાયદાનું સામાન્ય જ્ઞાન મેળવવું એ માણસનું કર્ત્તવ્ય છે, અને કેળવણીનો મોટામાં મોટો હેતુ છે. આ સત્ય મહેતાજીએ નિશાળીઆના મનમાં પૂરૂં ઉતારવું જોઇએ.

બહુધા સુનીતિને આધારે કાયદા રચાયલા હોય છે, માટે સુનીતિનાં મૂળતત્વો જો મનમાં પાકાં ઠસ્યાં હોય તો કાયદાની મર્યાદામાં રહેવું કઠણ નથી. અસત્ય (જૂઠ), આળસ, અતિલોભ, કૃપણતા, દ્વેષ, અદેખાઇ, ક્રોધ, નિર્દયતા, અભિમાનાદિક દુર્ગુણો ગુનાહ કરાવે છે. હરકોઈ સરકારી ખાતાના નાના મોટા નોકરો જો સુનીતિનો ભંગ ન કરે તોજ તેઓ પોતાની ફરજો કાયદા પ્રમાણે બજાવી શકે, અને તમામ રૈયતને પણ એજ લાગુ પડેછે.

ખોટી સાહેદી (સાક્ષી) આપવી, ખોટા પુરાવા બનાવવા કે આપવા એ મોટા અપરાધ છે અને તેઓને માટે કાયદામાં ભારે સજા છે. ખોટાં ખતો કે બીજા દસ્તાવેજો બનાવવા, કોઈ લેખમાં હરકોઈ રીતે કપટી ફેરફાર કરવો, ગુનાહ છૂપાવવા, તેઓ વિષે અમલદારોને ખોટી ખબર આપવી, કોઈ મીલકત સરકાર જપ્ત થતી હોય અથવા હુકમનામું બજાવવામાં લેવાની હોય તેને દગલબાજીથી ખસેડવી કે સંતાડવી કે તેપર જૂઠો દાવો કરવો, કોઇને નુકસાન કરવાને જૂઠો વેષ કે જૂઠું નામ ધારણ કરવું, અપરાધી પકડાય નહિ, કે સજાથી બચે માટે પોતાના ઘરમાં રાખવો, કે કોઈ બીજે ઠેકાણે સંતાડવો, કે નસાડી મૂકવો, કેદીને ગફલતથી કે જાણીને નાશી જવા દેવો, કે નાસવામાં સહાય કરવી, નાશી ગયેલા કેદીને ઘરમાં રાખવો કે હરકોઈ પ્રકારે મદદ કરી તે પાછો પકડાય નહિ તેવા ઈલાજ કરવા; સરકારી દફતરમાં, અને સર્ટિફિકેટમાં ફેરફાર કરવો, કોઇની જૂઠી સહી કરવી, જાણીબુઝીને કાયદા વિરૂદ્ધ હુકમ કરવા, રિપોર્ટ કરવા, કોઈ નિરપરાધીને કેદ કરવો કે બીજી કોર્ટમાં ઈન્સાફને માટે કમિટ કરવો, પકડવાની ફરજ છતાં આરોપીને કે અપરાધીને પકડવો નહિ: તોહમ-

દાર કે ગુનેહગાર તેને કાયદેસર પકડનારની સામો થાય કે હરકત કરે, અથવા તેને પકડતો અટકાવવો કે પકડ્યા પછી છોડાવવો, ઈન્સાફ કરનાર અમલદારનું અપમાન કરવું, કે તેના કામમાં હરકત કરવી, એ સર્વે ગુનાહ છે, અને તે કરનારાને કરવાની જુદી જુદી સજાઓ છે.



# મડમ સાહેબ મળવા આવ્યાં.

પરણેલી સ્ત્રીઓને અને મોટી ઉમરની કન્યાઓને ભણાવનાર મડમ સાહેબે તેમને સુધડતાઈ તથા સુનીતિની કેળવણી આપવાનો વિચાર કર્યો તેવારે એમ સૂઝ્યું કે પ્રથમ મારે એમની એ વિષે અવસ્થા જાણવી જોઇએ. તેમની ખામી જાણી તે ખસેડવાને કરેલો બોધ કાંઈ અસર કરશે. સામાન્ય નીતિના પાઠો વાંચનની ચોપડીઓમાં છે તેઓ ત્રીશેક વર્ષોથી શીખવવામાં આવેછે, તથાપિ કાર્યસિદ્ધિ થયેલી દીસતી નથી, એનો પુરાવો તેના જોવામાં ચોતરફ આવ્યો. અમદાવાદ, નડીઆદ, ભરૂચ, સુરત, મુંબાઈ ભાવનગરાદિક શહેરોમાં તથા સેંકડો ગામોમાં કન્યાશાળાઓ ઘણાં વરસોથી સ્થાપન થયેલી છે, અને હજારો કન્યાઓ ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી ચોપડીઓ ભણી ઊઠી જઈ માતાઓ થઇઓ છે તેઓની દીકરીઓ, અને દીકરા ગોરોનાં અને હોળીનાં પર્વોમાં વગર ભણેલી નારીઓની છોડીઓ અને છોકરાની પેઠે કુધારે વર્તેછે. ભણેલી જનેતાઓનાં બાળકો સુધરેલાં જણાવાં જોઇએ તે જણાતાં નથી. માની શીખામણ જેવી દીકરીને અસર કરે તેવી બીજા કોઇની કરે નહિ, અને દીકરાના કોમળ મનપર પણ માનો બોધ ઓછો ઠસતો નથી. એ કામમાં બાપના સદ્ઉપદેશની અને માબાપના સદાચરણ રૂપી દૃષ્ટાંતની પુષ્ટિની તથા ગુરૂથી મળતી સારી કેળવણીની જરૂર છે. કન્યાશાળાઓમાં અને છોકરાની નિશાળોમાં પરીક્ષામાં પાસ કરાવવા ઉપર નજર રાખી શિક્ષકો ભણાવે છે, અને પરીક્ષામાં પાસ થવાને માટેજ મોટી ઉમરના નિશાળીઆ ભણેછે. નોકરી મેળવવી એ હેતુ માત્ર છોકરાનો છે. છોકરીઓ નોકરીની દરકાર રાખતી નથી. પરીક્ષકો પણ ભાગ્યેજ ઊંડા ઉતરી વાસ્તવિક કેળવણી આપવામાં આવેછે કે નહિ તેની તપાસ કરેછે. એનું માઠું પરિણામ એ થયુંછે કે નિશાળોમાંથી ભણી ઊઠી

મોટી થયેલી સ્ત્રીઓ તથા મોટા થયેલા પુરૂષો ઘણુંકરીને કેળવણી પામેલાં જણાતાં નથી. નહિ ભણેલા અને ભણેલાની વચ્ચે જે ભેદ હોવો જોઇએ તે દેખાતો નથી. વિદ્યા ઉપર, સારા ગ્રંથો ઉપર, હરકોઈ પ્રકારે સદ્જ્ઞાન સંપાદન કરવા ઉપર જે પ્રેમ નિશાળેથી ભણી ઉઠેલામાં હોવો જોઇએ તે જણાતો નથી એટલુંજ નહિ, પરંતુ તેઓનાં આચરણ, તેઓની કરણી, અને રહેણી સંસ્કાર પામેલી માલૂમ પડતી નથી. તેઓમાંના થોડાનાજ વિચાર સુધરેલા છે, અને થોડાજ સુશિક્ષાનાં લક્ષણો દાખવે છે. જેવી દૃઢતા નિશાળોમાં ગૂજરાતી કે અંગ્રેજી નહિ ભણેલાં સ્ત્રી પુરૂષો પોતાના મતને વળગી રહેવામાં દર્શાવે છે તેવી દૃઢતા ભણેલાંમાં જોવામાં આવતી નથી. વગર ભણેલાં ભણેલાંને ઘસડી જાય છે. આવું હોવાનાં મુખ્ય કારણોમાં મહેતાજીઓના અને મહેતીજીઓના શિક્ષણની નબળાઈ છે એમાં સંદેહ નથી. એમાંના આગલા સાથે મારે સંબંધ નથી, પણ પાછલાંને માટે મારાથી જેટલું બની શકે તેટલું કરવું એ મારૂં કર્તવ્ય છે. હું એમને ઉપલક શીખામણ દઉંછું તેની છાપ તેમના મનપર ઊંડી પડતી નથી. મારે એમની જોડે વધારે ગાઢો સમાગમ કરવો જોઇએ, એમના સંસાર વહેવારનું અનુભવી જ્ઞાન મેળવવું જોઇએ, અને તે મેળવવાને તેમને ઘેર જઈ તેમનામાં ભળવું જોઇએ. તેઓ અને તેઓના પડોશીઓ, અને નાતીલાઓ જે જે કહેછે તે નજરે જોવું જોઇએ, અને બોલે છે તે કાને સાંભળવું જોઇએ. આ હેતુ પાર પાડવાને મારે મારા હાથ તળે ભણનારી નાની મોટી પ્રત્યેક બાઇને ઘેર જવું, ક્યારે જવું, ઓચિન્તા જવું કે આગળથી ખબર કરીને જવું, કયે પહેરવેશે જવું, મારા દેશની રીત પ્રમાણે પહેરેલે લુઘડે (મડમને પોશાકે) કે સાડી, કાંચળી અને ચણીઓ પહેરી, એનો મારે પ્રથમ વિચાર કરવો.

—❧—

# વખત.

કેટલાક માણસો પોતાનું દ્રવ્ય ખૂટી જાયછે ત્યાં લગી તેની કીમતનો વિચાર કરતા નથી અને ઘણા લોકો પોતાના વખતનું પણ એમજ કરેછે. કામધંધા વગર કલાકના કલાક ગુમાવી દેછે અને પછી જ્યારે આયુષ્ય ઉ-

નાવજે ઓછું થાયછે ત્યારે તેનો વધારે ડહાપણથી ઉપયોગ કરવાની ફરજ તેમ-ની યાદ આવે છે. પરંતુ બેપરવાઇ અને આળસની ટેવ દૃઢ થઈ ગઇ હોય છે અને જે બંધનોથી તેઓ હાથે કરીને બંધાયા હોયછે તે બંધનો તોડવાની તેઓમાં શક્તિ હોતી નથી. ગુમાવેલી દોલત ઉદ્યોગથી, વીસરેલું જ્ઞાન અભ્યાસથી, બગડેલી તંદુરસ્તી મિતાહાર અથવા ઓસડથી ફરી પ્રાપ્ત થઇ શકે, પરંતુ ખોયલો વખત સદાવડો જતો રહેછે.—સ્માઇલ્સ કૃત "આત્મ-સહાય" (સેલ્ફ–હેલ્પ).

તા. ૨૦ મી જાન્યુઆરી સને ૧૮૮૯.

" આપણે આ વર્ગની જોગવાઇઓનો સારામાં સારો ઉપયોગ શીરીતે કરી શકીએ" ? એ પ્રશ્ન મેં પંદર દિવસપર તમને પૂછ્યો હતો. અને મેં કહ્યું હતું કે એનો ઉપાય નિયમ અને ઉત્સુક્તા છે તે આપણે સર્વે ગ્રહણ કરીએ તો લાભ થાય. ભવની કેટલીક સાધારણ જોગવાઇઓ વિષે, તેમાં વિશેષે કરીને (૧) વખત, (૨) દ્રવ્ય, (૩) સ્વાત્મ સત્તા, (૪) આરોગ્યતા, (૫) ગમત, (૬) મનન, એ ૭ બાબતોના ઉપયોગ વિષે વધારે વિસ્તારથી બોલવાનો આજે મારો વિચાર છે. આપણે વખત વિષે પ્રથમ વિચાર કરીશું; એટલી બાબત આજે બસ થશે.

જેને આપણે વખત કહીએછીએ તે આ સંસારને સારૂ માત્ર છે. એ સંજ્ઞાવડે આપણે નાશવંત અસ્તિત્વનાં મર્યાદિત કાર્યો દર્શાવીએછીએ. એ સ્વાભાવિક નિયમિત ક્રમ હોઈ આપણા જીવતરની નિયમિત ક્રમ પ્રમાણે વ્યવસ્થા કરવામાં સહાય કરેછે. પરંતુ જે અવસ્થાઓએ કરીને આપણા મરણાધીનતાની હદ થાયછે તે અવસ્થાઓને લીધેજ અવકાશ અને વખતની મર્યાદા થાયછે. જ્યાં—ઉદાહરણ, પરમેશ્વરને—એવી મર્યાદા નથી, ત્યાં આદિ નથી અને અંત નથી, ત્યાં વખતનો આભાસ હોઇ શકેજ નહિ. કારણ કે વખતને અંત છે, અને પરમેશ્વર અનંત છે. વખત આ સંસારને માટે અને આ સંસારને માટેજ માત્રછે. જેમ આપણી પૃથ્વી અગાધ અવકાશમાં માત્ર ટપકું છે તેમ વખત એ અનંત કાળરૂપી અપાર સાગરમાંથી ગોળ કાપી કહાડેલું માત્ર નાનું બિંદુ છે. હિંદુઓનાં અતિ પ્રાચીન પુસ્તકોમાં યુગોના જે લાંબા, લગભગ અનર્વ્ય કાળાંતરમાં ભાગ કરેલા છે તેઓમાં આ વિચારનો આભાસ છે એમ મને લાગેછે. કહેછે કે સત્યયુગ સત્તર લાખ

વીસ હજાર વર્ષ ચાલ્યો હતો; ત્રેતાયુગ બાર લાખ છનુ હજાર વર્ષ ચાલ્યો હતો; દ્વાપર યુગ આઠ લાખં ચોસઠ હજાર વર્ષ ચાલ્યો હતો; અને કલિયુગ ચાર લાખ બત્રીસ હજાર વર્ષ ચાલવાનો છે તેમાંનાં શુમારે પાંચ હજાર વર્ષ ગયાં છે. આ અતિશય લાંબા કાળાંતર સૃષ્ટિના આરંભની જેમ વધારે પાસે જાયછે તેમ વધારે લાંબા થતા જાયછે તેઓ ઇશ્વરના સરજાવેલા પદાર્થોમાં વખતનો કાંઇ અર્થ નથી એ સત્યના જ્ઞાનને લીધે કર્યા હશે એમાં કાંઇ શક નથી. ઇશ્વરને તો એક હજાર વરસ એક દિવસની બરાબર અને એક દિવસ એક હજાર વર્ષની બરાબર છે.*

પરંતુ આપણે તો વખતનો અર્થ છે અને તે મોટા છે. જે બીજી દુનિયામાં વખત નથી તે દુનિયામાં આપણને લેઇ જનાર આ ભવનું માપ અને ઊંડાઈ એ એનો અર્થ છે. બરાબર પાળવામાં આવે તો ભવની જે વ્યવસ્થા અને વિભાગ—ભવની અવસ્થાઓ અને જોગવાઇઓની વ્યવસ્થા અને વિભાગ—મનુષ્ય માત્રને પોતાનાં કર્તવ્યો કરવામાં સહાય કરેછે તે એનો અર્થ છે. શું આપણે આપણા વખતનો યોગ્ય ઉપયોગ કરીએછીએ ? શું આપણે વિચારપૂર્વક અને સંભાળથી તેનો વિક્ષેપ કરીએછીએ ? મનુષ્ય પ્રત્યેના અને ઇશ્વર પ્રત્યેના આપણા ધર્મ બજાવવામાં આપણે શું બધોજ વખત કહાડીએછીએ ? આ પ્રશ્નો અગત્યના અને ગંભીર છે, અને તેઓના ઉત્તર આપવામાં વિલંબ કરવો ન જોઇએ. આપણે ઉત્તર આપીએ તેવેળા પણ પત્રો ચાલી જાયછે, લાભકારી કૃત્ય કરવાનો વખત ચાલ્યો જાયછે; દરેક પળ આપણીકનેથી કાંઇક લેતી જાયછે, જીવતરનો કાંઇક ભાગ, જોગવાઇનો કાંઇક ભાગ લેતી જાયછે, અને આપણને અનંતકાળ ભણી ધસડી લેઇ જાયછે.

વખતના ઉપયોગનું અત્યંત, સંતત મહત્વ વિચારી, દરરોજ પ્રાતઃકાળના શાંત સમયે પથારીમાંથી ઊઠતાંજ હું આજનો દિવસ સારામાં સારો શીરીને ગાળીશ ! એ પ્રશ્નનો પ્રત્યેક જણ પોતાના મન જોડે ગંભીરાઇથી વિચાર કરવામાં થોડા પળ કહાડે તેના કરતાં તેઓનો વધારે સારો ઉપયોગ આપણે કરી શકવાના નથી એ, મારા મિત્રો, તમે ખચીત માનજો.

---

*એની જોડે બ્રહ્માનો દિવસ સરખાવો. બ્રહ્માનો એક દિવસ એક હજાર 'કલિયુગ' અથવા ૪૩,૨૦,૦૦૦૦૦ ( તેંતાળીસ કરોડ વીસ લાખ ) વર્ષનો છે.

પ્રત્યેક ક્ષણ અમૂલ્ય છે; અને પ્રત્યેક ક્ષણને પોતાની ફરજ, પોતાની જોગવાઇ છે. દરેક ક્ષણ કુમાર્ગે ગુમાવ્યાથી કાંઇક જતું રહેછે; અને પાછું ન મળે એવું કાંઇક નાશ પામેછે, કારણ કે તે તક પાછી આવી શકતી નથી. એ કારણથી આપણને વખત હોય તેવારે વખતની મોટી જવાબદારી આપણે માથે હોઈ તેનો હિસાબ પરમેશ્વરને આપવો પડશે એવું જાણી આપણે પ્રવૃત્ત અને ઉદ્યોગી થવું જોઇએ. મનુષ્ય સંપૂર્ણતાને પહોંચી શકતું નથી; અને એક પણ ક્ષણ ગુમાવવી નહિ—આપણા ઊંઘવાના, જાગવાના, મુસાફરી કરવાના, ખાવાના, કામ કરવાના, અને રમતગમતના વખતના એવા ભાગ કરવા કે એક ક્ષણ પણ નકામી જાય નહિ, આપણે આપણું દરેક કૃત્ય અતિ ઉત્તમ રીતે કરી શકીએ.—અર્થાત્ પાપ કર્યા વગર આપણે આપણું જીવતર કહાડીએ—મનુષ્યથી ન થઈ શકે એવી રહેણીથી ચાલીએ. તથાપિ એ આપણામાંના દરેકનું લક્ષસ્થાન હોવું જોઇએ અને તે પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ; અને જે માણસ એ લક્ષસ્થાનની સૌથી વધારે સમીપ જાયછે તેજ માણસ સઘળાં સ્થળોમાં અને સઘળા જમાનામાં શ્રેષ્ઠ ગણાશે.

આપણે એ ઉદ્દેશ પ્રમાણે શીરીતે વર્તવું? આમ કરો, કે તેમ કરો એમ કહીને હું તેનો ઉત્તર આપી શકું એવો એ પ્રશ્ન નથી. પરિપૂર્ણતાને રાજમાર્ગ નથી તેમ કોઇ સાધારણ આડીવાટ નથી. એકજ આચરણ સર્વેને માટે સદા યોગ્ય હોતું નથી અને પ્રત્યેક જણની અવસ્થાપર તેનો ઘણો આધાર રહેશે. હું તમને એક સામાન્ય શીખામણ–મેં મારા પ્રથમના ભાષણમાં જે શીખામણ આપી હતી તેજ માત્ર આપીશકું–પરમેશ્વરનું પવિત્ર સન્નિધાન મનમાં લાવવાનો સદા પ્રયત્ન કરો; અને તેનું કામ કરી તેની દૃષ્ટિમાં તમારૂં આયુષ્ય ગાળવાનો પ્રયત્ન કરો; અને એ પ્રયત્નમાં તમે જેટલા પાર પડશો તેટલે સુધી તમારૂં જીવતર સાર્થક થશે એમ તમારે નક્કી માનવું.

તથાપિ હું તમને બીજા થોડાક વ્યવહારોપયોગી વિચારો સૂચવુંછું તેઓ પણ જે નિયમ રાખવાની ટેવ વિષે મેં તમને પંદર દિવસપર ભલામણ કરી હતી તે ટેવ જોડે સંબંધ રાખેછે.

તમારા દિવસના ભાગ કરી જેમ બને તેમ નિયમસર રહેણી રાખજો. મારા કહેવાનો ભાવાર્થ સમજાવવા માટે એક મહાપુરૂષના દૃષ્ટાંતની સહાય આપુંછું. એ મહાપુરૂષે પડે લખેલો ઇતિહાસ વાંચવો હોય તો તમે વાંચી શકો.

વીસ હજાર વર્ષ ચાલ્યો હતો; ત્રેતાયુગ બાર લાખ છનુ હજાર વર્ષ ચાલ્યો હતો; દ્વાપર યુગ આઠ લાખ ચોસઠ હજાર વર્ષ ચાલ્યો હતો; અને કલિયુગ ચાર લાખ બત્રીસ હજાર વર્ષ ચાલવાનો છે તેમાંનાં શુમારે પાંચ હજાર વર્ષ ગયાં છે. આ અતિશય લાંબા કાળાંતર સૃષ્ટિના આરંભની જેમ વધારે પાસે જાયછે તેમ વધારે લાંબા થતા જાયછે તેઓ ઇશ્વરના સરજાવેલા પદાર્થોમાં વખતનો કાંઇ અર્થ નથી એ સત્યના જ્ઞાનને લીધે કર્યા હશે એમાં કાંઇ શક નથી. ઇશ્વરને તો એક હજાર વરસ એક દિવસની બરાબર અને એક દિવસ એક હજાર વર્ષની બરાબર છે.*

પરંતુ આપણે તો વખતનો અર્થ છે અને તે મોટો છે.જે બીજી દુનિયામાં વખત નથી તે દુનિયામાં આપણને લેઇ જનાર આ ભવનું માપ અને ઊંડાઈ એ એનો અર્થ છે. બરાબર પાળવામાં આવે તો ભવની જે વ્યવસ્થા અને વિભાગ—ભવની અવસ્થાઓ અને જોગવાઇઓની વ્યવસ્થા અને વિભાગ—મનુષ્ય માત્રને પોતાનાં કર્તવ્યો કરવામાં સહાય કરેછે તે એનો અર્થ છે. શું આપણે આપણા વખતનો યોગ્ય ઉપયોગ કરીએછીએ ? શું આપણે વિચારપૂર્વક અને સંભાળથી તેનો વિક્ષેપ કરીએછીએ ? મનુષ્ય પ્રત્યેના અને ઇશ્વર પ્રત્યેના આપણા ધર્મ બજાવવામાં આપણે શું બધોજ વખત કહાડીએછીએ ? આ પ્રશ્નો અગત્યના અને ગંભીર છે, અને તેઓના ઉત્તર આપવામાં વિલંબ કરવો ન જોઇએ. આપણે ઉત્તર આપીએ તેવેળા પણ પળો ચાલી જાયછે, લાભકારી કૃત્ય કરવાનો વખત ચાલ્યો જાયછે; દરેક પળ આપણી કનેથી કાંઇક લેતી જાયછે, જીવતરનો કાંઇક ભાગ, જોગવાઇનો કાંઇક ભાગ લેતી જાયછે, અને આપણને અનંતકાળ ભણી ધસડી લેઇ જાયછે.

વખતના ઉપયોગનું અત્યંત, સંતત મહત્વ વિચારી, દરરોજ પ્રાતઃકાળના શાંત સમયે પથારીમાંથી ઊઠતાંજ હું આજનો દિવસ સારામાં સારી રીતે ગાળીશ ? એ પ્રશ્નનો પ્રત્યેક જણ પોતાના મન જોડે ગંભીરાઇથી વિચાર કરવામાં થોડા પળ કહાડે તેના કરતાં તેઓનો વધારે સારો ઉપયોગ આપણે કરી શકવાના નથી એ, મારા મિત્રો, તમે ખચીત માનજો.

*એની જોડે બ્રહ્માનો દિવસ સરખાવો. બ્રહ્માનો એક દિવસ એક હજાર 'કલિયુગ' અથવા ૪૩,૨૦,૦૦૦૦૦ ( તેંતાળીસ કરોડ વીસ લાખ ) વર્ષનો છે.

અંગના ભાગોમાં "સારો પ્રકાશ અને હવાની છૂટ" રાખવાની એ ખાતાના નિયમો પ્રમાણે જરૂર છે (કોડ, પ્રકરણ ૧ લું, કલમ ૫). એ પ્રત્યેક વિષય સંબંધી લક્ષમાં લેવાની મુખ્ય બાબતો હેઠળ આપેલી નોંધમાં દર્શાવી છે.

## પ્રકાશ.

૧. નિશાળના અથવા વર્ગના ઓરડામાં સારો પ્રકાશ આવે તેનો આધાર (૧) જોઇએ તેટલો પ્રકાશ, અને (૨) પ્રકાશની અતિ લાભદાયક વહેંચણ અને ઉપયોગ, એ બે ઉપર છે.

૨. પૂરતા પ્રકાશની બાબતમાં સામાન્ય નિયમ એ છે કે પ્રકાશ આવવાનાં બાકાંનાં કદ જે ઓરડામાં પ્રકાશ આણવો હોય તે ઓરડાના ભોંયતળિયાના પૃષ્ઠ ભાગના ૧/૬ની લગભગ બરાબર હોવાં જોઇએ. ૨૦ ફુટ લાંબા અને ૨૦ ફુટ પહોળા ઓરડામાં શુમારે ૮૦ ચોરસ ફુટ પ્રકાશની જરૂર છે. બીજી ગણતરી એવી છે કે દરેક નિશાળીઆને માટે ૨૦૦ ચોરસ ઇંચ પ્રકાશ જોઇએ, પરંતુ મકાનની સ્થિતિ અને મુખ ઉપર કાંઇક આધાર છે, અને ઓરડામાં જોઇએ તેટલો પ્રકાશ આવે છે કે નહિ તે ઘણું કરીને સહજ જણાય છે.

૩. પ્રકાશનો ઉપયોગ કરવાની બાબતમાં છોકરાંને પોતાની આંખો જરાએ ખેંચવી ન પડે એ બાબત લક્ષમાં રાખવાની છે. અતિશય પ્રકાશને લીધે અથવા જોઇએ તે કરતાં ઓછા પ્રકાશને લીધે આંખને ખેંચવી પડેછે. ઓછા તેજમાં અને અતિશય તેજમાં વાંચવા લખવાથી સરખી હાનિ થાયછે. વધારેમાં વધારે છોકરાં ડાબે પડખેથી અને બનતાં લગી ઉપલી મેરથી આવતા પ્રકાશમાં વાંચી લખી શકે એવી રીતે તેમને બેસાડવાં. જમણી મેરથી પ્રકાશ આવે એ તેનાથી ઉતરતું ફાયદાકારક છે, પરંતુ પછવાડેથી પ્રકાશ આવે તે નુકસાનકારક છે, કારણ કે વાંચવાની ચોપડી અથવા લખવાના કાગળ ઉપર શરીરનો પડછાયો પડેછે. છોકરાંના મોંપર સન્મુખથી પ્રકાશ આવે એ સર્વ કરતાં ખરાબ છે. એ ઘણુંજ હાનિકારક છે, અને એ રીતે પ્રકાશ ન આવે એમ સદા કરવું. જ્યાં ઢળતા મેજનો ઉપયોગ કરવામાં આવે ત્યાં બારીના ચોકઠાનું હેઠલું લાકડું ઢળતા મેજથી ઊંચું રાખવું, કારણ કે નીચેથી પ્રકાશ આવવાથી ગભરામણું થાયછે અને કષ્ટ પડેછે. જરૂર જણાય તેવારે સૂર્યનાં સીધાં કિરણ ન આવે તેટલા માટે બારીઓને બારણાં હોવાં જોઇએ. વિશેષ કહી શકાય કે જે નિશાળો રાતે બેસતી

"ખરેખર પ્રકાશ મીઠો છે અને તડકો જોવાથી આંખને આનંદ થાયછે." પાંજરામાંના પક્ષીને ગાતું અટકાવવું હોય તો તે પાંજરાને લુગડાવડે ઢાંકી દો. પક્ષીઓ જ્યારે સુખમાં હોયછે ત્યારેજ માત્ર ગાયછે અને અંધારાથી તેમનો ઉલ્લાસ જતો રહેછે. દિવસ અંધારયલો હોયછે તેવારે આપણને જેટલો આનંદ લાગેછે તેના કરતાં પ્રકાશિત દિવસે વધારે આનંદ લાગેછે. મંદવાડ ખાઈને ઊઠેલા માણસોને પ્રકાશમાંથી શક્તિ મળતી હોય એમ જણાય છે.

અંધારાવાળું ઘર સદા રોગી હોય છે. કહેવત છે કે "જે ઘરમાં અજવાળું ન આવી શકે તે ઘરમાં વૈદ્યને આવવુંજ પડે." તડકો ઘરને સ્વચ્છ કરવામાં મદદ કરેછે. એથી ગંદી વસ્તુઓ જણાઈ પડે છે અને તેઓને ચોખ્ખી કરવાનું લોકોને યાદ આવેછે. પ્રકાશથી સાપ અને જીવાત નાશી જાયછે. જોઇએ એટલા પ્રકાશ અને હવા વગર સ્ત્રીઓને જનાનામાં પૂરી રાખવાનો રિવાજ નઠારો અને ઘાતકી છે. તેઓની પોતાની અને તેમનાં સંતાનોની તબિયત બગડે છે.

પરંતુ પ્રકાશ સારો હોવા છતાં ખૂબ તપેલા તડકામાં જવાથી માંદા પડાય. તડકામાં દોડવાથી છોકરાંનાં માથાં ઘણીવાર દુખે છે. જે લોકોને ખેતરમાં કામ કરવાની ટેવ પડેલી હોયછે તેઓને ઇજા ન થાય, પરંતુ બીજા લોકોએ તાપમાં બહાર જતી વેળા માથાનું સારી પેઠે રક્ષણ કરવું અને છત્રી રાખવી જોઇએ.

---

## अंगनी स्वच्छता अने नहावुं.

ચામડી.—ચામડી એ સળંગ અખંડ ઢાંકણ હોય એમ આંખને દેખાય છે, પરંતુ તે વસ્તુતઃ નાનાં છિદ્રોથી ભરપૂર છે. તેઓ એટલાં બધાં છે કે એક રૂપિયા જેટલી જગ્યામાં બે હજાર કરતાં વધારે હોયછે. તેઓની સંખ્યા શુમારે ત્રીસ લાખ છે. એ છિદ્રોમાંથી નાની નળીઓ અંદરની મેર જાયછે. એ તમામ નળીઓને સાંધી દઈ લાંબી કરીએ તો તેઓ શુમારે અઠ્ઠાવીસ મૈલ લાંબી થાય.

આ છિદ્રો અને નળીઓનો હેતુ હોવો જોઈએ. તેઓ નકામો પદાર્થ લેઈ જવાની મોરીઓ છે. મોરીઓને સાફ કરવાની સારામાં સારી રીત

એછે કે તેઓમાં પાણીનો પ્રવાહ ચાલે. જ્યાં લગી શરીર તંદુરસ્ત હોય છે ત્યાં લગી ચામડી માંહેલાં એ છિદ્રોની વાટે પાણી છૂટથી નીકળે છે, એ પાણી ઘણું કરીને દેખાતું નથી, કારણ કે તે વરાળ રૂપે હવામાં ઊડી જાયછે. આપણે સખ્ત મહેનત કરીએ છીએ તેવારે હમેશ કરતાં વધારે પાણી નીકળી તેનાં ચામડીપર ટીપાં બાઝેછે. એને આપણે પરસેવો કહીએ છીએ. મોટા સીસા બરાબ એટલું પાણી માણસની ચામડીમાંથી દરરોજ નીકળે છે. કોઈવાર ઘણું વધારે નીકળે છે. જે પાણી નીકળે છે તે ચોખ્ખું હોતું નથી. એ પાણીની જોડે દરરોજ આશરે અડધો તોલો નકામો ઝેરી પદાર્થ નીકળે છે.

ચામડીને ધોવાથી એ નાની મોરીઓનાં મુખ ઉઘાડાં રહેછે. કચરાથી તેઓ પૂરાઈ જાયછે; નકામો પદાર્થ બરાબર નીકળી શકશે નહિ; ઘણીવાર ખસ અને બીજા રોગ થાય છે. ચામડીને સ્વચ્છ કરવામાં સાબુ ઘણી મદદ કરેછે.

ચામડીમાંથી જે નકામો પદાર્થ નીકળે છે તે પહેરવાનાં લૂગડાં, પથારી, વગેરેને વળગે છે. ચામડી જોડે ઘસાયાથી તે અંદર જાયછે, અને આરોગ્યતા બગડે છે, એ કારણથી શરીર સ્વચ્છ રાખવું તેમજ લૂગડાં અને પથારીઓ પણ સ્વચ્છ રાખવાં.

નહાવું.—નહાવાના ફળનો આધાર તેની રીત ઉપર છે. દાક્તર રોબ્સન કહેછે કે "હિંદુઓ તળાવ અથવા કૂવાની થડમાં માથાઉતાર નહાતા જોવામાં આવેછે તેવા સ્નાનથી અંગ સ્વચ્છ થવા કરતાં તાવ અને છાતીના રોગ નિયમ તરીકે વધારે ઉત્પન્ન થવાનો સંભવ છે. ઠંડીઋતુમાં થોડીવાર સખ્ત પવનમાં ઉઘાડા ઊભા રહેવાની અને પછી હવાયલાં અને ભીનાં વસ્ત્ર પહેરવાની ચાલથી ઘણા વ્યાધિ થાયછે." નાહીને ભીને લૂગડે તડકામાં ચાલીને ઘેર જવાનો રિવાજ સારો નથી.

સાજા માણસોએ, ભાયડાઓએ અને બાયડીઓએ, બની શકે તો રોજ નહાવું. ઘણું કરીને નહાવાનો સૌથી સારો વખત સવાર છે; પરંતુ જે મહેનતુ લોકોનાં શરીર કામ કરવાથી ગંદાં થાયછે તેમણે સાંજે નહાવું. જમ્યા પછી તુરત નહાવું સારૂં નથી; એથી પાચનક્રિયાને હરકત થાયછે.

નહાવામાં ચોખ્ખું પાણી વાપરવું. એવું ધારવામાં આવે છે કે ગંદા

પાણીએ નહાવાથી વાળો શરીરમાં પેસેછે. ગાગર કે ઘડો લેઈ તેમાંનું પાણી માથાપર રેડીને નહાવાની રીત ઉત્તમ છે. પાણી ઘડામાં ટાઢું થાયછે, અને તેને ઊચકવામાં અને રેડવામાં જે મહેનત પડેછે તે ફાયદાકારક છે. તરવાનાં હમામખાનાં પણ બહુ સારાં છે, પરંતુ તેઓ ઘણીવાર મળી શકતાં નથી.

બની શકે તો શરીરે સાબુ ચોળીને નહાવું અને તેને સારી પેઠે ધોઈ નાંખ્યા પછી ભૂછરાવાળા રૂમાલ વતી લૂંછીને કોરૂં કરવું. સોંઘા સુગંધીવાર સાબુ કરતાં સાદો સાબુ સારો છે. શરીરને લૂંછવું અગત્યનું છે. એથી ચામડી તાજી થાયછે. અંગુછા સ્વચ્છ હોવા જોઈએ, નહિતો નહાવાનો ફાયદો ઘણે દરજ્જે જતો રહેશે.

જુવાન અને જબરા માણસોને ટાઢું પાણી સર્વોત્તમ છે. ખાઇને તુરત ટાઢા પાણીએ નહાવું સારૂં નથી; એથી પાચનક્રિયાને અડચણ થાય છે. તેમજ ઘણો થાક લાગ્યો હોય અથવા ઝાડો થયો હોય તેવારે પણ ઠંડે પાણીએ નહાવું નહિ. જે માણસો તાવમાંથી સાજા થયા હોયછે તેઓ ટાઢે પાણીએ નહાવું જોઇએ તેની બહુ વહેલા નાહેછે તેથી તેઓને કોઈવાર તે રોગ પાછો થાયછે.

ચામડીને સારી પેઠે લુંછ્યા છતાં ઠંડે પાણીએ નાહ્યા પછી શરીર ઠંડું રહે તો તેપરથી હુંફાળું પાણી વધારે સારૂં છે એમ જણાયછે. પરંતુ મનની ઇંદ્રિય જે મગજ તે ઠંડા પાણીથી મજબૂત થાયછે તેમ કોકરવા પાણીથી થતું નથી. કેટલીક વખતે ઊને પાણીએ નહાવાથી ફાયદો થાયછે.

રાતે સૂતા પહેલાં નાહીને ચામડીને સારી પેઠે લૂછવાથી સારી ઊંઘ આવેછે.

નાહેલા પાણીને ઘરની જમીનમાં મરવા દેવું નહિ. એથી તાવ અને સંધિવા ઉત્પન્ન થાયછે. તે કૂવામાં વહી ન જાય તેની પણ સંભાળ રાખવી.

## पोशाक.

લુગડાંનો ફેરફાર ઋતુ પ્રમાણે કરવો. ઉત્તર હિંદમાં ઊનાળામાં અને શિયાળામાં જેટલો ફેર છે તેનો હેતુ હોવો માં નથી. બંગાળામાં ઘણા માણસો શિયાળામાં મરી [illegible] ગરીઓને સાફ કે તેમનાં કપડાં જોઇએ તેટલાં

ગરમ હોતાં નથી. તેમનાં અંગપર ઠરો પવન વાયછે તેથી તેમને તાવ આવેછે, અંગરખાની તળે ફ્લાનલનું બદન પહેરવાથી ઘણું રક્ષણ થાયછે.

માથું અને આંતરડાં એ બે શરીરનાં અતિ નાજુક અંગ છે. સારી પાઘડીઓ સૂર્યના તાપથી માથાનું રક્ષણ કરેછે. વિશેષે કરીને રાતે પેટની આસપાસ લૂગડાના થોડાક આંટા વીંટાળવાથી મંદવાડથી ઘણો બચાવ થાયછે. ફ્લાનલનો પટો એજ કામ સારેછે. કોગળિયાનો વાવર હોય તે વખતમાં એને જીવ બચાવનાર કહેછે.

ઋતુઓ બદલાય તેવારે વિશેષ સંભાળ રાખવાની જરૂર છે. તાપ અને ટાઢના દિવસ ઘણીવાર એક એકની પાછળ આવેછે, શરદીથી મંદવાડ આવવાનો સંભવ છે. નબળાં છોકરાં ટાઢથી ઘણીવાર માંદાં પડે છે. એથી ઉલટું ઘણાં કપડાં મંદવાડનું કારણ થઈ પડે.

સઘળાં કપડાં સ્વચ્છ રાખવાં જોઇએ. શરીરની સુખાકારી રહેવાને એ જરૂરનું છે.

દિવસે પહેરેલાં લૂગડાં રાતે કહાડી નાંખી બે.ળાતાં નાંખવાં જોઇએ. એથી શરીરમાંથી તેઓને લાગેલો પરસેવો સૂકાઈ જશે. થોડા વખતે ભીનાં લૂગડાં પહેરવાથી નુકસાન થાય છે.

શરીરના અવયવો અને જુદી જુદી ઇંદ્રિયો પોતાનું કામ સહેલથી બજાવી શકે એવી રીતે કપડાં પહેરવાં જોઇએ. તંગ બંડીઓ પહેરવાથી છાતી સાંકડી થાયછે અને તેથી તંદુરસ્તી બગડે છે.

છોકરાંને માટે સોના રૂપાનાં ઘરેણાં પાછળ કરોડો રૂપિઆ ખરચાય છે. એથી જે પૈસાનો સારો ઉપયોગ થઈ શકે તે નકામા જાયછે. એથી છોકરાંપર માઠી અસર થાયછે. તેઓ અભિમાની થાયછે.અને તેઓને સખ્ત મહેનત કરવી ગમતી નથી. વળી ઘરેણાંને લીધે દર વરસે ઘણાં છોકરાંનાં ખૂન થાય છે. આ માઠી ચાલ છોડી દેવી જોઇએ.



## જાહેર ખબર.

કાઠીઆવાડ મધ્યે લીમડીના રહેનાર અને રાજકોટ ટ્રેનિંગ કૉલેજના બીજા વર્ષના વર્ગના સ્કોલર પોપટ ગુલાબચંદ શાહ ઉપર તેની લેખી કબૂલાતથી તેના સાથી વિદ્યાર્થીના પૈસા ચોરવાની કોશિશ કર્યાનો ગુનોહ સાબીત

થયાથી તેને કૉલેજમાંથી ઉઘાડેછોક કહાડી મૂક્યો છે અને કાઠીઆવાડ કેળવણી ખાતામાં તેને નોકર રાખવામાં આવશે નહિ.

ઈ. જાઈલ્સ.
એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર.
ઉત્તર ભાગ.



## જાહેર ખબર.

અમદાવાદ મેલ ટ્રેનિંગ કૉલેજની આ વર્ષની પ્રવેશક પરીક્ષા તા. ૧ લી નવેંબર ૧૮૮૯ ને શુક્રવારે તથા તે પછીના દિવસોએ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે.

૨. ઉમેદવારોની પરીક્ષા હમેશ મુજબ ગૂજરાતી છટ્ઠા ધોરણના વિષયોમાં લેવામાં આવશે, પરંતુ મુસલમાન ઉમેદવારો ઉર્દુ નિશાળોનાં ધોરણોમાંના છટ્ઠા ધોરણના વિષયોમાં પરીક્ષા આપી શકે.

૩. ઉમેદવારોની ઉમર સત્તર વર્ષની ઉપર અને બાવીસ વર્ષની અંદર હોવી જોઇએ, તેઓની કને ત્રીજા દરજાનાં અથવા જૂના બીજા દરજાનાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટો હોવાં જોઈએ, અને તેઓ સરકારી નોકરીને માટે લાયક છે એવી વૈદક ખાતાના યોગ્ય અધિકારીએ મંજૂરી આપવી જોઈએ.

ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની આફીસ. અમદાવાદ તા. ૨-૮-૮૯



ઈ. જાઇલ્સ.
એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર.
ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

ખબર આપવામાં આવેછે કે—રાજકોટ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રવેશક પરીક્ષા તા. ૩૦ મી માહે સપટેમ્બર ૧૮૮૯ સોમવારના રોજ સવારના દશ વાગે અને તે પછીના દિવસોએ રાજકોટ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા છટ્ઠા ધોરણમાં લેવાશે. માટે જેમણે છટ્ઠા ધોરણનો અભ્યાસ કરેલો હોય અને એ પરીક્ષા આપવાને લાયક હોય તથા તેમની કૉલેજમાં દાખલ થવાની મરજી હોય તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

સને ૧૮૮૦ ના સપટેમ્બર માસના શાળાપત્રમાં નમુનો છપાયો છે તે મુજબ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવાં કે ઉમેદવારની ઉમર સતર વરસથી વધારે અને બાવીસ વરસથી ઓછીછે. બાવીસ વરસથી વધારે ઉમરના ઉમેદવારોને ખાસ મહેરબાન ઉત્તર. વિ. ના એ. ઈ. સાહેબ બહાદુરની મંજુરી હશે તોજ દાખલ કરવામાં આવશે. તેમજ કાંઈ ખોડખાંપણ નથી અને ચાલચલકત સારીછે એમ ખસુસ લખવું. ચાલ ચલકતની બાબતમાં ખાસ તપાસ કરી મહેતાજીએ પોતાની ખાત્રી કરીનેજ સર્ટિફિકેટ આપવું.

જે ઉમેદવારે પરીક્ષા પહેલાં બાર માસમાં એક કરતાં વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેણે તે સઘળાનાં સર્ટિફિકેટો લાવવાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પહેલાં એક માસ અગાઉનુંજ સર્ટિફિકેટ ખાત્રી લાયક ગણાશે.

પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયલા ઉમેદવારોને શરીર સંબંધી તપાસ માટે મે. ડાક્તર સાહેબ પાસે મોકલવામાં આવશે, તેથી તેમને વધારે વખત રોકાવું પડશે.

તા. ૧૫-૮-૮૯ | R. L. Khambati
મુ० રાજકોટ. | પ્રિન્સીપાલ ટ્રે. કોલેજ રાજકોટ.



## નિશાળોનાં ઇનામ પત્રક.

ખેડાજીલ્લો. તા. ૯-૬-૮૯.

તોરણા. તા. કપડવંજ. મહેતા. ત્રીભોવન અભયાલાલ. ૨૪ાા—લસુંદ્રા. પંડિત સામલદાસ વિશ્વનાથ ૩૧ વિણા. હુસેનભાઈ જમાલભાઈ ૩૪) શા. જેઠાભાઈ કહાનદાસ ૩૧ાા પા. બીખાભાઈ શામલ ૩૧ાા સલુણ, પા. બુલા બાઇ જેસંગભાઈને મયુર જેસીંગભાઈ ૩૭) કેસરા. સ્કુલ કમીટી ૩૪-૧૩-૧ શીખોદરા. સ્કુલ કમીટી ૩૧ાા પણસોરા. બાળમુકંદ ગીરજાશંકર ૩૧) ઓડ. લલુભાઈ જેશીંગભાઈ ૩૫ાા ઉમેટા. શેઠ. સ્વરૂપચંદ છગનભાઈ ૩૨) શેઠ. ફુલાભાઈ મગનભાઈ ૩૨) આંકલાવ. પા. અજુભાઈ ગીરધરની.વીધવા ૩૨) અલારસા. ભટ. છગનલાલ આદીતરામ ૨૧) ખેડાસા. ભટ. વિશ્વનાથ પ્રાણનાથ ૩૧) વિરસદ. રા. સા. ઝવેરભાઈ નાથાભાઈ ૩૨)

ઓઆસણા. હરલોચન કેવલદાસ તથા કરશનદાસ કાશીદાસ રૂ૧) દેહેવાણ. ઠા. ખુમાનશીંગજી ફતેશીંગજી રૂ૧).

અમદાવાદ વિભાગ. નં. ૧૫૯ તા. ૧૮-૬-૮૭.

કુહા. મોતીચંદ વહાલચંદ શાહ. રૂ૨) બારેજા. રા. બલાભાઈ નાથાબાઈ માતરના, રૂ૧૨) નરોડા. કેવલદાસ મુલચંદ તથા રતનચંદ માણેકચંદ રૂ૬॥ ગામડી. કન્યા. પા. રણછોડ રાયજીભાઈ. ગડવાડના પાસુદાર રૂ૧) ગાંગડ કન્યા. ખા. બહાદુર મે. બમનજી એદલજી રૂ૧) આમસીઆરા. કન્યા. એડન સાહેબ તથા પા. મુનદાસ પરસોતમ રૂ૧॥ વિસલપુર. સદગૃહસ્થો રૂ૨॥ મખીઆવ ગોકળદાસ સીવરામ તથા નાનચંદ દાલજી કઠીના રૂ૧૧॥

કુહા. મંગલભાઈ ગોવીંદભાઈ પટેલ. રૂ૧) મોરવઠોદરા. મુખી વિગેરે સદગૃહસ્થો રૂ॥≈ બાકરોલ. હરીકીશન ભગવાનદાસ રૂ.૧)—। ઉવારસદ કન્યા. બાઈચંદ કરમચંદ રૂ૧) કોહમુખ્ય. કાશીદાસ વહાલજી ઓર બુટા સુતાર. રૂ૧॥ પામતણ્ય. સ્કુલ કમીટીના મેંબરો રૂ૧) ચેહેલાસ. કીશોરભાઈ દયાભાઈ રૂ૧) કુહા કન્યા. કુહાના પાટીદારના પંચ રૂ૪॥ ઉવારસદ. બાઈચંદ કરમચંદ શાહ. રૂ૪) કુહા કન્યાશાળા રા. પીતાંબરદાસ જીવણદાસ હીરેનમુના માજી એડીટર. રૂ૫) રાણપુર. સદગૃહસ્થો રૂ૨૮) બદરખા. ગામ લોકો રૂ૨≈ ધોરમધા. કાશીદાસ બેહેચરદાસ શાહ. રૂ૧) ઠાણ. નરોત્તમ પરસોતમ તથા અમરસીંહ સુરચંદ રૂ૧॥ મોરવઠોદરા. સદગૃહસ્થો રૂ૩॥ વાસુકડ. કલ્યાણરાય જુઠાભાઈ વહીવટદાર સાહેબ. રૂ૫) ગાંગડ કન્યા—મહારાણા નાના ગગુભા રૂ૮॥≈ રેવન્યુ મે. કલેક્ટર સાહેબ બહાદુર રૂ૧) બરામણ. ગગુભાઈ ભાઉભાઈ રૂ૧) નાનાચિલોડા. જટાશંકર કુબેર તથા શેઠ વાલજી સાંમજી રૂ૧) ગીજુજ મુખી વગેરે સદગૃહસ્થો રૂ૪) ધીરમધા. છગનલાલ હરીભાઈ રૂ૧) ઉમટી. સ્કુલ કમીટીના મેંબરો રૂ૧) બડીઆદ સદગૃહસ્થો રૂ૫) મીરઝાપુર નં. ૨. દામચંદ જુઠાભાઈ રૂ૩॥≈ માંડ. દરબાર સાહેબ તથા પટેલ માસ્તર રૂ૨૫) પીમેરા મુખ્ય, કન્યાશાળા, ને ઠીંગો. લીલાધર ભોળાભાઈ રૂ૧ અમલસાડી. બુલાખીદાસ પ્રાણજીવનનાં મોતાભાવની બાઈ પાનબાઈ ના રૂ૧॥≈ દેથોજ. મે. મગનલાલ મોતીરામ

અવલ કારકુન.વિરમગામ રૂ૧) પીપળી. તાલુકદાર નાથાભાઈ કરસનસંગજી રૂ૧) મોડાસા કન્યા. મે. રેવન્યુ કમીશનર સાહેબ રૂ૧૦।।ડ્ર રોજકા. ચુડાસમા કાકાભાઈ મદારસંગ રૂ૧) ઉચડી. સદગ્રહસ્થો રૂ૨) કોઠ. જેશંગભાઈ દીપચંદ રૂ૧) ગાંગડ. મહારાણા શ્રી નાનાભા ગગુભા રૂ૮।।ડ્રાા નાનીબોર. ઉનેલીઆ દરબાર રૂ૨) કુહા. ભાઇજી વજેરામ વિગેરે રૂ૨)–

ઝાલાવાડ પ્રાંત.

જા. નં. ૧૪૦૯ તા. ૩૦–૩–૮૯

માલણ. મહારાણા શ્રી ચંદ્રસીંહજી રૂ૧) મહેતાજીને રૂ૨) થળા. ગામલોકો રૂ૧) મેથાણા. મોહનલાલ ખીમચંદ, પરસોતમ ડોસા અને દોસી હરી દલા રૂ૨) સરવાળ. ગામ લોકો રૂ૧) હળવદ મુખ્ય. વોહોરા ચાંદભાઈ દાઉદજી રૂ૧।। વાંકાનેર અંગ્રેજી. મે. કરનલ નટસાહેબ બહાદુર રૂ૧।।। ખોડુ. ભગવાન દેવરાજ રૂ૨) વણા. મે. તાલુકદારો રૂ૧) સાયલા મુખ્ય. મે. ઠાકોર સાહેબ રૂ૧૨) સાયલા કન્યા. મે. ઠાકોર સાહેબ રૂ૬–૧૪–૬ ચુડા મુખ્ય. વસરામ પુરસોતમ રૂ૧) બજાણા મુખ્ય. દરબાર શ્રી રૂ૨૨) મહેતાજીને રૂ૧૦) આસીસટંટોને રૂ૫) બજાણા કન્યા. દરબાર શ્રી રૂ૧૪) મહેતાજીને રૂ૬) દસાડામુખ્ય. દરબારશ્રી રૂ૧૨) કલાડા. શા. નાગર લવજી રૂ૧) વડગામ. મહાજન રૂ૪) દસાડા કન્યા. દરબારશ્રી રૂ૫) ઝીંઝુવાડા મુખ્ય. મે. તાલુકદાર સાહેબ રૂ૨૫–૯–૬ આદરીઆણા. ગામલોકો રૂ૧) ધામા. ઝીંઝુવાડા નામે કામદાર સાહેબ રૂ૩)ડ્ર સુરેલ. મોતીલાલ ઉમેદચંદ રૂ૨) ઝીંઝુવાડા કન્યા. મે. તાલુકદાર સાહેબ રૂ૬।।ડ્ર ચોટીલા. તાલુકદાર સાહેબ રૂ૧૨) ઉમડ. શા. ફુલચંદ દમા તથા જીવરાજ પુંજા રૂ૨।।ડ્ર ધ્રાગધ્રા કન્યા. મહારાજા શ્રીરાજસાહેબ રૂ૩) વાંટાવદર. ડુંગરશી નાગજી રૂ૧) ટીકકર. ગંગારામ હંશરાજ રૂ૧।। પાણશીણા. ત્રીકમ કરસન રૂ૧।। ખોડુ. સોની પનજી હરી છવા, નારણ આવજી, અરજણ મોઘા, આલા ઉકા, નથુ મુળા, પીતાંબર છવા તથા માધાભાઈ રૂ૭) પરબ મંડાવા. કટુડા. કુમારશ્રી જીવણસંગજી રૂ૧ બાપોદરા. દેસાઈ વર્ધમાન રતનશી રૂ૩ વઢવાણ કન્યા. મે. ઠાકોર સાહેબ રૂ૧૪) મુળી કન્યા. મે. ઠાકોર સાહેબ રૂ૯–૫–૩ મુળી. મે. ઠાકોર સાહેબ રૂ૧૮) બજાણા શ્રી

દરબાર સાહેબ ૨૩) થાન. ગાંધી ઝવેર નારણજી ૨૧ા ભોઈકા. ફોજદાર બળવંતરાય ૨૧) ધ્રાંગધ્રા મુખ્ય. જોશી ખુશાલ કરશન ૨૪) મેથાણ. મહેતાજી ગંગારામ ત્રીભોવન ૨૧ા વાંકાનેર મુખ્ય. સ્ટેટ તરફથી ૨૭ાા વાંકાનેર એંગ્રેજી.સ્ટેટ તરફથી ૨૮-૨-૬ વાંકાનેર કન્યા. સ્ટેટ તરફથી ૨૧૪)

પાલણપુર વિભાગ.

નં. ૭૭ તથા ૬૬ તા. ૨૪-૬-૮૯ તથા ૨૫-૫-૮૯.

થરા. સાંતીરામ સાંકળચંદ ૨૧) ખીમત. મે. પાલણપુરના દીવાન સાહેબ. ૨૫ા પાલણપુર કન્યા. એજન સાહેબ ૨૧૫ા પાલણપુર ઉર્દુસ્કુલ. એજન સાહેબ ૨૭ા તથા વડોદરાના નવાબ સાહેબ મીર. નુરદીન હુસેનખાં ૨૧૫) રાધણપુર તાલુકા સ્કુલ. મે. નાદેઅલીખાનજી ૨૫૬ાા શીહોરીને ૨૧૦) પોથાવાડા મે. પાલણપુરના દીવાન સાહેબ ૨૩)- ગઢ. એજન સાહેબ ૦ાા૮ ચંડીસર. એજન સાહેબ ૨૫) પાલણપુર કન્યા. મે. વિજયશંકર ગૌરીશંકર ૨૧૦) તથા મે. રાધનપુરના કારભારી સાહેબ ૨૧૦) રાધણપુર તાલુકા સ્કુલ, મે. રાધનપુરના કારભારી હરીલાલ અમૃતલાલ ૨૪) મોટી ચંદુર. શેઠ. મુળચંદ નથુરામ ૨૧) તોરોલ. રાધનપુરના શેઠ. દલસુખરામ સરૂપચંદ. ૨૧)

જા. નં. ૨૭૭ તા. ૧૧-૭-૮૯.

ઝાલાવાડ.

લાવળી. રાણાશ્રી મેરૂભા ૨૧) વાંકાનેર ઉર્દુ. દાકટર ગુલામ મોતી ૨૧) અંકેવાળીઆ. કુમાર શ્રી સુરજમલજી ૨૧૪) ચોપડીઓ ૨૨) સાકર ૨૧ આસીસ્ટંટોને ૨૩ મહેતાજીને તાલુકદાર ભીમસીંહ ૨૨) ખોડુ. ગામ લોકો ૨૧) રામપુરા. ચતુરભુજ કુબેરજી ૨૧) વઢવાણ કન્યા. વોરા સુંદરજી ધનજી ૨૨) કુકડા. શા. લક્ષ્મીચંદ મુળજી ૨૨) ધાંધલપુર. પાલીઆદના મે. વાણુદાર સાહેબ તથા તાલુકદારો ૨૧૦) પાલીઆદ કન્યા. પાણા દારકુન દેવચંદભાઈ ૨૨) ધ્રાંગધ્રા કન્યા. મહારાજાધીરાજ શ્રી રાજ સાહેબ ૨૧૪) માલવણ. રાણા શ્રી રઘુનાથ સિંહજી ૨૧) મેથાણ. દેશી ગંગારામ નાનજી ૨૧) ગણેશ મોતી અને પોપટ કુબેર ૨૧ા ઝાલા શ્રી બનેસીંગજી ૨૭) લીંબડી. નં. ૧. વોરા ઉમર ગગા ૨૧ા દોશી માનસંગ ઝવેર ૨૧ાા૮

મલુકચંદ જશરાજ ૩૧) લીંબડી નં. ૨. શેઠ. મનચેરજી જમેસદજી ૩૧) વઢવાણ કન્યા. શા. હીરાચંદ રઘુ ૩૧) સાયલા. ગુલાબચંદ છગન તથા ચુનીલાલ બાપુજી ૩૨ાા ખીમચંદ વર્ધમાન ૩૧ાા નારીચાણા. દરબાર શ્રી તરફથી ૩૧) ચાચકા. રાણાશ્રી સામતસીંહજી ૩૨ાા થાન. શા. નાથા ગોરધન ૩૧) પાલીઆદ કન્યા. થાણદાર સાહેબની પત્નિ મંગળા કુંવરબા ૩૧ા રાજપર. કુમારશ્રી માનસીંહજી ૩૬) થળા. મેથાણના વહીવટદાર મયાશંકરભાઈ ૩૨) બાવળી. સ્કુલ કમીટીના પ્રેસીડેન્ટ તથા મેમબરો ૩૧ા દેવળીઆ. પટેલ ઓઠા જીવરાજ ૩૧) ટીકર. સંઘવી ડાહ્યા ડામર ૩૨) વ્યાસ વિશ્વનાથ નથુ ૩૧) નાગનેશ. કંદોઈ દેવચંદ નથુ ૩૧ાા રામપુરા. વહીવટદાર નાથાભાઇ મંગળદાસ ૩૧) દુધરેજ. તાલુકદારો ૩૪) વઢવાણ કન્યા. હંસરાજ માવજી, ખવાસ હીરજી ગોવીંદ તથા પોલીસ સીપાઇ જહાંગીર ૩૩) ચુડા કન્યા. મ્યુનિસીપાલીટી ૩૩) કુકડા. પોલીસ પટેલ શીવશંકર દલુંરામ તથા ગામલોકો ૩૧ાા પાલીઆદ મુખ્ય. ખાચર ઓઘડ ઓઠા ૩૨) પાલીઆદ કન્યા. મે. થાણદાર સાહેબ. ૩૩ાા સાયલા કન્યા. મે. કામદાર સાહેબ. ૩૧) સાયલા મુખ્ય. મે. કામદાર સાહેબ ૩૩).

### પાલણપુર વિભાગ.

જા. નં. ૧૪૦ તા. ૧૨–૭–૮૯.

ડુઆ. દરબારો તરફથી ૩૩) ધાનેરા. મે. પાલણપુરના દીવાન સાહેબ ૩૧૧ાા ટીમા. જાગીરદારો ૩૨ાા થરાદ. મે. દરબાર સાહેબ ૩૧૨) ગામ લોકો ૩૧૧ાાા ભોરોલ. ઠાકોર તરફથી ૩૧ાા વાવ. મે. રાણાજી ૩૧૩ તથા મજકુર દરબારના કારભારી સાહેબ નથુભાઈ ડુંગરજી ૩૮) સુઈગામ. મે. ઠાકોર સાહેબ ૩-૬ાા.

— ❦ —

## રૂપીઆ ૫૦૦) નું ઈનામ.

### બાળમિત્ર.

આ દવા બાળકોનું જીવન છે. બાળકને થતા તાવ, ઉધરસ સારો, શરીર ગળી જવું. પીળું પડવું, પેટનું વધવું વિગેરે દરદોને દૂર કરી બાળકને હૃષ્ટ પુષ્ટ બનાવી નિરોગી રાખેછે, લોહી સુધારે છે, ખરૂં કૌવત આપી, બાંધાને મજબુત કરી બાળકને ખુશાલ કરેછે. આ દવાની ગોળી ૧૦૦ ના પ્રથમ રૂ.૧ લેવામાં આવતા હતા. પણ ઘણા મનુષ્ય તરફથી

## સ્કુલ માસ્તરો વિગેરેને ઉપયોગી.
## ધી ગુજરાત પ્રોવીડન્ટ સોસાઈટી લીમીટેડ.

ઈંડીયન કમ્પનીઝ એક્ટ પ્રમાણે રજીસ્ટર થઈ છે.

આ મંડળીના મેમ્બરોનો સંપ એવો છે કે તેમનામાંથી હરકોઈ મેમ્બર જ્યારે ગુજરી જાય ત્યારે તેના વારસને બાકીના સઘળા હયાત મેમ્બરો નાણાંની મદદ કરે, અને તેથી કરીને આ મંડળીના દરેક મેમ્બરના વારસને નાણાંની મોટી રકમ મળશે. દરેક માણસ પોતાની યથાશક્તિ પ્રમાણે મદદ કરવાનું પસંદ કરી શકે તેને માટે એક રૂપીઆથી તે એક આના સુધીના છ વર્ગ કરેલા છે. દેહ ક્ષણભંગુર છે માટે આના સંપમાં સામીલ થવું યોગ્ય છે. મેમ્બર થવાની મરજી હશે તેમને અર્ધા આનાની ટપાલની ટીકટ મોકલવાથી આ સોસાઈટીના મુખ્ય નિયમોની ચોપડી તથા મેમ્બર થવાની અરજીના ફોર્મ મફત મોકલવામાં આવશે.

ઓફીસ—અમદાવાદમાં રીચીરોડ ઉપર રતનપોળને નાકે
શ્રીજીવલભદાસ મુળચંદ વકીલ, સેક્રેટરી તથા મેનેજર.

સહેલું સસ્તું ને ઉપયોગી☞ દેશીનામાની પદ્ધતી ત્રીજી આવૃતિઃ—

રચનારે પ્રેમચંદ કરમચંદ. હે. મા. ફિ. ટ્રે. કો. રાજકોટ. કીંમત ૫ આના, પોસ્ટેજ છ પાઈ. પણ ૫ નંગથી માફ. ૧૦થી ૧૦, ૨૫થી ૧૫, ૨૦થી ૨૦, ૨૫થી ૨૫, ટકા કમીશન. રાજકોટમાં કર્તા. ૪૦ મુંબાઈમાં લાયબ્રેરીવાળા દામોદર મથુરદાસ (કાલકાદેવીને રસ્તે રામવાડી પાસે) સુરત. બુકસેલર ત્રીભોવન ગોપાળદાસ. (ઠે. ભાગા તળાવ) પાસેથી મળશે.

### જાહેર ખબર

વિદ્યા ભણનાર ભણાવનારને અતિ ઉપયોગી.

પુસ્તક.

## નિબંધ રીતિ.

રા. રા. નવલરામ લક્ષ્મીરામ કાઠિયાવાડ ટ્રેનિંગકોલેજના
માજી પ્રિન્સિપાલ કૃત.

આ પુસ્તક મે. ડિરેક્ટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન સાહેબે નિશાળોમાં ઇનામ અને લાયબ્રેરી સારૂ મંજુર કર્યુંછે અને વિદ્વાન વર્ગને પસંદ પડ્યું હોવાથી ટૂંક વખતમાં તેની બે આવૃતિ ખપી જવાથી ત્રીજી આવૃતિ હમણાંજ બહાર પાડવામાં આવીછે. માટે જેને એ પુસ્તકો ખરીદ કરવાની ઇચ્છા હોય તેમણે નીચે લખેલી જગોએથી મંગાવી લેવાં,

સામટી પ્રતો લેનારને કમીસન આપવામાં આવશે.

દર પ્રતની કીંમત આના. ૦—૬—૦ ટપાલ ખરચ જુદુ.

ઠેકાણું—મુંબાઈ.—કાલકાદેવી રોડ પંડિત જેઠારામ મુકુંદજી
બુકસેલરને ત્યાં.

બહારકોટ અગીયારી સ્ટ્રીટ, અસેમ્બ્લી લેનમાં,
દાકતર ચુનીલાલ ગોરધનદાસના મકાનમાં.

મુંબાઈ. હરીલાલ વલ્લભરામ,
૨૮—૮—૮૯. ગૂજરાત શાળાપત્રના માજી મનેજર,

# ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૮-મું. અક્ટોબર. ૧૮૮૯. અંક ૧૦ મો.


## खनिज पदार्थो.

સામાન્ય લક્ષણો—ગયા અંકમાં કઠણાશ સુધી લખવામાં આવ્યું હતું, પણ એ લક્ષણ વિષે કહેવાનું બાકી રહ્યું હતું. કઠણાશની કસોટીને માટે ગયા અંકમાં જે ખનિજોનાં નામ આપ્યાંછે તેઓની જોડે સરખાવી જોવાથી બાકીનાનું કઠણપણું નક્કી કરવામાં આવેછે. ઉદાહરણ, જે ખનિજ ફ્લુઅર સ્પારની ઉપર (નંબર ૪થા ઉપર) ઘસરકો પાડી શકે, પરંતુ તેના પોતાના ઉપર *આપાટાઇટ ઘસરકો પાડે તો તેની કઠણાશ ૪. ૫, એ પ્રમાણે બીજા ખનિજોનું સમજવું. પહેલા નંબરના ખનિજો ઉપર આંગળીના નખવડે ઘસરકો પાડી શકાયછે. બીજા નંબરપર નખથી લીસોટો સહેલથી પડી શકતો નથી, પણ તે નંબરના ખનિજો ત્રાંબાના શિક્કાને ખણી શકતા નથી, ત્રીજા નંબરવાળા ત્રાંબાના શિક્કા ઉપર ઘસરકો પાડી શકેછે અને ત્રાંબાથી તેઓ ઉપર પાડી શકાય છે. એમની કઠણાશ લગભગ સરખી છે. ૪ થા નંબરને ત્રાંબાનો શિક્કો ખણી શકતો નથી, તથાપિ કાચ ઉપર ઘસરકો પાડી શકે એટલી કઠણાશ તેનામાં નથી. પાંચમા નંબરથી કાચ મુશકેલીએ ઉઝરડી શકાય છે, અને ચાકુ તેને સહેલથી ખોતરી શકેછે. ૬ઠા નંબર વડે કાચપર ઉઝરડો સહેલથી પાડી શકાય છે, અને ચાકુ તેને મુશકેલીથી ખોતરી શકેછે. ૭ મા નંબરપર ચાકુ ખણી શકનો નથી અને તીક્ષ્ણ કાનસ તેને મુશ્કેલીથી ઉઝરડી શકેછે. નંબર ૮, ૯, અને ૧૦, નંબર ૭માથી એટલે ચકમકથી વધારે કઠણ છે. સૌથી વધારે કઠણ હીરો છે, અને તે માટે

* ગયા અંકમાં "આટાઇટ" છે તે ભુલ છે, 'આપાટાઈટ' જોઈએ.

કાચને કાપી શકે. કાચ બીજા કશાથી કાપી શકાતો નથી. પહેલ નહિ પાડેલી હીરાકણીને સ્વાભાવિક અણી કે ધાર હોય તે વડે કાચને કાપવામાં આવેછે. કૃત્રિમ ધારથી, એટલે હુનરે કરેલી ધારવડે એ કામ કરતાં તે ઉતાવળે ઘસાઈ જાયછે. વીંટીએ જડેલા પાસાદાર હીરાથી કાચ ઉપર ચીરા પાડતાં હીરો બગડે છે.

ભાર, કે વિશેષ ગુરૂત્વ—ખનિજોના ભારને, અને વસ્તુતઃ તમામ ઘન અને પ્રવાહી પદાર્થોના ભારને વિદ્વાનો પાણીના ભારને ધોરણ કે એકમ કરી તેની જોડે સરખાવે છે, અને તે વિશેષ ગુરૂત્વ કે વિશેષ ભાર કહેવાય છે. ઉદાહરણ, ગંધકનો ભાર પાણીથી આશરે બમણો છે, ચકમકનો ત્રણ ગણો છે, ઈત્યાદિ. આ વિષે સ્પષ્ટ સમજણ પાડવાને પ્રયોગ કરી દેખાડવાની જરૂર છે. કોઇ વસ્તુને પ્રથમ તોળી તેનું વજન નક્કી કરવું અને પછી તેને પાણીમાં રાખીને તોળવાથી તેનો ભાર ઘટેલો માલૂમ પડશે. પછી કાંટો સંમતોલ બતાવે તેટલું વજન તે વસ્તુ બણીની દાંડી ઉપર ઉમેરવાથી ભાર કેટલો ઘટયો તે માલૂમ પડશે. આ પ્રયોગનું વર્ણન અને ચિત્ર પદાર્થવિજ્ઞાનનાં પુસ્તકોમાં હોયછે. તે વર્ણન પ્રમાણે કરી દેખાડવાથી વિદ્યાર્થીઓના ધ્યાનમાં આ સત્ય ઉતરશે. આ વિષે પ્રયોગ સહિત જુદો પાઠ આપવો જોઇએ. વિશેષ ભારનું જ્ઞાન મનોરંજક અને ઉપયોગી છે.

ધારો કે એક સોનાના નાના કકડાનું તોલ હવામાં ૧૯ રતી છે. કાંટે વતી તોળી આની ખાતરી કર્યા પછી તે કકડાને પાણીમાં તોળતાં તેનું વજન ૧૮ રતી થાયછે. એમ એક રતી પૂર તેનો ભાર ઘટયો. તેના કદ જેટલા પાણીના ભાર બરોબર આ ઘટ છે; માટે તેટલા પાણીનો ભાર એક રતી છે. સોનાનો પોતાનો ભાર ૧૯ રતી છે તેથી તેના કદ જેટલા પાણી કરતાં તેનો ભાર ૧૯ ગણો છે. સોનાનું વિશેષ ગુરૂત્વ ૧૯ છે, એમ કહેવાનો અર્થ આ છે. એ કકડાનો આકાર બદલવાથી તેના વિશેષ ગુરૂત્વમાં ફેર પડતો નથી. તથાપિ કોઇ આદમી આપણને વાસ્તવિક નર્યા સુવર્ણને બદલે તેના જેવી દેખીતી કોઇ બીજી ચીજ, કે કોઇ બીજી ધાતુના ભેગવાળું સોનું આપે તો તેને પાણીમાં તોળતાં તે તેના કદના જેટલા પાણીથી ૧૯ ગણું નહિજ થવાનું. આર્કિમીદીસ નામે બેહજાર વર્ષોપર થઇ ગયલા વિદ્વાને પદાર્થોના આ વિશેષ ગુરૂત્વ કે સાપેક્ષ ઘનતા જાણવાની આ રીત શોધી કાઢી હતી. સયરાક્યુસ

નગરના રાજા હિએરોએ સોનાનો મુગટ ઘડાવ્યો હતો અને તે માટે કેવળ ચોખું સોનું સોનીને તોળી આપ્યું હતું. સોનીએ ઘણો સુંદર મુગટ ઘડી લાવી તોલે મેળવી આપ્યું, પરંતુ રાજાના મનમાં સંદેહ ઉત્પન્ન થયો કે તેણે એમાં રૂપું ભેળી કેટલુંક સોનું ચોરી લીધું છે. પરંતુ આનો નિશ્ચય કરવાનો તેને કોઇ રસ્તો સુઝ્યો નહિ. આ અડચણ દૂર કરવાને તેણે આર્કિમીડીસને તેડાવ્યો. તે પંડિત આ વિષે વિચાર કરતો હતો તેવામાં એક દિવસે તે કોઇ હમામખાનામાં નહાવા ગયો. ત્યાં નહાતાં નહાતાં તેણે આ શોધ કરી. એવી કયા છે કે જેવો એ શોધનો ખ્યાલ તેના મનમાં ઉત્પન્ન થયો તેવોજ તે અતિ હર્ષમાં સ્નાન કરવાની ટાંકીમાંથી નીકળી પોતાની બોલીમાં "યુરેકા, યુરેકા" (એટલે મને જડયું) એવા શબ્દો બોલતો પોતાને ઘેર દોડયો. એ વેળા તે નવસ્ત્રો છતાં તેનું તેને ભાન ન હતું. ઘેર જઇ લુગડાં પહેરી તેના ઘરમાં શુદ્ધ સુવર્ણ હતું તેને વામાં તોળી તેનો ભાર નક્કી કરી ફરીને તેને પાણીમાં તોળ્યું તો તેનો એક–ઓગણીસાંશ ભાર ઓછો માલૂમ પડયો. એ ઉપરથી તેને જણાયું કે સરખે કદે પાણીથી સોનું ૧૯ ગણું ભારે છે એ પુરાવો રાજાને દેખાડી તેના મુગટને પાણીમાં તોળતાં માલૂમ પડયું કે તેના ભારમાં એક ઓગણીસાંશથી વધારે ઘટ પડી, અને તે ઉપરથી સાબિત થયું કે તે સ્વચ્છ સોનાનો બનાવેલો નહતો. આ ચોરીને માટે રાજાએ સોનીને યોગ્ય સજા કરી. હાલના સમયમાં વરાળના સ્વચ્છ પાણીના સરખે કદે ભાર જોડે સરખાવતાં કેટલાક પદાર્થોનાં વિશેષ ગુરુત્વ નક્કી કરવામાં આવ્યાં છે તેનાં થોડાં ઉદાહરણો.—

| | | | |
|---|---|---|---|
| વરાળનું પાણી, ઉષ્ણુતા ૪૦ સેંટીગ્રેડ | ૧-૦૦ | પારો | ૧૩-૫૦ |
| સોનું | ૧૯-૩૬ | ગંધકનો તેજાબ | ૧-૮૪ |
| પ્લાટીનમ | ૨૨-૦૭ | દૂધ (સ્વચ્છ દૂધ) | ૧-૦૩ |
| રૂપું | ૧૦-૪૭ | સમુદ્રજળ | ૧-૦૨ |
| સીસું | ૧૧-૩૫ | વરાળનું પાણી ઉષ્ણુતા ૦ સેં | ૦-૯૯ |
| ત્રાંબું | ૮-૮૭ | કલેરેટ દારૂ | ૦-૯૯ |
| લોઢું | ૭-૭૮ | તરપેન્ટાઇનનું તેલ | ૦-૮૭ |
| જસદ | ૬-૮૬ | શુદ્ધમદ્યસાર (અલ્કોહોલ) | ૦-૮૦ |
| હીરો | ૫-૫૩ | કપૂર | ૦-૭૨ |

એ મિલકત માટે પ્રતિજ્ઞા ઉપર જૂઠું બોલ્યાનું પાપ મારે કરવું અને મારાં આત્માની ખરાબી કરવી એ મને ગમતું નથી. હું તો વગર પ્રતિજ્ઞાએ પણ જૂઠું બોલતો નથી. મારા ઘરના માણસો મારી કને અસત્ય બોલાવવાની હઠ કરેછે. મિત્રે કહ્યું તું કહે કે "મેં અસત્ય નહિ બોલવાની પ્રતિજ્ઞા લીધી છે માટે મિલકત જાય કે પ્રાણ જાય પણ જૂઠું નહિ બોલું." તે તરણે તે પ્રમાણે કર્યું. ધન્ય છે એને ! આ કલ્પિત વાત નથી, સાચી છે.

ફોજદારી કાયદામાં જૂઠી સાહેદી, જૂઠાં ખત વગેરેના અપરાધોની પછીના અપરાધો વર્ણવ્યા છે તેઓ ખોટા સિક્કા, સ્ટાંપ તથા કાટલાં અને માપ સંબંધી છે, અને તેઓ પણ અસત્યનાં સંતાન છે. સત્ય પાળનાર ખોટા સિક્કા કે જૂઠા સ્ટાંપ બનાવે નહિ અને બનાવવામાં મદદ કરે નહિ. જે ખોટા શિક્કા બનાવે કે તે બનાવવાની ક્રિયામાં કાંઈ પણ ભાગ લે તેને સાત વરસ સુધીની સખ્ત કેદની તથા તે ઉપરાંત દંડની સજા ફરમાવી છે. એ બનાવવાનાં ઓજારો કે એવી જેઓ ઘડી આપે, કે વેચે, વેચાતાં લે કે પાસે રાખે તેને પણ એવી ભારે શિક્ષા થાયછે. ખોટો શિક્કો છે એમ જાણ્યા છતાં ચલાવે તે પણ એવી સજાને પાત્ર થાયછે.

મહેસૂલના કારણ સર સરકારે સ્ટાંપના કાગળો, ટીકીટો વગેરે બનાવેલાં છે તેવા ખોટા સ્ટાંપો જે બનાવે તેને દશ વર્ષની સખ્ત કેદ કે જીવે ત્યાં સુધી કાળે પાણીએ (સમુદ્રપાર) મોકલી કેદ રાખવાની સજા ઠરાવી છે. એ કામમાં જેઓ હરકોઇ પ્રકારની મદદ કરે, એવી બનાવી આપે, વેચે, પાસે રાખે તથા એ સંબંધી હરકોઈ પ્રકારનું કપટ કરે તેને ભારે સજા છે. ખોટાં કાટલાં તથા માપ બનાવનારને, બનાવવામાં મદદ કરનાર તથા વાપરનારને એક વરસ કેદની તથા દંડની સજા છે.



## મડમ સાહેબ મળવા આવ્યાં.

જવાના વખત વિષે વિચાર કરતાં મડમ સાહેબને એમ લાગ્યું કે શનિવારે પાછલે પોહોરે જવું ઠીક પડશે. તેમ આગળથી ખબર આપીને જવા કરતાં ઓચિન્તા જવાથી ધારેલી મતલબ પાર પડવાનો સંભવ વધારે છે. ચેતવણી આપવાથી તૈયારી કરી રાખશે તેથી રોજ જેવી ઘરાદિકની સ્થિતિ નહિ હોય. યુરોપી કે દેશી સ્ત્રીને પોશાકે જવા સંબંધી વિચાર કરતાં હાલ તો

પોતાનાં હમેશનાં યુરોપી લૂગડાં રાખ્યાનું પસન્દ કર્યું. કન્યાશાળાથી કેટલેક છેટે શેરી હતી તેમાં સરકારી નિશાળ હતી તેના મહેતાજીનું ઘર તેજ શેરીમાં હતું અને તેની દશેક વરસની દીકરી કન્યાશાળામાં ભણવા આવતી. છોડી સુઘડ, ચપળ, અને મીઠાબોલી હોવાથી મડમ સાહેબ તેને કોઈ કોઈવાર પોતાની કને બોલાવી ઉત્તેજન આપતાં અને તેના વર્ગની તપાસ કરવા જતાં ત્યારે તેના અભ્યાસ ઉપર વધારે લક્ષ આપતાં. છોડી પોતાના માબાપને મડમ સાહેબની માયાની વાત કહેતી. એ મહેતાજીનું નામ મહાશંકર ત્રવાડી હતું. એમને ઘેર પ્રથમ જવું ઠીક પડશે એમ લાગ્યું.

મડમ સાહેબના હાથ નીચે કેટલીક મહેતીજીઓ અને કેટલાક મહેતાજીઓ આસિસ્ટંટનું કામ કરતાં તેઓમાંથી છેલ્લા આસિસ્ટંટ મહેતાજી રણછોડજી જાની નાગર હતા. એને તેર રૂપિઆનો પગાર મળતો અને જજમાનોમાંથી વરસે સો સવાસોની ઉપજ હતી. એનો દીકરો કુંવારો હતો. મહાશંકર ત્રવાડી અને રણછોડજી જાની એક નાતના હતા, અને મહાશંકરની વહુની મરજી પોતાની કન્યાને રણછોડજીના દીકરા વેરે પરણાવવાની હોવાથી તેણે માગું કર્યું. રણછોડજી જાનીએ છસેં રૂપિઆ રોકડા, ત્રણસેંનું કન્યાને પલ્લું, અને સો રૂપિઆની વરની કોટે સોનાની કંઠી એમ કુલ એક હજાર રૂપિઆ માગ્યા. મહાશંકર અને તેની પત્નીએ મનસુબો કર્યો કે મડમસાહેબનો પ્રેમ આપણી દીકરી ઉપર છે, અને રણછોડજી જાની તેમના હાથ નીચે નોકરી કરેછે તેથી આપણે મડમ સાહેબની પાસે જઈ અરજ કરીએ કે તે વચમાં પડી ઓછે રૂપિએ આપણું કામ કરી આપે. એમ વિચારી સોમવતી અમાસે પોતાની અને મડમ સાહેબની નિશાળોમાં રજા હોવાથી મડમ સાહેબને ઘેર છોકરીને જોડે લેઈ મહાશંકર મહેતાજી અને તેમની પત્ની મળવા ગયાં.

બંગલે આવ્યાં એટલે પટાવાળાએ અટકાવી કહ્યું કે મડમ સાહેબ ખાનાપર બેઠાં છે તેથી હમણાં અંદર નહિ જવાય. પટાવાળાને કાંઈ આશા હશે તેથી કે બીજા કારણથી તેણે તેમને બેસવાની જગા બતાવી નહિ અને બંગલાના બારણા આગળ ઊભા રહેવાએ દીધાં નહિ. બંગલાની આસપાસ ફૂલવાડી હતી તેમાં તેઓ ફરવા લાગ્યાં. છોકરી બાપને કહેછે, જુઓ બાપા, આ કેવો મઝાનો બાગ છે! ભિન્ન ભિન્ન રંગોનાં ખીલેલાં ફૂલો કેવાં સુંદર દેખાયછે! અને મંદ સુગંધ આવેછે તે કેવી સારી લાગે છે! એકવાર મડમ

સાહેબે અમને ફૂલો વિષે પાઠ શીખવ્યો હતો તે વેળા ગ્રીકેસર અને પુંકેસર દેખાડયાં હતાં; તેઓ આમાંનાં કોઇ ફૂલોમાં હશે, હીરા તેઓને જોઇએ. મહેતાજી કહે, બાપુ તેં ઠીક યાદ રાખ્યું છે. બાળમિત્રમાં "દ્રાક્ષનું ચડીયું," એ મથાળા નીચે વાડીનું વર્ણન કર્યું છે તે વાંચવા જોગ છે. આ તારી માની પેઠે નિશાળમાં ભણેલું ભૂલી જતી મા અને નવરાશના વખતમાં રોજ વાંચવાની ટેવ રાખી નિશાળેથી ઊઠયા પછી પણ તારા જ્ઞાનમાં વધારો કર્યા કરજે. એ સાંભળી છોડીની મા કહે, મને વાંચવાની ચોપડી ક્યારે લાવી આપો છો કે હું વાંચું. મહેતાજી કહે તું પાડોસણો જોડે વાતો કરતી ક્યારે પરવારે છે કે તને વાંચવાની ફુરસદ મળે. તું વાંચે તો હું તો કહે એટલાં પુસ્તકો આણી આપું; મારી નિશાળની લાઇબ્રેરીમાં પણ કેટલાક વાંચવા જેવા થયા છે. આપણા ઘરમાં ચોપડીઓ છે તે પણ તેં કયાં વાંચી છો એ બધી ધૂળ ખાતી પડીછે; તેઓને ઝાપડીને સાફ નથી કરતી તો વાંચવાની વાત શી કરવી ! લોટા માંજે છે, કેમકે તેમ કરવાનો જૂનો ચાલ છે, પણ પુસ્તકોની સંભાળ લેતાં કોઇએ શીખવ્યું નથી તેથી તેઓ ખરાબ થાય છે. છોડીની મા,—તે તમે શીખવ્યું હોત તો તે પણ કરત. મહેતાજી,—એમાં શીખવવાનું શું હતું. આ છોડીને ગયે વરસે ઇનામમાં રસીલું "બાળમિત્ર" પુસ્તક મળ્યું હતું; તે તેં કોઇ દિવસે ઉઘાડીને જોયું છે ? એનું નામ "બાળમિત્ર" છે, પણ મોટી ઉમરના માણસોને વાંચવા જોગ છે. ઘરમાં ભાગવતનો ચોપડો છે તેમાં તો માકણ (માકડ) ભરાયાછે !"

એમ વાતો કરતાં ફરેછે તેવામાં એક છોડની પાસે આવ્યાં, તેનાફૂલમાં ગ્રીકેસર અને પુંકેસર બંને હતાં તેઓને છોકરીએ માને બતાવ્યાં, અને તેઓ વડે બીજ શીરીતે થાયછે તે મહેતાજીએ સમજાવ્યું. ફરતાં આશરે એક કલાક થયો, અને મહેતાજી ઘરડા થવા આવ્યા હતા તેથી થાકયા ને બેસવાની જગ્યા શોધવા લાગ્યા. આ છોડીની મા એમની બીજી વારની વહુ હોવાથી જુવાન હતી અને મહેતાજીને પોતાને વશે રાખી શકતી. આસપાસ જોતાં કોઇ બેસવાનું સ્થળ નજરે પડયું નહિ તેવારે મહેતાજી કહે હીરા આપણે ફરીને પટાવાળાને પૂછીએ કે પેલા બટલરને પૂછીએ. શું કલાક સુધી મડમ સાહેબ જમ્યાંજ કરતાં હશે ! ત્રણે જણે બંગલા ભણી જવા માડયું એટલામાં બારીએથી મડમે તેમને જોયાં અને તુરત તેમને બોલાવવાનો હુકમ નોકરને

કર્યો. તેઓ બંગલાના બારણા આગળ પ્હોંચ્યાં તેવામાં કોઇ સાહેબ અને મડમની બગી ત્યાં આવી અને તેમણે કાર્ડ આપ્યું તે લઇ પટાવાળો બંગલામાં દોડ્યો. મડમ સાહેબે તેને ફરમાવ્યું કે આ કાર્ડવાળા સાહેબ અને મડમને અંદર આવવા દો અને પેલી છોડીના સાથે જેઓ આવ્યાં છે તેમને ખુરશીઓ આપી ઓટલા ઉપર બેસાડો. પટાવાળે તેમને માટે ત્રણ ખુરશીઓ આણી. મહેતાજી એકપર બેઠા, પણ તેમની પત્ની તો ભોંય બેઠાં. મહેતાજી કહે બેસને. સ્ત્રી કહે, ના અમારે બાયડી માણસને ખુરશીપર બેસવું નહોય. સમજાવી પણ ના માન્યું તેથી ખીજવાઇ મહેતાજી કહે, "આ શું—મૂર્ખી પોતાની હઠ અહીં પણ નથી છોડતી." બાયડી કહે, "આમ ગાળો દેવાની તમારી માઠી ટેવ ક્યારે જશે. મહેતાજી થઇ છોકરાંને શીખામણ દેવી અને પોતે તે શીખામણ માનવી નહિ એ કેવું ખોટું!" મહેતાજી કહે, " સાંભળો આ પંડિતા મને બોધ કરેછે." નારી કહે " વારુ હવે બહુ થયું, આપણો પાર ક્યારે આવશે ? આ મારી છોડી તો તરશી થઇછે. " મહેતાજી કહે એ લોકમાં મળવા આવનારાં ટાયલું કરવાને બહુ વાર બેસતાં નથી. ઘણું તો પાએક કલાક બેશી સહજ વાતો કરી ઊઠી જાયછે. એ લોકમાં એવો ચાલ છે.વળી એવી રૂઢી છે કે કોઇ સાહેબ કે મડમ મળવા આવે તો, પછી થોડા દિવસમાં તેમને મળી આવવું જોઈએ. આ છોડીનાં મડમ સાહેબ એમને મળી આવ્યાં હશે કે બેચાર દહાડામાં મળી આવશે.

એમ વાતો કરેછે તેવામાં મળવા આવેલા સાહેબ અને મડમ બહાર આવ્યાં, અને પટાવાળો મહેતાજીને અને તેના કુટુંબને અંદર તેડી ગયો. મડમે ઊઠી 'શેકહેંડ' કરવાને બાઇની ભણી હાથ લાંબો કર્યો, પરંતુ તે બાઈ શેકહેંડમાં સમજતી નહતી. મહેતાજીએ એ રિવાજ વિષે ચોપડીમાં વાંચેલું તે પરથી તુરત ચેતી બાઇનો હાથ ઝાલી " શેકહેંડ " કરવાનું કર્યું તોપણ તેને આવડયું નહિ. પછી તેમણે પોતે શેકહેંડ કરી કહ્યું "મડમ સાહેબ, માફ કરજો, એણે કોઈ જોડે શેકહેંડ કર્યાં નથી." મડમ કહે ફીકર નહિ બેસો. મડમે ખુરશીઓ બતાવી તે ઉપર નહિ બેસતાં ત્રણે બાંયે પલાંઠીવાળી બેઠાં. મડમ કહે આ ખુરશીઓ ઉપર બેસો. મહેતાજી કહે ના સાહેબ, અમે ગરીબ માણસ તમારી આગળ ખુરશી ઉપર ના બેશીએ.મડમ કહે બેસો, એમાં કાંઈ બાધ નથી. તે ઉપરથી મહેતાજીની તો મરજી થઈ, પણ તેની

બાયડીએ પાછળથી અંગરખું ખેંચી ભાયે બેશી રહ્યાની ચેતવણી આપી. મડમ કહે તમને બહુ ખોટી થવું પડયું, તમે કાર્ડ કેમ ન મોકલ્યું ? આ છોડી તમારી છે કેમ ? મહેતાજી કહે "હા સાહેબ, આપ એના ઉપર બહુ મહેરબાની રાખોછો." છોડીની મા કહે "સાહેબ એના ઉપર માયા દેખાડો છો તેની વાતો રોજ મારી આગળ કરેછે." મડમ કહે "છોડી સારી છે." મહેતાજી કહે "સાહેબ આપે એને ભણાવી ગણાવી હોશીઆર કરી છે તેથી એના ભલાને માટે એક મહેરબાની માગવા આવ્યાં છીએ. આપ દયા કરો તો અમારૂં કામ થાય. આપનો ઉપકાર અમે કદી વિસરીશું નહિ." મડમ કહે, "કહો શું કામ છે. મારાથી થઈ શકે તેવું હશે તો ખુશીથી કરીશ." ધણી ધણીઆણી એક એકની સામું જોઇ ઇશારતો કરવા લાગ્યાં તે જોઇ મડમને મનમાં હસવું આવ્યું પણ તે મુખ ઉપર દર્શાવ્યું નહિ. ભાયડાની મરજી કે બાયડી વિવાહની વાત કહે અને બાયડીની ઇચ્છા કે ભાયડો કહે. અંતે મહેતાજી બોલ્યા કે સાહેબ મારી કાંઈ ભૂલ થાય તો માફ કરજો. અમારા લોકની ગાંડી રૂઢી, પ્રમાણે આ છોડી પરણવા જેવડી થઈછે. મારૂં મન સુધરેલું હોવાથી મેં એને દશ વર્ષ પૂરાં થતાં પર્યંત કુંવારી રાખીછે; બાકી અમારા લોકના ચાલ પ્રમાણે તો ક્યારનીએ પરણાવી દીધી હોય, પણ હવે તો આ વરસમાં એનાં લગન કરવાનો એની માનો આગ્રહ બહુ છે. આપના હાથ નીચે રણછોડજી જાની આસિસ્ટંટ છે તેનો દીકરો રામશંકર છે તેની વેરે લગ્ન કરવાનું અમને મનછે. અમે માગું કર્યું, પણ રણછોડજી ઘણા રૂપિઆ માગેછે. "મડમે પૂછ્યું કેટલા માગે છે?" મહેતાજી કહે "સાહેબ એક હજાર અને તે ઉપરાંત જમાડવાનો ખર્ચ થાય તે જુદો. હું ગરીબ માણસ એટલો બધો ભાર ન ખમી શકું. સાહેબ મારો વીસ રૂપિઆનો પગાર છે તે ઉપર ઘરનો બધો બોજો છે. એક બાયડી ગુજરી ગઇ તેની પાછળ ખર્ચ કરવું પડયું, આ બીજી પરણ્યો, અને ડોશી ગયા તેનો મોટો વરો કરવો પડ્યો, આ છોડીને પરણાવવી છે, અને એના ભાઈની શાદી કરવી છે. જો રણછોડજીને ઘેર છોડી પરણે તો સર્વથી મોટો ફાયદો એ થાય કે છોડી ભણી છે તે તરફની પીડા ન થાય," મડમ કહે "તે પીડા કેવી હોય તે મને સમજાવો."



# વખત.

( ગયા અંકથી પૂરૂં.)

એ માણસની બુદ્ધિ બેશક અપવાદ રૂપ હતી; એના મનનું સ્વાભાવિક બળ નિઃસંશય વિશેષ હતું; પરંતુ હરકોઈ બીજા લક્ષણ કરતાં તેનામાં વિશેષ લક્ષણ એ હતું કે તે પોતાના વખતનો સંભાળથી ઉપયોગ કરતો. તે કહેછે કે એક વેળા હું વાંચનથીજ મારા મનનું રંજન કરતો. તે કલાલ-વીશીઓમાં (પીઠામાં) અથવા હરકોઈ પ્રકારની રમત ગમતમાં કાળ ગુમાવતો નહિ; અને પોતાના ધંધામાં—છાપખાનાના ધંધામાં—તે અથાક ઉદ્યોગી હતો. સદ્ગુણોની યાદી કરી તેઓમાં તે પોતાના પંડની હમેશ પરીક્ષા કરતો, અને એ સદ્ગુણોમાંનો એક સદ્ગુણ નિયમ હોવાથી તેણે "સ્વાભાવિક દિવસના ચોવીસ કલાકમાં કામ કરવાની યોજના" પોતાને માટે કરી હતી, કે તેણે કરીને "તેના કામના દરેક ભાગને તેનો ઠરાવેલો વખત મળે." એ યોજના હેઠળ આપી છે; આપણામાંના દરેક જણે પોત પોતાને માટે એના જેવી કાંઇક યોજના કરવી જોઇએઃ—

| | કલાકો. | |
|---|---|---|
| પ્રાતઃકાળ. પ્રશ્ન. આજે હું કિયું સુકૃત કરીશ? | ૫ ૬ ૭ | ઊઠવું, નહાવું, અને પરમેશ્વરની પ્રાર્થના કરવી. દિવસના કામની ગોઠવણ કરવી અને દિવસે કરવાનાં કામોનો સંકલ્પ કરવો. ચાલતો અભ્યાસ કરવો અને શિરામણ કરવું. |
| | ૮ ૯ ૧૦ ૧૧ | કામકાજ કરવું. |
| મધ્યાન્હ. | ૧૨ ૧ | વાંચવું અથવા હિસાબ તપાસી જવો, અને જમવું. |
| પાછલો પહોર. | ૨ ૩ ૪ ૫ | કામકાજ કરવું. |

અને પંદર દિવસપર મેં તમને જે શીખામણ આપી હતી—તમે જે કરો તે સર્વે તમારી બધી શક્તિપૂર્વક કરો—તે ઉદ્યોગોને પણ લાગુ પડેછે. સામાન્ય રીતે તમને જે ઉદ્યોગપર સ્વાભાવિક વલણ અને શોખ હોય તે ઉદ્યોગ તમારી બધી શક્તિપૂર્વક કરજો.

માટે વાંચવાનો તેમજ લખવાનોએ અમુક વખત ઠરાવજો; અને તે વખતને નિયમસર વળગ્યા રહેજો. સારૂં કામ જેમ આવ્યું તેમ કરવાથી ભાગ્યેજ થાયછે, પરંતુ જેઓ બહુ ઉદ્યોગી હોયછે તેઓને પોતાના ધંધા સિવાયનું બીજું કામ કરવાનોએ અવકાશ મળેછે. અને તેથી ઉદ્યોગી પુરૂષોનેજ નવરાશ મળેછે એવી સાધારણ કહેવત થઇ પડીછે.

તમે વાંચજો તેમજ લખજો. સરકારી અને ખાનગી કાગળોના ઉત્તર લખવાની વિશેષે કરીને બહુ કાળજી રાખવાની હું તમને સલાહ આપુંછું, અને પ્રત્યેક દિવસે થોડો વખત એ કાર્યને માટે જુદો રાખજો. કોઇ માણસ આપણી જોડે વાત કરેતો તેને ઉત્તર ન દેવો એને આપણે અસભ્ય ગણીએછીએ. જે માણસ આપણાપર કાગળ લખી મોકલે તેને ઉત્તર ન લખવો એ શું એટલુંજ અસભ્ય નથી. ?

વળી દિનચર્યાલેખની ચોપડી રાખજો. એ ચોપડીમાં તમે જે કાંઇ કર્યું હોય તેની ટૂંકામાં હકીકત દરરોજ નોંધજો. એથી તમારાં કૃત્યોની નોંધ કરવામાં અને તમારા દિવસ શીરીતે ગુજરેછે તેનું અવલોકન કરવામાં તમને સહાય મળશે. તમારી નજરમાં આવે તો પ્રથમ થોડું લખજો; પરંતુ દરરોજ કાંઇક લખજો ખરા; અને એ લખવામાં તમને વધારે વધારે રમુજ પડશે અને જેમ વખત જશે તેમ તમે વધારે વધારે લખતા જશો. મરજીમાં આવે તો તમે જે કાંઇ કરો તેની નોંધ કરજો એટલુંજ નહિ,પણ જે કાંઈ મનોરંજક બિના તમારા જોવામાં કે સાંભળવામાં આવે તેનીએ નોંધ કરજો. તમારી આસપાસ દેખાતાં વૃક્ષો અને પક્ષીઓ તથા બીજાં પ્રાણીઓ; કઇ કઇ ઋતુઓમાં કેટલાંક પક્ષીઓ જતાં રહેછે અને પાછાં આવેછે; કિયાં ઝાડનાં પાંદડાં ખરી પડે છે; અને એવા બીજા બનાવો તમને મનોરંજક જણાય તેઓની તમે નોંધ કરી શકો. ગયેલા વખતની નોંધ તરીકે એવી દિનચર્યાલેખની ચોપડીઓ વાંચવાથી પછીના વખતમાં ઘણો આનંદ થશે; ચાલતા વખતમાંએ એથી તમને થોડોક લાભ થશે અને ડહાપણથી તમારૂં જીવતર ગુજારવામાં તમને મદદ મળશે.

છેલ્લે તમે નિયમસર કામ કરજો એટલુંજ નહિ, પણ વસ્તુઓનેએ નિયમસર ગોઠવજો. તમે જોયું કે બેન્જામિન ફ્રાન્કિલનની યોજનામાં તેણે નોંધેલી બાબતોમાંની એક એ છે કે વસ્તુઓને તેમનાં યોગ્ય સ્થળોમાં ગોઠવવી. આ બાબત ઘણી અગત્યની છે, કારણ કે એથીએ પુષ્કળ વખતનો બચાવ થશે. હરેક વસ્તુ જોઇએ ત્યારે જડી શકે એવે ઠેકાણે મૂકવી. આડાં અવળાં મૂકેલાં પુસ્તકો ખોળવામાં મારો કેટલો બધો વખત નકામો ગયો છે તેનો વિચાર કરૂંછું તેવારે મને ધાસ્તી લાગેછે.

માટે આપણને વખત છે ત્યાં લગી આપણે તેનો ઉપયોગ કરવો જોઇએ; કારણ કે તેનો ઝટ અંત આવશે. દિવસ છે ત્યાં સુધી—આપણા શરીરમાં ચૈતન્ય છે ત્યાં સુધી—આપણે માત્ર કામ કરી શકીશું; રાત પડશે—મૃત્યુ આવશે—તે વારે આપણા કામ કરવાના દિવસ પૂરા થશે. આપણું જીવતર પૂરૂં થાય તે વારે જે પ્રકારની રહેણીએ આપણે ચાલ્યા હોત તો સારૂં એમ આપણને લાગે તે રહેણીએ હમણા ચાલવાનો સદા પ્રયત્ન કરવો જોઇએ. આ વાત, મારા મિત્રો, તમે ખરા ભાવથી યાદ રાખજો. આ દુનિયા છોડીને જવાનો સમય આવે તેવારે આપણને લાગે કે આપણે આપણો વખત નકામો ગુમાવ્યો નથી, આપણી જિંદગી આપણું કર્તવ્ય કરવામાં ગાળી, છે તો એનું સ્મરણ કરવાથી આપણને કેટલો આનંદ થાય ! એથી ઉલટું, ગુમાવેલી જોગવાઇઓનો, કુમાર્ગે ગુમાવેલા દિવસોનો અને વરસોનો, આપણા પાડોશીઓનું કલ્યાણ કરવામાં ગાળી શકાય તે પ્રસંગો મરજી માફક ઇંદ્રિયાદિક વૈભવ ભોગવવામાં ગાળેલા હોય તેઓનો, પરમેશ્વરને અને તેનાં કૃત્યને સમર્પી શકાય તે કલાકો સ્વાર્થ સાધવામાં અને પાપ કરવામાં કહાડ્યા હોય તેઓનો વિચાર કરીશું તો એ ગતાવલોકનથી કેટલો ખેદ ઉત્પન્ન થશે પછી આપણી ભૂલો સુધારવાનો વખત નહિ મળે. આપણને પછી નીચલી કવિતા ખરી માનવી—અને સદાની દિલગીરીથી ખરી માનવી-પડશે.

"જિહ્વાથી ઉચરેલાં, હસ્ત લિખિત વા અનિષ્ટ વચનોમાં,
અનિષ્ટસર્વથીછે, 'તેહોત' ઉક્તિ ધરો તમે મનમાં."—બ્હિટિયર્સ મૉડ મુલર.

(મિ. ચેસ્ટર મેકનાટન કૃત "નિસની રહેણીને માટે સાદાં વચનો" એ નામે પુસ્તકમાંથી). (મુંબાઇ એજ્યુકેશનલ રેકર્ડ.)

— ❧ —

# आरोग्यतावर्द्धक सुधारा विषे भाषणो.

## भाषण १० मुं.

### કસરત.

હિંદમાં ઘણુખરા લોકોને પોતાની આજીવિકાને માટે મહેનત કરવી પડેછે અને તેથી તેઓને ઘણું કરીને જોઇએ તેટલી કસરત થાયછે. જેઓ ખાવે પીવે સુખી હોયછે તેઓની બાબતમાં એમ હોતું નથી. તેઓ આશાએશ ઉપરના પ્રેમને લીધે અથવા વિવેક કે મોટાઈ વિષેના ખોટા વિચારોને લીધે કસરતનો એટલો બધો અનાદર કરે છે કે તેથી નબળાઈ અને રોગ ઉત્પન્ન થાયછે.

એક પ્રખ્યાત ઇંગ્રેજ ગ્રંથકાર કહેછે કે "જીવતરનું સાર્થક કરવાને પહેલી આવશ્યક વસ્તુ એ છે કે સારા પ્રાણી થવું—અર્થાત્ આરોગ્ય, બળવાન અને ઉદ્યોગી થવું. ઇંગ્રેજોની અને હિંદ વાસીઓની વચ્ચે મોટો ફેર એ છે કે ઇંગ્રેજો પોતાની તંદુરસ્તીની ખાતર દરરોજ ઘણું કરીને પગે ચાલીને અથવા ઘોડે બેસીને ફરવા જાયછે, પરંતુ હિંદના લોકો બહુધા ઘેર બેસી રહેછે અને જરૂર પડેછે તેવારે બહાર ફરવા જાયછે તે સિવાય જતા નથી. પૃથ્વીપર વસનારા લોકોના લગભગ ચોથા ભાગે ઇંગ્રેજોનો અમલ સ્વીકાર્યો છે તેનું એક કારણ તેઓની કામમાં પ્રવૃત્ત રહેવાની ટેવો એટલે શરીરને ચપળતામાં રાખવું એ છે. ઇંગ્રેજોની પેઠે હિંદુઓ પોતાનો ઉત્કર્ષ કરવા ઈચ્છતા હોય તો તેઓએ બીજી બાબતોની જોડે તેમના કસરત પરના પ્રેમની નકલ કરવી જોઈએ.

**કસરતનો ગુણ.**—આપણા શરીરના જે માંસળ ભાગોથી આપણે ગતિ કરીએ છીએ તેઓને સ્નાયુઓ કહેછે. તેઓને બરાબર રીતે વાપરીએ છીએ તેવારે તેઓ મોટા અને મજબૂત થાય છે; વાપરવામાં નથી આવતા તો તેઓ નરમ અને નબળા થાયછે. સુકાઇને પાતળો થઈ કરમાઈ જાય ત્યાં લગી જે બાવો પોતાનો હાથ ઊંચો રાખે છે તેના હાથની જોડે લુહારનો હાથ સરખાવો.

જ્યારે આપણે વિશ્રાંતિમાં હોઇએ છીએ તેવારે દર મિનિટે સોળવાર શ્વાસોચ્છ્વાસ લઇએ છીએ. દોડીએ છીએ તેવારે ઘણી વધારે ઉતાવળે

શ્વાસોશ્વાસ લેઇએ છીએ અને શ્વાસમાં ઘણી વધારે હવા લેઇએ છીએ. એમ લોહી વધારે સ્વચ્છ થાય છે. હૃદય પણ વધારે ઉતાવળે ચાલે છે, અને શરીરના તમામ ભાગોમાં તેમના પોષણને માટે વધારે લોહી જાયછે.

કસરતથી બીજી રીતે ગુણ થાયછે. જ્યારે આપણે ઉતાવળે ચાલીએ છીએ અથવા સખ્ત મહેનત કરીએ છીએ તેવારે આપણને પરસેવો થાયછે. એ ચામડીમાંથી વહી આવતું પાણી છે અને શરીરના અંદરના ભાગમાંથી ઘસારાનો પદાર્થ બહાર લાવે છે અને આપણને વધારે આરોગ્ય કરેછે. કસરત કર્યા પછી આપણે વધારે ખોરાક ખાઈ શકીએ છીએ અને વધારે પચાવી શકીએ છીએ.

યોગ્ય કસરતથી આપણું આખું અંગ મજબૂત થાયછે. કસરત વગર સ્નાયુ સુસ્ત થઇ જાયછે અને થોડીએ મહેનત કરવી પડેછે તે તેમને ભારે પડેછે; તેઓ જાતે દુઃખી થાયછે અને બીજાઓને નિરૂપયોગી થઈ પડેછે.

**કસરતનો અનાદર.**—ઘણાક માણસો થોડી કસરત કરેછે અથવા બિલકુલ કરતા નથી તેઓ વધારે પણ ખાયછે. તેઓ જાડાબોલ થાયછે. પરંતુ એ કાંઈ સારી સ્થિતિનું ચિન્હ નથી.

સરકારી અને બીજી આફીસોના નોકરોને મુખ્યત્વે મગજ જોરે કામ પડેછે. મગજને પુષ્કળ લોહી જોઇએ છે તે એથી કરીને શરીરના બીજા ભાગોમાંથી કેટલેક દરજ્જે ત્યાં આવેછે. દિવસ પૂરો થાયછે તે વારે મગજ થાકી જાયછે. ઘેર ઉતાવળે ચાલીને જવાથી અથવા ગેડીદડા (ગોલ્ફ) અથવા દડ-બડ દડીદાવ (લૉન ટેનિસ) રમવાથી શરીરમાંથી લોહી છૂટથી ફરશે અને રૂચિથી ભોજન ખવાશે.

સઘળા દેશોમાં છોકરાંને રમવું ગમેછે. એથી તેઓને ફાયદો છે. દોડવાથી, દડો ફેંકવાથી અને બીજી રમતોથી તેઓના હાથ પગ વધારે મજબૂત થાય છે. બૂમો પાડવાથી અને હસવાથીએ તેઓની તંદુરસ્તી વધેછે. ઘરની અંદર કસરત કરવા કરતાં બહારની સેર કરવી વધારેસારીછે, કારણ કે હવા વધારે ચોખ્ખી હોયછે.

"દેશી રમતો, કસરતો, નિશાળની કવાયત, અને દરેક વર્ગની નિશાળની સ્થિતિને અનુકૂળ થાય એવી બીજી કસરતોને ઉત્તેજન આપીને શરીરને ખીલવવું" એવી હિંદી એજયુકેશન કમિશને ભલામણ કરી હતી.

યુનિવર્સિટીની પરીક્ષાઓની તૈયારી કરનારા તરુણ પુરૂષોને કસરત નહિ કરવાથી હેરાન થવાનો ઘણો સંભવ છે. તેઓમાંના કેટલાક ધારેછે કે અમારે અમારો બધો વખત અભ્યાસ કરવામાં ગાળવો જોઇએ. આ ભૂલ છે. સુતાર કોઇ કોઇવાર પોતાનાં ઓજારોને ધાર ચઢાવેછે તે ઠીક કરેછે. મન મગજવડે કામ કરેછે. કસરત કરવાથી મગજને વધારે લોહી મળેછે અને તે મજબૂત થાયછે. એવું બન્યુંછે કે જે વિદ્યાર્થીઓએ કસરત ન કરી તેઓ એવા તો માંદા પડયા કે તેમનાથી પરીક્ષા આપવા જઈ શકાયું નહિ. એથી કેટલાક વિદ્યાર્થીઓ આખા ભવ લગી નબળા અને રોગી થઇ ગયાછે.

છોકરાને અને પુરૂષોને કસરતની જેટલી જરૂર છે તેટલી છોકરીઓને અને સ્ત્રીઓને છે. સ્ત્રીઓને ઘણીવાર જનાનામાં પૂરી રાખેછે તેથી તેઓને કસરત કરવાનો જોગ મળતો નથી. બની શકે તો ઘરોને વંડા કરવા કે સ્ત્રીઓને તાજી હવા મળે.

કસરત વગર આરોગ્યતા ટકાવી રાખી શકાય નહિ. પરંતુ ભૂખે પેટે અથવા પેટ ભરીને જમ્યા પછી કસરત કરવી નહિ.

કસરત નિયમસર કરવામાં આવે તેના પ્રમાણમાં તે ફાયદાકારક અને ખુશકારક છે. આપણે જેમ બરાબર વખતે ખાઇએછીએ તેમ યોગ્ય વખતે કસરત કરવી જોઇએ.



## ઊંઘ.

આપણે દિવસે કામ કરતા હોઇએછીએ તેવારે રાતે થાકી જઇએછીએ. શરીર અને મન બંનેને વિશ્રાંતિ જોઇએ છે. આપણે જે જે કરીએછીએ તે વડે શરીરનો થોરો ઘસારો થાયછે. ઊંઘમાં એ ઘસારો મુખ્યત્વે સમ થાય છે. લોકો કૂવામાંથી આખો દહાડો પાણી કહાડે છે તેવારે પાણી નીચું ઉતરી જાયછે, પરંતુ રાતે પાછું ભરાય છે. રાતે સારી નિદ્રા લીધા પછી સવારે આપણે કોઇ તાજા થઇને ઊઠીએછીએ.

ઉમરે આવેલા માણસો કરતાં છોકરાંને વધારે નિદ્રાની જરૂર છે. ધાવણા બાળકે દિવસે ઘણો વખત લગી ઊંઘવું જોઇએ; મોટી ઉમરના માણસને કુમારે સાત કલાકની ઊંઘ જોઇએ. કેટલાક માણસોને વધારે ઊંઘની જરૂર છે; કેટલાકને ઓછી ઊંઘ જોઇએ છે.

ઊંઘવાનો સારામાં સારો વખત રાત છે. દશ કલાકથી મોડા સૂવું નહિ અને પહો ફાટતાં ઊઠવું.

રાતે વે'લા જે સુઇ, વે'લા ઊઠે વીર;
બળ, બુદ્ધી, બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

"મહેનતુ માણસની ઊંઘ મીઠી છે, પરંતુ ધનવાનને તેનું ધન ઊંઘવા નહિ દે." મજૂરને રાતે ભોંયપર સારી ઊંઘ આવશે, પરંતુ રાજા તેના સુંવાળા પલંગમાં તરફડીઆં મારશે.

સુતા પહેલાં થોડીવાર પર પેટ ભરીને જમવું નહિ. એથી માણસોને મહા મહેનતે ઊંઘ આવે અને નઠારાં સ્વપ્ન આવે. જઠર પોતાનું કામ જોરથી કરેછે અને મગજ અશાંત થાયછે.

ભોંયપર સૂવા કરતાં ખાટલે સૂવું વધારે સારૂં છે. ભોંય સૂકી હોય અને દેશમાં તાવ ચાલતો ન હોય તો ભોંયે સૂવાથી હરકત ન થાય. ભોંયમાં ભેજ હોય તો કોઈ વાર સંધિવા નામે શરીરમાં કળતર થાયછે અથવા બીજો રોગ થાયછે. જે ખરાબ હવાથી તાવ આવેછે તે નીચી રહેછે અને ખાટલાની થોડી ઊંચાઈ પણ તેને દૂર રાખવામાં સહાય કરેછે. રાતે ખાવાનું શોધવાને સાપ ફરતા હોય છે તેઓ ભોંયપર સૂનારા લોકોને કરડે પણ ખરા.

જે માણસની કને ખાટલો ન હોય અને જમીન ભેજવાળી હોય તો તેણે પરાળ અથવા સૂકાં પાંદડાંપર સૂવું.

રાતે પુષ્કળ સ્વચ્છ હવાની જરૂર છે. બધીઆર ઓરડામાં સૂવાથી હાનિ થાયછે. 'ઘરો' એ મથાળા નીચે આ વિષે વધારે કહેવામાં આવશે.

ઘણા લોકોને મોઢે માથે ઓઢીને સૂવાની નઠારી ટેવ હોયછે. એથી કરીને તાજી હવા બરાબર અંદર આવી શકતી નથી. પરંતુ દાકતર કનિંગહામ ધારે છે કે ઉત્તર હિંદમાં શિયાળાની મોસમમાં "જો કોઈ માણસની પાસે પોતાનું શરીર ગરમ રાખવાને જોઇએ એટલાં કપડાં ન હોય તો તેણે ટાઢથી પીડા પામવા કરતાં મોઢે માથે ઓઢીને ઊંઘવું એ વધારે સારૂં છે."*

દેશના કેટલાક ભાગોમાં ઊનાળામાં લોકોને ખુલ્લી હવામાં સૂવાથી ઈજા ન થાય. પરંતુ ઝાકળ પડતી હોય તેવારે ખુલ્લી હવામાં સૂવાથી ઘણું નુક-

* આરોગ્ય વિદ્યાનું પ્રથમ પુસ્તક (ગુજરાતી) પૃષ્ઠ ૨૬.

સાન થાયછે, અને તાવ આવેછે. એવી વખતે માથાપર હમેશા છાયો જોઇએ.

પવનનો સપાટો ચાલતો હોય ત્યાં અથવા શરીરપર પવન વાતો હોય ત્યાં માણસે સૂવું નહિ. શરીરની ગરમી પવન લેઇ લેછે અને ઘણીવાર મંદવાડ આવેછે. તાવ અથવા કોગળિયું (કોલેરા) ચાલતું હોય તેવારે રાતે શરીરને હુંફાળું રાખવાની વિશેષ જરૂર છે.

હેઠલા નિયમો પાળવાથી ગાઢ નિદ્રા આવેછે.—

૧ વહેલું ઊઠવું.
૨ ગુણકારી ખોરાક માફકસર અને નિયમસર ખાવો.
૩ ખુલ્લી હવામાં પુષ્કળ કસરત.
૪ નિયમસર સૂવું.
૫ પોતાનું કર્તવ્ય પ્રમાણિકપણે કરવું. પરમેશ્વર પોતાના માણસોને જે ઊંઘ આપેછે તે સર્વોત્તમ છે. "તેથી તે પોતાના વહાલાને ઊંઘ આપેછે."

## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવેછે કે પરસોતમ જગનાથ દવે, મોરજ તાલુકે માતર જિલ્લે ખેડાનો મહેતાજી, પગાર રૂ ૧૨) નો, નોકરી ૨૩ વરસની, પોતાનાં સરકારી દફતરો ખોટાં બનાવ્યાનો તકસીરવાન જણાયાથી કેળવણી ખાતાના મહેરબાન ડિરેક્ટર સાહેબના હુકમથી કેળવણી ખાતામાંથી એને બરતર્ફ કર્યોછે.

ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની આફીસ.
અમદાવાદ તા. ૨૭ મી આગસ્ટ સને ૧૮૮૯.

ઈ. જાઈલ્સ.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવેછે કે માણસા (કાઠીઆવાડ) ની નિશાળના મહેતાજી મોરારજી માવજી રરેશ્વરે રાજકોટની ટ્રેનિંગ કોલેજમાં ટ્રેઈન થઈ ૨૯)ની રેંકનું સર્ટિફિકેટ મેળવેલું હતું અને તેનો પગાર રૂ૧૦)નો હોઈ નોકરીમાં આઠ વરસથી હતો; તેનાપર પોતાનાં દફતરો ખોટાં બનાવ્યાનો, નિશાળનો સામાન વેચ્યાનો, અને ખોટાં પત્રકો મોકલ્યાનો અપરાધ સાબીત થવાથી તેને કાઠીઆવાડના કેળવણી ખાતામાંથી બરતર્ફ કર્યોછે.

ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની આફીસ.
અમદાવાદ. તા. ૧૩–૯–૮૯.

ઈ. જાઈલ્સ.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવેછે કે મોહન નાગર, સાણંદની નિશાળમાં ૩૪) ના પગારનો આસિસ્ટંટ, અને સોમનાથ હરજીવન, એજ નિશાળમાં ૩૩) ના પગારનો આસિસ્ટંટ, એ બે જણને જે માણસની જોડે વઢવાઢ થઈ હતી તેની સામે નનામી અરજી કરી તેને નુકસાન કરવાનું તરકટ રચવાનો વાંક તેમનાપર સાબીત થવાથી તેઓને કેલવણી ખાતામાંથી બરતર્ફ કર્યા છે.

| | |
|---|---|
| ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેટરની આફીસ. અમદાવાદ તા. ૧૭–૯–૮૭. | ઈ. જાઈલ્સ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉત્તર ભાગ. |

## સરક્યુલર.

જાવક નં. ૩૭ સને ૧૮૮૯–૯૦.

કાઠીઆવાડની સરકારી નિશાળોના ઇન્તે આસાર મહેતાજીઓ તથા મિસ્ત્રેસો તરફ.

સલામ સાથે લખવાનું કે રાજકોટ બાર્ટન ફિમેલ ટ્રેનીંગકોલેજમાં દાખલ થવા જે બાઇઓ ઉમેદ રાખતી હોય તેમની ઉમર અભ્યાસ વગેરે હકીકતનું પત્રક સને ૧૮૮૬ ના અકટોબર માસના ગુજરાત શાળાપત્રમાં પાને ૨૩૬ મે મે. કા. વિ. આસીસ્ટંટ એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબના જા. નં ૩૨૩ તા. ૨૩–૯–૮૬ નો સરક્યુલર તથા તેના સંબંધનું પત્રક છપાયું છે તે પ્રમાણે મોકલાવશો. આ સાલને માટે પણ તેજ પ્રમાણે હકીકત જોઇએ છે માટે જે બાઈ લાયક હોય અને તેને આવવા મરજી હોય તો તેનું પત્રક ભરાવી અમને તા. ૩૧ મી માહે અકટોબર સને ૧૮૮૯ સુધી પહોંચે તેમ મોકલશો. તા. ૨૨–૮–૮૯.

મિસ સ્પેન્સર,
લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ.
બાર્ટનફિમેલ ટ્રેનીંગ કોલેજ રાજકોટ.

## પુસ્તકોની પહોંચ.

લોકંભ્રમ. રચનાર વનમાળી લાધા મોદી કિ. ૩૦–૮–૦ ગોવિંદાપ ગાપન સંગ્રહ, ભા. ૨ લો. રચનાર બ્રહ્મચારી પ્રાણલાલ સિંધુલાલ. હિંદના ઐતિહાસિક સાલવાર બનાવોની ટૂંક નોંધ, રચનાર અરદેશર દીનશાહ ગાંધી. કિ ૦)ના ગુજરાત પ્રાંતની ભૂગોળનું સંક્ષેપ વર્ણન. લખનાર રા. અંબાજી જીવરામ વડોદરા કન્યાશાળાનાં મુખ્ય શિક્ષક કિ. ૦) કાવ્ય પ્રભાકર ભા. ૧ લો. છપાવી પ્રસિદ્ધ કરનાર ઓઝા લલુભાઈ કાળીદાસ.

કિ. ૩૧ ચરિતાવળી. પ્રગટ કર્તા કૃપાશંકર દોલતરામ ત્રવાડી. કિ. ૦)૩ ઋતુ સંહારનું ગુજરાતી ભાષાંતર. રચનાર મોહનલાલ પ્રસાદરાય મહેતા કિ. ૩૦ હિંદ અને બ્રિટાનીઆ, રચનાર ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ કિ. ૩૧ા નળાખ્યાન. પ્રસિદ્ધ કરનાર લલુભાઈ ડાહ્યાભાઈ તથા છગનલાલ ઠાકોરદાસ કિ. ૩૧) વનવાસિની. પ્રગટ કર્તા કૃપાશંકર દોલતરામ ત્રવાડી કિ. ૩૦)ー સૌભાગ્યવંતાં જયાકુંવર. કિ. ૩૦ાા દેવુ અને નાણાનો ખરો ઉપયોગ રચનાર રેવાશંકર અંબારામ ભટ્ટ કિ. ૩૦ આપણી આંખ અને તેઓની જતન કેમ કરવી. રચનાર M.L. Setna, L.M.& S,

વિદ્યા હુનર અને હિંદ. આ નામના ચોપાનીઆનો પહેલો અંક અમને મળ્યોછે. એમાં આવતા વિષયો ઘણા ઉપયોગી છે. કિંમત વરસે ૨ ૨ એ,

## निशाळोनां इनाम पत्रक.

જાવક નં. ૧૦૦ તા. ૧૦–૬–૮૯.

ઈડર. નામદાર મહારાજા શ્રી કેસરીસીંગજી સાહેબ તાલુકા સ્કુલ તથા ઈંગ્રેજી સ્કુલ તથા કન્યાશાળામાં મળી બે મણ સાકર વહેંચી. બડોલી. એજન મહારાજા સાહેબ મીઠાઈ ૩૫) જવાસા. પાહાડના મે. રાવજી સાહેબ લછમણસીંગજી પતાસાં મણ એક.

કચ્છ. જા. નં ૨૮૫ તા. ૨૪–૭–૮૯

ગોધરા. મીયાંજી સુલેમાન જુમા ૩૧) સુંથરી. જૈનધર્મના ભટારક વીવેક સાગરસુરી ૩૩) મુદ્રાના ગુરજી મોતીચંદજી કુશળચંદજી ૩૧ー શા. ત્રીક-મજીલાધા ૩ાા નળીઆ કન્યા. શા. પુનસી સામત ૩૧ા શિક્ષકોને ૩ાા વીંઝણ કન્યા. ઠ. ગોરધનદાસ સુંદરદાસ ૩૧) ખેડોઈ. ૩ાー ભૂજ કન્યા. રા. રા. હાથીરામભાઈ ત્રીકમજી સ્ટેટ ઇજનેર ૩૨ા વકીલ જટાશંકર અંબારામ ૩ાા અંજાર કન્યા. મહારાજા શ્રી ખેંગારજી સાહેબ ૩૧૫)ાા રોહા ૩ાાー જાડેજા વરસલજી ૩૧૨) મહેતાજીને ૩૫) ગેડી. ગામધણી ભાયાત તથા મહાજન સંમસ્ત ૩૨ા વાંધ. ૩ાા રા. ભચાઉ વહીવટદાર સાહેબ તથા મહાજન સમસ્ત ૩૪ા વીંઝાણ. શેઠ. ગો. તે. ની સબ કમીટીના મેમબર શેઠ ગોરધનદાસ સુંદરદાસ તથા સદગૃહસ્થો ૩૪)ー મુદ્રા કન્યા. મી. દામજી રામજી ૩૫) શીક્ષકોને ૩૨ા આસંબીઆ, શ્રી દરબાર ૩૫)ー ગામધણી જાડેજા વિજયરાજજી લિ. ૩૧) માંડવી. શે. ઈ. કન્યા.

વીંજાણના શેઠ વીસનજી નંદજી ૩૧૮ા શેઠ કેશવજી હંશરાજ ૩૧૦) શેઠ કસનદાસ લાલજીની વિધવા બાઈ કેસરબાઈ ૩૭પાા **માંડવી ગ. કન્યા.** મુંબઈના રહીસ શેઠ ઠાકરસી મુલજી ૩૧૬ા શેઠ વીસનજી નંદજી ૩૫) શેઠ કસનદાસ લાલજીની વીધવા બાઈ કેસરબાઈ ૩૨૯–૧૧–૬ **નાંગલપુર.** ૩૫ાા– **તેરા કન્યા.** ઠા. ટોકરસી ઉકેડા ૩૧ાા કુમાર શ્રી હમીરજી ૩૪ા. વૈદ ગૌરીશંકર મોરારજી ૩૨ાા રાજગર દામજી હરદેવ ૩૧ા કુમાર શ્રી હમીરજી ૩૧ા **ખેલા.** પટેલ રામજી લધા ૩૨ાા **ભૂજ નં. ૨** મેતા લાલજી શીવશંકર ૩૬ા **અંજાર.** નામદાર યુવરાજ મહારાજા શ્રી ખેંગારજી સાહેબ ૩૩૮ાા **અંજાર. નાઈટ સ્કુ.** ૩૨ાાા– **નળીઆ. કન્યા.** કરાચીના ઠ. ડોસાભાઈ કલ્યાણજી ૩૩૩) શેઠ દેવશી કરણજી ૩૭પાાા **લાકડીઆ.** જાગીરદાર તથા મહાજન ૩૧૫) શા કરમણ પાલણ વિગેરે ૩૨ાા શેઠ ગુરતાદજી એસ વાડીઆ. ૩૧ાા **મુદ્રા.** શેઠ લક્ષ્મીદાસ લધાભાઈ. ૩૧૨) મહેતાજીને ૩૨ાા આસીસ્ટંટને ૩૪ાા કસરતશાળામાં ૩૩) નાઈટસ્કુલમાં ૩૧ાા **ગળપાદર.** ૩૨ા **નળીઆ.** શેઠ હીરજી ભાણજી ૩૬ા કન્યાઓને ૩૨ાા નાઈટસ્કુલમાં ૩૧ા દરેક શિક્ષકને એકેક ફાલીયું. રા. વિશ્વનાથ જેઠાલાલ થાણદારના સ્કુલમાં ૩૨ાા શેઠ ડોસાભાઈ કલ્યાણજી તથા ગામના સદગ્રહસ્થો તથા સ્થાનીકઅધીકારી ૩૨૨) **બીદડા.** વ્યાપારી વર્ગ ૩૨ાા વાર્ષીક પરીક્ષા વખત ૩૬)=નાં પુસ્તકો સદગ્રહસ્થો ૩૨ા શા. રણમલ નાગુ ૩૨ાા **ખેલા.** વાઘેલા શ્રી કરણજી તથા સદગ્રહસ્થ ૩૧૨)= **જખૌ.** મોથાળા મેનેજર રા. માધવજી ભાઈચંદ વિ. સદગ્રહસ્થો ૩૮ાા શા ઉમરશી પેરાજ ૩૯) **મગવાણા.** ૩૬ા રોહાના જાડેજા શ્રી વેરસાલજી મહેતાજીને ૩૬ા માનીટર ૩૦ા રૂમાલ ૩૪ાા– અને પેંડા ૩૧ાા **કટારીઆ.** માળીઆના સૈયદ અબદલશા ઉસમાનજી. ૩૧) **ભદ્રેસર.** ઠા. સ્યામજી ઉમરશી. ૩૨ાા **તેરા કન્યા.** કુમારશ્રી હમીરજી ૩૨૦) **ગઢડા.** ૩૧ા સદગ્રહસ્થો ૩૨ાા **જખૌ કન્યા.** શા. ઉમરશી પેરાજ ૩૩) મહેતાજી ૩૧ા આસીસ્ટંટ ૩૦ાા રા. હાથીરામ રાઘવજી ૩૨ાા **તુણા.** ગામના ગ્રહસ્થો ૩૩) **સાંભરાઈ.** જાડેજા શ્રી વીજેરાજજી તથા ગામના ગ્રહસ્થો ૩૬ાા **પત્રી.** વોરા દેવજી હીરાચંદ ૩૨ા **મનફરા** ૩૪ાા– વાર્ષિક પરીક્ષામાં. **લાયજો.** વાર્ષિક પરીક્ષામાં. ૩૫ા **ડુમરા** વાર્ષિક પરીક્ષામાં. ૩૧–૪–૬ પુસ્તકો ૩૦ાા **સાકર.**

# ગુજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૮ મું. નવેમ્બર. ૧૮૮૯. અંક ૧૧ મો.


## ખનિજ પદાર્થો.

આકાર.—ઘણા ખનિજો સ્વભાવે કરીને અમુક પાસાવાળા ગાંગડાનું રૂપ ધારણ કરે છે. જેઓ પાસાકાર નથી તેઓના રૂપને પિંડાકાર કહે છે. પાસાકાર કે પિંડાકાર, બધા ખનિજોમાં તેમના રેજકણની બહુધા અમુક રચના હોયછે. તેઓને ભાંગીએ છીએ તે વારે એ રચનાને લીધે તેઓ કોઇ દિશામાં બીજી દિશાઓથી વધારે સહેલથી છૂટા પડેછે. એ દિશાને ભેદ દિશા કહેછે; ઉદાહરણ, રૅાકસૉલ્ટને અને અશોધિત સીસાને ભાંગતાં તેઓના ઘનાકૃતિ રૂપમાં ગાંગડા થાયછે.

ઘા મારી ભાંગતાં ખનિજો અનેક તરેહનાં પૃષ્ઠો દર્શાવે છે. એને ત્રુટ કહેછે. ત્રુટ અને દિશાભેદ એ બે જુદા ગુણો છે. ત્રુટની મુખ્ય તરેહો નીચે પ્રમાણે છે:—

સ્લેટી–ભાંગતાં પડ કે પોપડા થાય છે, ઉદાહરણ, સ્લેટ. શંખી, ભાંગતાં કોઇ છીપના જેવા ગોળ પૃષ્ઠ થાયછે, ઉદાહરણ, ચકમક. અસમ, ઉદાહરણ, ચાક, સમ, ઉદાહરણ, અશોધિત સીસું.

પારદર્શકપણું.—એ ગુણ નહિ, ઓછો કે વધતો હોવા પ્રમાણે વર્ગ કર્યાછે તે આ પ્રમાણે— ૦ અપારદર્શક. ૧ કોરોમાં પ્રકાશ પ્રવેશક. ૨ પ્રકાશ પ્રવેશક, પણ આરપાર નજર જાય નહિ. ૩ અર્ધપારદર્શક, એમાંથી પદાર્થો ઝાંખા દેખાય. ૪ પારદર્શક, એમાંથી પદાર્થો સ્પષ્ટ દેખાય.

વાસ, સ્વાદ, ઇત્યાદિ—ઓછી અગત્યનાં લક્ષણોથી પણ ખનિજો પરખાઈ શકેછે. ઉદાહરણ, તેઓનો વાસ; એ કોઇમાં ગંધકનો,

કોઇમાં મરોડીનો, કોઇમાં ડામરનો, ઇત્યાદિ; સ્વાદ; ઉદાહરણ ખારો, કડવો, ઇત્યાદિ. જે ખનિજો પાણીમાં ઓગળે છે તેઓમાંજ સ્વાદ હોય છે; ફોસ્ફસીઆ, પ્રકાશપ્રવેશક ચકમકના કંકર. એ ગુણ થોડાક ખનિજોમાં છે. તેઓને જોડે ઘસવાથી ફાસ્ફરસ જેવું તેજ નીકળે છે. સામાન્ય લક્ષણોનું વર્ણન પૂરૂં થયું.

---

પત્ર લખનારને સૂચના—પીરભાઈ ફુલાભાઈ, તમારી શંકાઓનો ખુલાસો કરવાની જગા આ અંકમાં મળી નથી, અમને આશાછે કે આવતા અંકમાં મળશે.

મો. પ્ર. મહેતા, તમારો લાંબો પત્ર પહોંચ્યો છે. જગાની તંગાસને લીધે પ્રગટ કરી શકીશું નહિ.

# સુનીતિના પાઠો.

## કાયદામાં ઠરાવેલા અપરાધો.

હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૩ મા બાબમાં કહેલા ગુનાહ અને તેઓની સજા વિષે ગયા અંકમાં ટૂંકામાં જણાવવામાં આવ્યું હતું. ૧૪ મા પ્રકરણમાં લોકોને કાંઇ નુકસાન, ભય, અથવા દુઃખ થાય, પાડોશીઓને પીડા થાય, અડચણ પડે કે ભય લાગે તેવાં કૃત્યોને ગુનાહ ઠરાવ્યા છે. માણસની જીંદગીને જોખમમાં નાંખે એવા રોગનો ચેપ જેથી પ્રસરે તેવું કામ કે તેવી ગફલત કરનારને છ માસ પર્યંત કેદ અને જોડે દંડની સજા ન્યાયાધીશ કરી શકે. વેચવાને કરેલી ખાવાની કે પીવાની વસ્તુઓમાં અવગુણ કરે એવો ભેળ કરનારને તથા ખાવા પીવાની અવગુણકારક વસ્તુઓ વેચનારને, વસાણા અને ઓસડોમાં હાનિકારક ભેળ કરનારને, પીવાના તથા વાપરવાના કૂવા, વાવ, તળાવ, વગેરે સાર્વજનિક જળાશયના પાણિને ગંદું કરે કે બગાડે તેને, તથા હવા બિગાડે તેને, રાજમાર્ગમાં ફરનારાને વાગે કે કોઇને હાનિ થાય તેવી રીતે ગાડી, ઘોડો વગેરે હાંકનારને, સમુદ્રમાં કે નદીમાં બેફીકરાઇથી વહાણ હંકારનારને, તથા તે વ-

હાણોને હાનિ થાય તેવું કાંઈ કૃત્ય કરનારને, ઝટ સળગી ઊઠે એવા પદાર્થો રાખવામાં ગફલત કરનારને, સંચા, ઇમારતાદિક સંબંધી ગફલતથી કસૂર કરી માણસના જીવને જોખમ થાય તેવું કરનારને, નુકસાનકારક કામ કરવાથી કાયદેસર મનાઇ કર્યા છતાં તે નહિ માનનારને, બીભત્સ પુસ્તકો, ચોપાનીઆં, ચિત્રો વગેરે વેચનાર, છાપનાર, દેખાડનાર, ને વેચવા સારે રાખનારને, જાહેર જગામાં ભુંડાં ગીતો ગાનારાને, ભુંડા શબ્દો બોલનારાને છ કે ત્રણ માસની કેદની તથા તે ઉપરાંત દંડની સજા ફરમાવી છે.

આ પ્રકરણ પણ મહેતાજીએ તથા મહેતીજીએ ખૂબ ધ્યાનમાં લેવા જોગ છે. જેમ રોગ થયા પછી ડાક્ટર, કે વૈદ્ય કે હકીમની ગરજ પડેછે અને થયલા રોગને મટાડવાને ઓસડ આપવામાં આવેછે, પણ રોગને દૂર રાખવાને, મંદવાડને આવતો અટકાવવાને આરોગ્યવિદ્યામાં જે ઉપાય બતાવ્યા છે તેઓને કામે લગાડવામાં આવે છે, તેમ ગુનાહ થયા પછી ગુનાહ કરનારાને પોલીસ પકડે છે, અને માજીસ્ત્રેટો તથા જડજો સજા કરે છે, પરંતુ ગુનાહ થતા અટકાવનાર આપણી નિશાળો છે. રાજ્ય તરફથી સ્થાપેલી બે ચોકીઓ છે,—એક કાળા ડગલાવાળા પોલીસની છે, તેનું કામ અપરાધ કરનારાને ઝાલવાનુંછે, અને બીજી વિદ્યા ભણાવનારા અને સુનીતિ શીખવનારા મહેતાજીઓ અને મહેતીજીઓની નિશાળોછે. આ બિના વારે વારે સંભારવાની છે તથા મદદનીશ શિક્ષકો તથા નિશાળીઆને યાદ દેવડાવવાની જરૂર છે. મહેતાજી અને મહેતીજી ઉપદેશક છે. હોળીમાં જે નિશાળના છોકરા ભુંડું ન બોલે અને ગોરોમાં જે નિશાળની છોકરીઓ ભાંડ વચન ન ઉચ્ચારે અને કૂટે નહિ તે નિશાળના મહેતાજી અને મહેતીજીને ધન્ય કહેવાય. જે ગુનાહ બાળપણથી બાળક કરેછે તેપર પ્રથમ ધ્યાન આપવું જોઇએ. લોકની તન્દુરસ્તી સંબંધી પણ મહેતાજીનો બોધ કાર્યસાધક થાય તે કરવાની આવડત જોઇએ, હોંસ જોઇએ. ઉમરે આવેલા શિષ્યોને તથા લોકોને કાયદાને આધારે સુનીતિનો બોધ કરવાનું કામ કઠણ નથી. તે કરવાની ઇચ્છા જોઇએ.

—❧—

એ મુલાકાત પછીને શનિવારે પાછલે પોહોરે અચરત પાડોશણના ઘરમાં ગઇ હતી અને મહેતાજી પોતાના ઘરમાં માળપર છોકરાંને અંકગણિતનો દાખલો શીખવતા હતા તેવામાં મડમસાહેબના નોકરે આવી કાર્ડ આપ્યું. મહેતાજીએ પૂછ્યું, ભાઈ એ શું છે ! નોકર કહે, મડમસાહેબ મળવા આવ્યાં છે. આ સાંકડી ગલીમાં ગાડી લાવવી અને પાછી વાળવી મુશ્કેલ પડે તેમ છે માટે બહાર નાકે રાખી છે. મહેતાજીના સ્વપ્નામાંએ કદી મડમ મળવા આવવાનું આવેલું નહિ. એમને ક્યાં બેસાડવાં અને શું કરવું તેના વિચારથી ગાભરા થયા. છોકરાને કહે દોડતો સામે ઘેરથી એક ખુરશી લાવ, હું તારી માને બોલાવી લાવુંછું. છોકરો ખુરશી લેવા ગયો, અને મહેતાજીએ ગભરાટમાં વહેલાં વહેલાં પાઘડી માથે મેલી અંગરખું પહેર્યું. બાવરા બની ઉતરતાં સીડીને પગથીએથી પગ લપસ્યો અને મહેતાજી નીચે ગબડ્યા. કેડ કૂટાયા ઉપરાંત સુભાગ્યે બીજું કાંઈ વાગ્યું નહિ. પગમાંનાં ખાસડાં નીકળી ગયાં તેમાંનું એક બારણા આગળ ખાળકુંડી હતી તેમાં પડ્યું, અને તે કાઢતાં મહેતાજીનો પગ તેમાં પડી ધોતીયું અને અંગરખાની ચાળ છંટાઈ. એને ન લેખવતાં અચરત બીજી બાયડીઓ જોડે બેઠી જે ઘરમાં વાતો કરતી હતી ત્યાં હાંફલા ફાંફલા જઈ કહે, અલી ઊઠ વહેલી, મડમસાહેબ મળવા આવ્યાં છે, નાકે ગાડીમાં છે. અચરત કહે તેમાં આમ ગાભરા શીદ બન્યાછો. માથે અવળી પાઘડી કેમ પોહેરી છે, અને તમારૂં ધોતીયું જુવોને, અંગરખાની ચાળ જુવોને. મહેતાજી કહે મારો વાંસો કૂટાયો તેની તો તને ખબરે નથી. (બેઠેલી બાયડીઓ મનમાં હસવા લાગી) વારૂ ઊઠ, દોડ, સામી જઈ તેડી લાવ. હું અંગરખું અને ધોતીયું બદલીને આવુંછું. અચરત કહે, પણ પાઘડી સવળી પહેરો. આપણા ઘરમાં એમને બેસાડવાની જગ્યા ક્યાં છે! આપણા ઘરમાં એમને પગ મૂકવો કેમ ગમશે! મહેતાજી કહે, તો કેમ કરીએ, મોટી મહેરબાની કરી મળવા આવ્યાં તેમને ના કહેવાય ! એથી કાયદોજ થશે. દોડતી જા ને તેડી લાવ. બહાર ખોટી થાય છે.

'એથી ફાયદોજ થશે,' એ વચન સાંભળી અચરત ઊઠી. મહેતાજી ઘેર લૂઘડાં બદલવા ગયા અને મહેતી તથા તેની સાથે બેઠેલી ત્રણ

પાડોશણો મડમ સાહેબને તેડવા ગઈ. એ ત્રણમાંની એકનો વર કીકાભાઈ નામે વકીલ હતો તેણે થોડા દિવસપર હરાજીમાંથી ફાટો ટૂટો એક કોચ અને બે ખુરશીઓ આણી હતી. વકીલણ કહે, અલી અચરત, મડમ સાહેબને મારે ઘેર બોલાવી લાવ, મારે ત્યાં કોચ છે, ખુરશીઓ છે. અચરતે હા કહી. કીકાભાઇની બાયડીએ પોતાના ઘરમાં દોડી જઈ કોચ ઉપર ચાદર પાથરી કે ફાટેલું જણાય નહિ. દાદરની પાસે સાવરણી પડી હતી તે લેઈ પાછલા ઓરડામાં નાંખી, અને ખીંટીએ લૂઘડાં સૂકાતાં હતાં તેઓને પણ લેઈ બીજે ઠેકાણે મૂક્યાં. એ ઓરડો ૧૫ ગજ લાંબો હતો અને ૧૨ ગજ પહોળો હતો. વચમાં બારોટીઆ નીચે હીંચકો હતો. અને બારીની પાસે ખૂણામાં એક ગદેલું અને બે તકીઆ હતા, તથા ગદેલાથી થોડે છેટે પેલો કોચ અને ખુરશીઓ હતી. એ બધાને ખંખેરી વકીલણ સાફ કરતી હતી તેવામાં મડમ સાહેબ આવ્યાં.

એ વખત લગીમાં આખી શેરીમાં મડમ આવ્યાની વાત પ્રસરી, અને મડમ સાહેબ મળવા આવ્યાં, મડમ સાહેબ મળવા આવ્યાં, એમ બોલતી બાયડીઓ બારીઓ અને ઓટલે જોવા દોડી આવી. કાંઈ નવીન બનાવ બન્યો હોય અને લોક અચરત પામી જોવા ધસે તેમ શેરીનાં બઘરાં મડમને નિરખવાને ધાયાં. મડમ કોને ત્યાં આવ્યાંછે અને કેમ આવ્યાંછે તે તેમના જાણવામાં નહિ તેથી એક એકને પૂછાપૂછ કરવા લાગી. કેટલીક અચરત મહેતીની બેનપણી હતી તેઓ તેના પાછળ દોડી.



## ગદ્ય સ્તોત્ર.

ડાકટર વાટ્સ નામે કવિએ બાળકોને માટે ગદ્યમાં પંદર સ્તોત્રો ર-ચાંછે, તેઓને મીસીસ બાર્બોલ્ડે એક લઘુ પોથીમાં પ્રગટ કર્યાંછે. બાળકનું ક્ષ પરમેશ્વર ભણી જાય એ હેતુ એ સ્તોત્રો રચવામાં રાખેલો છે, ને તેઓ છોકરાં મોંઢે કરે તેવી ઇચ્છાથી તેઓને પ્રગટ કર્યાંછે. એ તોનું ગૂજરાતીમાં ભાષાંતર કરવામાં જે જે આ દેશને લાગુ નથી ડતું તે છોડી દીધુંછે કે ફેરવ્યુંછે. એમાંનું એક એક સ્તોત્ર ગૂજરાતી-

માં બેસતું આવે તેવા રૂપમાં પ્રતિ માસે આ પુસ્તકમાં પ્રસિ કરવા ધાર્યું છે.*

## સ્તોત્ર ૧ લું.

આવો, આપણે પરમેશ્વરનું ભજન કરીએ, કેમકે તે બહુ મોટો છે; આપણે પરમેશ્વરનું સ્તવન કરીએ, કેમકે તે બહુ સારો છે.

બધી વસ્તુઓ તેણે બનાવીછે; દહાડે કારભાર કરવાને તેણે સૂરજ કર્યોછે અને રાતે પ્રકાશવાને ચાંદો કર્યો.

મોટા હાથીનો અને નાની કીડીનો કરનાર તે છે.

નાનાં પક્ષીઓ ઝાડની ડાળીઓપર પાંદડાંની છાયામાં બેશી મીઠે સાદે પરમેશ્વરના ગુણ ગાયછે.

નદી નાળાં લીસા કાંકરાપર વહેતાં મીઠો અવાજ કરી પરમેશ્વરના ગુણ ગાયછે.

હું મારી વાણીથી પરમેશ્વરના ગુણ ગાઇશ; હું બાળક છું તોપણ તેના ગુણ ગાઈ શકું.

થોડાં વરસોપર હું બહુ બાળક હોવાથી મને બોલતાં આવડતું નહિ.

અને પરમેશ્વર એ મોટું નામ મારા જાણવામાં ન હતું, કેમકે તેવારે મારામાં સમજણ ન હતી.

પણ હમણા હું બોલી શકુંછું, અને મારી જીભ તેનું ભજન કરશે; તેના બધા હેતના વિચાર મારા મનમાં આવી શકેછે, અને હું તેની ભક્તિ કરીશ.

તે મને બોલાવશે તો હું તેની કને જઇશ; તે આજ્ઞા કરશે તે હું પાળીશ.

મોટપણે હું વધારે સારૂં ભજન કરીશ; આખા જન્મારામાં હું પરમેશ્વરને કદી વીસારી દઇશ નહિ.



## पाठ विषे गुणावगुण परीक्षा.

ત્રેનિંગકાસલેજમાં સ્કાલરો પોતાના શિક્ષકની તથા બીજા સ્કાલરોની રૂબરૂ પ્રાક્ટિસિંગ સ્કૂલના કોઈ વર્ગને પાઠ શીખવેછે અને પાઠ પૂરો થયે

*આ શાળાપત્રમાં બાળકને માટે જે પાઠો પ્રગટ કરવામાં આવે તે નિશાળમાં શિક્ષક શીખવી શકે, અને ઘેર મા શીખવી શકે.

અથવા શિક્ષક બંધ કરાવે ત્યારે વર્ગને મોકલી દઈ શિક્ષકો તથા સ્કાલરો તે પાઠ સંબંધી ગુણ અવગુણની ચર્ચા કરેછે. વિચારવંત અને સારા શિક્ષક થવાની હોંસ રાખનારા સ્કાલરોને એ ચર્ચાથી બહુ લાભ થાયછે. નિશાળોમાં મુખ્ય મેહેતાજીની આગળ અઠવાડીઆમાં એક વખત, કોઈ આસિસ્ટંટ એમ પાઠ આપે, અને બીજા આસિસ્ટંટો તે વેળા હાજર રહે અને પાઠ થયે એ પ્રમાણે ગુણદોષ પરીક્ષા થાય એ ઘણું ઇચ્છવા જોગ છે. નિશાળને છૂટવાના સમયના છેલ્લા કલાકમાં એમ માત્ર બની શકે; કારણ કે મેહેતાજી અને તેના મદદગારો પાઠની ચર્ચા કરવા જાય તે વેળા બધા વર્ગો શિક્ષક વિનાના રહે, અને તેમ તેઓને રાખવા એ ઠીક નથી. અને તે કલાકમાં પણ બધા આસિસ્ટંટો પોત પોતાના વર્ગો તજી એ પાઠ સાંભળવા આવે એ ઠીક નહિ. માત્ર મુખ્ય મેહેતાજી પાઠ આપનાર આસિસ્ટંટની કને બેસી શકે, અને બાકીના આસિસ્ટંટો નિશાળીઆને રજા આપ્યા પછી મહેતાજી ગુણ અવગુણ કહે તે સાંભળવાને હાજર રહી શકે. પ્રતિ અઠવાડીઆમાં એકવાર એમ કરવામાં આવે તો નિશાળને બહુ ફાયદો થાય એમાં સંદેહ નથી. ટ્રેન નહિ થયેલા આસિસ્ટંટોને પાઠ શીખવતાં શીખવવું એ મેહેતાજીનું કર્તવ્ય છે. એ ફરજ ન બજાવવાથી કેળવણીને હાનિ થાયછે. જો ડીપુટી એ. ઇન્સ્પેક્ટરો અને આસિસ્ટંટ ડીપુટી ઇન્સ્પેક્ટરો વાર્ષિક પરીક્ષા લેની વેળા તાની હજુરમાં મેહેતાજીઓને તથા તેઓના આસિસ્ટંટોને એમ પાઠ આપતા જોવાનો નિયમ રાખે તો સુધારો ઘણો થાય. એમ કહેવાયછે, ને તેનો કેટલોક પુરાવો પણ છે કે ઘણાક સ્કાલરો ટ્રેનિંગ કાલેજમાંથી થા કેર નોકરીપર જાયછે ત્યાં પાઠ આપવાની પદ્ધતિ વિસારી દેછે. કહ્યું તેમ તેમની નિશાળોના પરીક્ષકો કરે તો એમ ઓછું બને.

પાઠનો વાસ્તવિક વિષય શો છે તેજ પ્રથમ તો ઘણા શીખવનારા જાણતા નથી, અને જે ઉદાહરણ હોયછે તેને પાઠનો મુખ્ય વિષય સમજેછે. પરિણામ એ થાયછે કે જે કારણાર્થે પાઠ શીખવવામાં આવેછે, ઠનો મુખ્ય હેતુ છે, તે પાર પડતો નથી. પહેલા ધોરણના તથા બહારનાં બાળકોને સાધારણ વસ્તુઓ વિષે પાઠો આપવામાં . એ પાઠો આપવામાં મુખ્ય હેતુ શો છે તે શિક્ષકો બહુધાં જાણ-